પ્રકાશક:—
વિનયચંદ ગુલાબચંદ શાહ બી. એ.





પ્રાપ્તિસ્થાન:—
સરસ્વતી પુસ્તક ભંડાર
રતનપોળ, હાથીખાના,
અમદાવાદ.



મુદ્રક:—
શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
મહોદય પ્રેસ, ભાવનગર.

# નિમન્ત્રણ

આ ચરાચર જગત્ મૂર્ત અને અમૂર્ત પદાર્થોનો ભણ્ડાર છે. એમાં આત્મારૂપ અમૂર્ત, અમર અને સચેતન પદાર્થની બલિહારી છે. એની પેઠે એના જ્ઞાનાદિ ગુણો પણ અમૂર્ત છે. સંસારી જીવોનો વ્યવહાર એના નિવાસસ્થાનરૂપ દેહ ઉપર અવલમ્બે છે. આ જીવો પોતાના વિવિધ અનુભવોને આ દેહરૂપ મૂર્તિનો અનેકવિધ ઉપયોગ કરી વ્યક્ત કરે છે. આમાં વાણી અને લેખનક્રિયાનો પણ સમાવેશ થાય છે. આ સાધનો મૂર્ત હોવા છતાં અમૂર્ત ભાવોના નિરૂપણમાં ન્યૂનતા આવવા દેતાં નથી. જૈન મહર્ષિઓએ પોતાના જે અનુભવોને સત્ય સ્વરૂપે નિર્ભયતાપૂર્વક પ્રકાશ્યા તેને મુનિવરોએ અપ્રમત્તપણે વાણીમાં ઉતારી બન્યું તેટલે અંશે સાચવી રાખ્યા છે. એને આપણે 'આગમ' કહીએ છીએ. હુ એને આત્માની ઉન્નતિ સાધવામાં સહાયક થનાર મન્દિર કલ્પું છું. આ આગમ-મન્દિરની મનોરમતા અને મહત્તાનું અને સાથે સાથે એની વિશાળતા અને ગહનતાનું દિગ્દર્શન કરાવવા મેં અત્ર નમ્ર પ્રયાસ કર્યો છે. મેં જે વિવિધ મન્તવ્યો રજૂ કર્યાં છે તે દરેકનું મણ્ડન કે ખણ્ડન કરવા માટે આ પુસ્તકની મર્યાદાને લઇને જોગવાઇ ન હોવાથી એ બાબતો મેં જતી કરી છે. એવી રીતે અહીં જે જે આવૃત્તિઓ, ગુજરાતી ઇત્યાદિ ગિરામાં ગૂંથાયેલા અનુવાદો અને લેખો વિષે મેં ઉલ્લેખ કર્યો છે તેના ગુણદોષોનું દર્શન કરાવી તેનું મૂલ્યાંકન કરાવવાની વૃત્તિને પણ મેં રોકી રાખી છે, કેમકે આ તો આગમ-મન્દિરના દર્શન માટેની ભાવના જાગૃત કરવાના ઉદ્દેશથી કરાયેલો પ્રયાસ છે. આથી તો અતિશય સંક્ષેપમાં કે ખૂબ વિસ્તારથી નિરૂપણ કરવાનો મોહ ન રાખતાં મધ્યમ માર્ગને હું અનુસર્યો છું.

અહીં મેં જે પ્રશ્નો ઉઠાવ્યા છે તેનો સચોટ ઉત્તર આપીને અને આમાં જે ત્રુટિઓ જણાતી હોય તેનું સપ્રમાણ નિરસન કરીને આગમોની સાચી ભવ્ય આરાધના કરવા–કરાવવા હું આગમોના અખણ્ડ અને અનન્ય અભ્યાસીઓને આ દ્વારા સાદર નિમન્ત્રણ પાઠવું છું. આશા છે કે તેઓ એ સ્વીકારી મને ઉપકૃત કરશે. આ પુસ્તકમાં સહાયક થનાર આગમોદ્ધારકાદિ શ્રમણોનો અને ઉત્તેજન આપનાર ધનિક શ્રાવકોનો હું અહીં આભાર માનું છું. વિશેષમાં આ પુસ્તક કાળજીથી અને ત્વરાથી છાપવા બદલ મહોદય મુદ્રણાલયની હું પ્રશંસાપૂર્વક સાનન્દ નોંધ લઉં છું.

ગોપીપુરા, સુરત.
વીરસંવત્ ૨૪૭૪,
ચૈત્ર શુક્લ ત્રયોદશી.

હીરાલાલ ર. કાપડિયા

---

## અનુક્રમણિકા

# બી...જ...ક.





## સંકેતોની સમજણ

અ૦ ચિ૦=અભિધાનચિન્તામણિ.

અ૦ જ૦ પ૦=અનેકાન્તજયપતાકા.

અ૦ ર૦ મં૦=અનેકાર્થરત્નમંજૂષા.

આ૦ આ૦ અ૦=આર્હત આગમોનું અવલોકન.

આ૦ સમિતિ=આગમોદય સમિતિ.

ઉત્તર૦=ઉત્તરજ્ઝયણ.

ઋ૦ કે૦ સંસ્થા=ઋષભદેવજી કે. શ્વેતાંબર સંસ્થા.

ગૂ૦ ગ્રં૦ કા૦=ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય.

ગુ૦ મિ૦ તથા ગુ૦ દ૦=ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ.

જે૦=જેસલમેર ભાણ્ડાગારીય ગ્રન્થસૂચી.

ચન્દન જૈ૦ ગ્રન્થ૦=ચન્દન જૈનાગમ ગ્રન્થમાલા.

જૈ૦ આ૦ સ૦=જૈન આત્માનંદ સભા.

જૈ૦ ગૂ૦ ક૦=જૈન ગૂર્જર કવિઓ.

જૈ૦ ધ૦ પ્ર૦=જૈન ધર્મ પ્રકાશ.

જૈ૦ ધ૦ પ્ર૦ સભા=જૈન ધર્મ પ્રસારક સભા.

જૈ૦ સ૦ પ્ર૦=જૈન સત્ય પ્રકાશ.

જૈ૦ સા૦ સં૦=જૈન સાહિત્ય સંશોધક.

જૈ૦ સા૦ સં૦ ઇ૦=જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

જૈ૦ સિ૦ ભા૦=જૈન સિદ્ધાન્ત ભાસ્કર.

તત્ત્વાર્થાધિ૦=તત્ત્વાર્થાધિગમસૂત્ર.

તત્ત્વાર્થરાજ૦=તત્ત્વાર્થરાજવાર્તિક.

ત્રિષષ્ટિ૦=ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર.

દે૦ લા૦ જૈ૦ પુ૦=દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર.

નાયા૦=નાયાધમ્મકહા.

પ૦ ઐ૦ આ૦=પદરચનાની ઐતિહાસિક આલોચના.

પા૦ સ૦ મ૦=પાઇયસદ્દમહણ્ણવ.

પુ૦ ક૦=દો હજાર વર્ષ પુરાણી કહાનિયાઁ.

પૂ૦ જૈ૦ ગ્રંથમાલા=પૂંજાભાઇ જૈન ગ્રન્થમાલા.

પ્રેમી૦ ગ્રંથ=પ્રેમી–અભિનંદન ગ્રંથ.

ભ૦ મ૦ ધ૦=ભગવાન મહાવીરની ધર્મકથાઓ.

ભાં૦ પ્રા૦ સં૦ મં૦=ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધનમંદિર.

મ૦ આ૦=મહાવીરસ્વામીનો આચારધર્મ.

મહાવીર૦ ધર્મ=મહાવીરસ્વામીનો આચારધર્મ.

વિયાહ૦=વિયાહપણ્ણત્તિ.

વિસેસા૦=વિસેસાવસ્સયભાસ.

વી. સં. જૈ. કા૦=વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના.

સૂ૦=સૂત્ર.

સિદ્ધાન્તા૦=સિદ્ધાન્તાગમસ્તવ.

હી૦ હ૦=હીરાલાલ હંસરાજ.

A B O R I=Annals of the Bhandarkar Oriental Research Institute.

D C J M=A Descriptive Catalogue of Jaina Manuscripts.

H C L J=A History of the Canonical Literature of the Jainas.

H I L=A History of Indian Literature.

I A=Indian Antiquary.

I H Q=Indian Historical Quarterly.

I S=Indische Studien.

J A=The Jaina Antiquary.

L I A=Life in Ancient India.

S B E=Sacred Books of the East.

# પ્રો. કાપડિયાની પદ્યાત્મક રચના

પ્રો. કાપડિયાની કંસવધના નિવેદન( પૃ. ૭ )માં એમની સંસ્કૃત રચનાઓ અને એના પૃ. ૭૧-૨માં એમની ગુજરાતી રચનાઓ વિષે ઉલ્લેખ છે. આ ઉપરાન્તની એમની ગુ. પદ્યાત્મક રચનાઓ પૈકી કેટલીક આ પુસ્તકમાં પૃ. ૧૬૪ ને ૧૬૮-૯માં નોંધાઇ છે. બાકીની વીસ નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| ધન્ય તું યોગિરાજ ! | ગુજરાત મિત્ર તથા ગુ. દર્પ | તા. ૧૮-૧૧-૪૫ |
| અભિનવ હરિયાલી | સિદ્ધચક્ર | તા. ૧૭-૧૨-૪૫ |
| મહાવાદી ને ગાંગો તેલી | પ્રતાપ | તા ૩૦-૬-૪૫ |
| મોહન-હરિયાલી | પ્રતાપ | તા. ૧-૧૨-૪૫ |
| અલબેલી-હરિયાલી | ગુ. મિત્ર તથા ગુ. દર્પણ | તા. ૯-૧૨-૪૫ |
| તું કોણ ? | ,, ,, | તા. ૧૦-૨-૪૬ |
| પલાશની તપાસ | ,, ,, | તા. ૨૧-૪-૪૬ |
| જિનેન્દ્રની સ્તુતિ | ,, ,, | તા. ૨૮-૪-૪૬ |
| અપભ્રંશ મુક્તકોનો પદ્યાત્મક છાયાનુવાદ | ,, ,, | તા. ૨૮-૭-૪૬<br>તા. ૪-૮-૪૬<br>તા. ૧-૯-૪૬<br>તા. ૧૫-૯-૪૬ |
| વગોવણી | ,, ,, ( દૈનિક ) | તા. ૨૫-૮-૪૬ |
| નભે શું ? | ,, ,, | તા. ૨૨-૯-૪૬ |
| કૃતઘ્ન | ,, ,, | તા. ૨૨-૧૨-૪૬ |
| વિનોદનો વિષય | ,, ,, | તા. ૨૪-૮-૪૭ |
| દારિદ્ર્ય પદ્ધતિ | ,, ,, | તા. ૫-૧૦-૪૭ |
| શ્રમણ-હરિયાલી | ,, ,, | તા. ૫-૭-૪૮ |
| સૌમ્ય-હરિયાલી | ,, ,, | તા. ૧૨-૭-૪૮ |
| નિર્ગ્રન્થ-હરિયાલી | ,, ,, | તા. ૧૯-૭-૪૮ |
| વિનતિ | ,, ,, | તા. ૨૬-૭-૪૮ |
| સન્ત-હરિયાલી | સાર્વજનિક | છપાય છે. |
| નિવેદન | ,, | છપાય છે. |

# આગમોનું દિગ્દર્શન

## પ્રકરણ ૧ : પીઠબન્ધ

**વ્યાખ્યા**—મનુષ્ય બુદ્ધિશાળી છે. એથી એને પોતાનાં મન્તવ્યો અને ક્રિયાકાણ્ડ છે. એક જ સરખાં તાત્ત્વિક સિદ્ધાન્તો અને ક્રિયાકાણ્ડને સ્વીકારનારા મનુષ્યોનો એક સમ્પ્રદાય બને છે. તેમ થતાં એને અંગે માર્ગદર્શન કરાવનારું દાર્શનિક સાહિત્ય સર્જાય છે. આ સાહિત્યનો મૌલિક, પ્રામાણિક અને અતિમાનનીય ભાગ 'શાસ્ત્ર' કહેવાય છે અને એ પવિત્ર ગણાય છે. અન્યાન્ય ધર્માવલમ્બીઓને પોતપોતાનાં શાસ્ત્ર છે. જેમકે હિન્દુઓમાં બ્રાહ્મણો વગેરેને વેદ, બૌદ્ધોને [1]તિપિટક, ખ્રિસ્તિઓને બાઇબલ, મુસ્લિમોને કુરાને શરીફ અને પારસીઓને ખુર્દે અવેસ્તા. આ પ્રમાણેનાં જૈનોનાં પરમ પવિત્ર શાસ્ત્રને 'આગમો' કહે છે. શૈવોનાં ધર્મશાસ્ત્રને માટે 'આગમ' સંજ્ઞા વપરાય છે, અને 'આગમ-નિગમ'નો અર્થ 'વેદ' કરાય છે; પણ આ બેમાંથી એકેની વિચારણા માટે અત્ર અવકાશ નથી. અહીં તો શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના તીર્થમાં રચાયેલા અને 'જૈન પ્રવચન' તરીકે ઓળખાવાતા આગમોની ઝાંખી કરાવવાનો ઉદ્દેશ રખાયો છે.

**ઉત્પત્તિ**—પ્રત્યેક તીર્થંકરના વિશિષ્ટ શક્તિશાળી મુખ્ય શિષ્યો 'ગણધર' કહેવાય છે. એઓ તીર્થંકરને વન્દન કરી 'તત્ત્વ શું છે?' એવો પ્રશ્ન ત્રણ વાર પૂછે છે. એને [2]'નિષદ્યા' કહે છે. એના ઉત્તરરૂપે તીર્થંકર પાસેથી उप्पन्नेइ वा, विगमेइ वा અને धुवेइ वा અર્થાત્ ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને સ્થિર રહે છે એમ અનુક્રમે ત્રણ પદના સમૂહરૂપ [3]ત્રિપદી

---

૧. સુત્તપિટક, વિનય-પિટક અને ધમ્મ-પિટક આ ત્રણને 'તિપિટક' (સં. ત્રિપિટક) કહે છે. ૨-૩. જુઓ આર્હત આગમોનું અવલોકન યાને તત્ત્વરસિક-ચન્દ્રિકા (ભાગ ૧)નાં પૃ. ૧૨-૧૬.

પ્રાપ્ત કરી તેઓ શાસ્ત્રો રચે છે, અને એને બાર વિભાગોમાં વિભક્ત કરે છે. આ પ્રત્યેક વિભાગને ' અંગ ' અને બારેના સમૂહને ' દ્વાદશાંગી ' અથવા ' દ્વાદશાંગ-ગણિપિટક '[1] કહે છે. સમવાય નામના ચોથા અંગનું ૫૭મું સુત્ત ( સં. સૂત્ર ) જોતાં ' ગણિપિટક ' એ અંગનો પર્યાય છે એમ જણાય છે.

અત્યાર સુધીમાં જૈન પરમ્પરા પ્રમાણે અનન્ત દ્વાદશાંગીઓ રચાઇ છે; પણ આજે તો કેવળ મહાવીરસ્વામીના અગિયાર ગણધરોમાંના પાંચમા ગણધર સુધર્મસ્વામીની રચેલી દ્વાદશાંગી ઓછેવત્તે અંશે મોજુદ છે, કેમકે બારમું અંગ નાશ પામ્યું છે.

દ્વાદશાંગી ઉપરાન્ત અન્ય ધર્મશાસ્ત્રો પણ ' આગમ ' ગણાય છે. તીર્થંકરના ગણધર સિવાયના અમુક અમુક શિષ્યોએ, પ્રત્યેકબુદ્ધોએ, શ્રુતકેવલીઓએ અને દશપૂર્વધરોએ રચેલાં શાસ્ત્રોને પણ ' આગમ ' યાને ' સૂત્ર ' કહે છે.[2] આ માન્યતા જૈનોના બે મુખ્ય ફિરકા પૈકી કેવળ શ્વેતામ્બરોની જ નથી; કેમકે દિગમ્બરો પણ આગમના અર્થાત્ સૂત્રના પ્રણેતા તરીકે ગણધરોનો, પ્રત્યેકબુદ્ધોનો, શ્રુતકેવલીઓનો અને અભિન્ન-દશપૂર્વનો નિર્દેશ કરે છે.[3]

**સંખ્યા**—દિગમ્બરોના મોટા ભાગનું માનવું એ છે કે આજે એક પણ પ્રાચીન જૈન આગમ ઉપલબ્ધ નથી. શ્વેતામ્બરોની માન્યતા આથી ભિન્ન છે. મૂર્તિપૂજક શ્વેતામ્બરોના મતે ઉપલબ્ધ આગમોની સંખ્યા મુખ્યતયા પિસ્તાલીસની છે, જ્યારે સ્થાનકવાસીઓની માન્યતા મુજબ એ બત્રીસની છે, કેમકે એઓ ૧૧ અંગ, ૧૨ ઉવંગ, ૪ છેયસુત્ત ( જુઓ પૃ. ૧૨ ), ૪ મૂલસુત્ત ( જુઓ પૃ. ૧૩ ) અને આવસ્સય માને છે. વિશેષમાં મૂર્તિપૂજક શ્વેતામ્બરો તરફથી આગમોની સંખ્યા ચોર્યાસીની પણ ગણાવાય છે. એનો આપણે પૃ. ૧૫માં વિચાર કરીશું.

આગમોની પિસ્તાલીસની સંખ્યા સૂચવનાર તેમજ એ પ્રમાણે પિસ્તાલીસ આગમો ગણાવનારાઓમાં વિક્રમની ચૌદમી સદીમાં થઇ ગયેલા

૧. જુઓ આ૦ આ૦ અ૦નું પૃ. ૮. ૨. એજન પૃ. ૨. ૩. એજન પૃ. ૨.

[1]પ્રદ્યુમ્નસૂરિ પ્રથમ જણાય છે. એમણે વિચારલેસમાં કે જે વિચારસાર-પ્રકરણ તરીકે ઓળખાવાય છે તેના ૭૮મા પૃષ્ઠમાં આ હકીકત દર્શાવી છે, પણ અંગ વગેરે વિભાગો સૂચવ્યા નથી.

**વર્ગીકરણ**—ઠાણ નામના ત્રીજા અંગમાંના બીજા ઠાણના ત્રીજા ઉદ્દેસઅમાં–સુત્ત ૭૧માં શ્રુતજ્ઞાનના અંગપવિટ્ઠ ( અંગપ્રવિષ્ટ ) અને અંગબાહિર ( અંગબાહ્ય ) એવા બે ભેદ પડાયા છે. ઉત્તરજ્ઝયણ ( અ. ૨૮, ગા. ૨૧[2] ) પણ આ ભેદો સૂચવે છે.

વિશેષમાં નંદી નામના આગમનું પણ એમ જ કહેવું છે ( જુઓ સુત્ત ૪૪ ). આ આગમ ઉપર જિનદાસગણિએ ચુણ્ણિ ( ચૂર્ણિ ) રચી છે. શક સંવત્ ૫૯૮ ( વિ. સં. ૭૩૩ ) એ એનો રચનાસમય છે એમ કેટલાક વિદ્વાનો માને છે, જ્યારે આગમોદ્ધારક આનન્દસાગરસૂરિજી એને એની હાથપોથી લખાયાનું વર્ષ ગણે છે. આ ચુણ્ણિ ( પત્ર ૧૦ આ )માં કહ્યું છે કે દૂષ્ય ગણિના શિષ્ય દેવ વાચકે નંદીની રચના કરી છે કેટલાક વિદ્વાનોનું માનવું એ છે કે મહાવીરસ્વામીના નિર્વાણ બાદ ૯૮૦ વર્ષે એટલે કે વિક્રમ સંવત્ ૫૧૦ માં ( ઈ. સ. ૪૫૪ માં ) 'વલભી' નગરમાં આગમોને પુસ્તકારૂઢ કરનારા દેવર્દ્ધિગણિ [3]ક્ષમાશ્રમણ આ આગમના પ્રણેતા છે.

આ ઉપરાન્ત ઈ. સ. ની પહેલી સદીમાં થઈ ગયેલા મનાતા

---

૧. 'વાદિચૂડામણિ' ધર્મઘોષસૂરિના શિષ્ય દેવપ્રભસૂરિ તે એમના ગુરુ થાય. રત્નશેખરસૂરિએ શ્રાદ્ધવિધિમાં એમનો નામનિર્દેશ કર્યો છે એ ઉપરથી એમના કરતાં આ સૂરિ પ્રાચીન છે, એમ સમજાય છે.

૨. "जो सुत्तमहिज्जंतो सुएण ओगाहइ उ सम्मत्तं ।
अंगेण बाहिरेण य से सुत्तरुई त्ति नायव्वो ॥ २१ ॥"

૩. એમના સમ્બન્ધી માહિતી માટે જુઓ મારો લેખ "બાર ક્ષમાશ્રમણો". આ લેખ "જૈન ધર્મ પ્રકાશ" ( પુ. ૬૦, અંક ૮, ૧૧, ૧૨ )માં ત્રણ કટકે છપાયો છે અને આના અનુસન્ધાનનો લેખ "સિદ્ધસેન અને યશોવર્ધન ક્ષમા-શ્રમણ" પુ. ૬૧, અં૦ ૧૦ માં છપાયો છે.

'વાચકવર્ય' ઉમાસ્વાતિએ તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ. ૧, સૂ. ૨૦ ) ઉપર રચેલા ભાષ્ય( પૃ. ૯૦ )માં 'અંગપ્રવિષ્ટ' અને 'અંગબાહ્ય' એ શબ્દ દ્વારા આ હકીકત દર્શાવી છે એટલે એ રીતે આ બે વિભાગો લગભગ બે હજાર વર્ષ જેટલા તો પ્રાચીન છે જ.

**અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યનાં લક્ષણ**—ત્રણ વાર ગણધરના પૂછવાથી તીર્થંકરે કહેલ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપી 'ત્રિપદી'થી થયેલું શ્રુત તે 'અંગપ્રવિષ્ટ' છે, જયારે પ્રશ્ન પૂછાયા વિના અર્થના પ્રતિપાદનરૂપે કહેવાયેલું શ્રુત 'અંગબાહ્ય' છે. અથવા સર્વે તીર્થંકરોના તીર્થમાં અવશ્ય ઉત્પન્ન થનારું અને એથી કરીને નિયત એવું શ્રુત તે 'અંગપ્રવિષ્ટ' છે, જયારે જે શ્રુત અનિયત છે—જે કોઇ તીર્થમાં હોય અને કોઇમાં ન પણ હોય તે અંગબાહ્ય છે.[1]

**અંગબાહિરના અવાન્તર ભેદો**—નંદી( સુ. ૪૪ )માં 'અંગબાહિર' શ્રુતના ( ૧ ) આવસ્સય ( આવશ્યક ) અને ( ૨ ) આવસ્સયવઇરિત્ત ( આવશ્યકવ્યતિરિક્ત ) એમ બે ભેદ પડાયા છે. તેમાં વળી અહીં આવસ્સયના ( ૧ ) સામાઇઅ ( સામાયિક ), ( ૨ ) ચઉવીસત્થવ ( ચતુર્વિંશતિસ્તવ ), ( ૩ ) વંદણય ( વન્દનક ), ( ૪ ) પડિક્કમણ (પ્રતિક્રમણ), ( ૫ ) કાઉસ્સગ્ગ ( કાયોત્સર્ગ ) અને ( ૬ ) પચ્ચક્ખાણ ( પ્રત્યાખ્યાન ) એમ છ પેટાભેદ અને આવસ્સયવઇરિત્તના કાલિઅ ( કાલિક ) અને ઉક્કાલિઅ ( ઉત્કાલિક ) એમ બે પેટાભેદ દર્શાવાયા છે.

તત્ત્વાર્થાધિ૦ ના સ્વોપજ્ઞ ભાષ્યમાં અંગબાહ્ય શ્રુતનો પરિચય કરાવતાં આવશ્યકથી પ્રતિક્રમણ સુધીનો ઉલ્લેખ છે, પણ એ આવશ્યકના છ પેટાભેદ છે એવો ત્યાં ઉલ્લેખ નથી.

ઠાણ ( ઠા. ૨, ઉ. ૧; સુ. ૭૧ )માં અંગબાહિરના આવસ્સય અને આવસ્સયવઇરિત્ત એ બે ભેદો તેમજ આવસ્સયવઇરિત્તના કાલિય અને ઉક્કાલિય એ બે પ્રકારો નિર્દેશાયા છે.

---

૧ જુઓ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત વિસેસાવસ્સયભાસની મલધારી હેમચંદ્રસૂરિકૃત બૃહદ્વૃત્તિ નામે શિષ્યહિતા ( પત્ર ૨૮૮ ).

વિયાહપણ્ણત્તિ નામના પાંચમા અંગમાંના ૨૦મા સયગ-(શતક)ના આઠમા ઉદ્દેસઅ(ઉદ્દેશક)માં અર્થાત્ આના ૬૭૭મા સુત્તમાં 'કાલિયસુય'નો પ્રયોગ કરાયો છે. આ ઉપરથી આ સંજ્ઞા-ઓની પ્રાચીનતા સમજી શકાય છે. કાલગ્રહણ ઇત્યાદિ વિધિપૂર્વક જે ભણાય તે 'કાલિય સુય' છે એ રીતે વિચારતાં આયાર વગેરે અગિ-યાર અંગો 'કાલિય સુય' ગણાય છે.

**કાલિક શ્રુત અને ઉત્કાલિક શ્રુત**–દિવસના તેમજ રાતના ચાર ચાર ભાગ કલ્પીએ તો એ પ્રત્યેક ભાગ 'પૌરુષી' કહેવાય છે. જે શ્રુત (શાસ્ત્ર) દિવસની પહેલી તેમજ ચોથી (છેલ્લી) પૌરુષીમાં તેમજ રાતની પણ એ બે પૌરુષીમાં એમ આ ચાર જ પૌરુષીમાં ભણાય તે 'કાલિય સુય' (કાલિક શ્રુત) કહેવાય છે, જ્યારે જે શ્રુત કાળવેલા છોડીને બાકીના ગમે તે સમયમાં ભણાય તે 'ઉક્કાલિય સુય' (ઉત્કા-લિક શ્રુત) કહેવાય છે. 'કાળવેલા' એટલે સૂર્યોદય, મધ્યાહ્ન, સૂર્યાસ્ત અને મધ્ય રાત્રિ એ ચારેની પહેલાની એકેક ઘડી (ચોવીસ મિનિટો) અને એ ચારેની પ્રારંભની એકેક ઘડી. આમ એકંદર આઠ ઘડી છોડીને બાકીના સમયમાં ઉત્કાલિક શ્રુત ભણી શકાય.

તત્ત્વાર્થાધિ૦ ઉપર દિગમ્બર આચાર્ય અકલંકે તત્ત્વાર્થરાજવાર્તિક નામની જે સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત ટીકા રચી છે તેમાં કહ્યું છે કે સ્વાધ્યાયકાળમાં નિયત કાળવાળું–સમયવાળું શ્રુત તે 'કાલિક' છે, જ્યારે અનિયત કાળવાળું તે 'ઉત્કાલિક' છે. આમ દિગમ્બરોએ પણ આ પ્રાચીન સંજ્ઞા વાપરી છે.

**કાલિય સુયના ત્રણ અર્થ**—'કાલિય સુય'ના ત્રણ અર્થ થાય છે. દસવેયાલિય નામના આગમની ચુણ્ણિ(પત્ર ૨)માં કાલિય સુયનો અર્થ 'ચરણકરણાનુયોગ' કરાયો છે. નંદીની ચુણ્ણિ(પત્ર ૪૭)માં આયાર ઇત્યાદિ 'કાલિય સુય' છે એમ કહ્યું છે એટલે જે શાસ્ત્ર ભણતી વેળા કાળ અર્થાત્ સમયને ખ્યાલમાં રાખવો પડે તે 'કાલિય સુય' એ એનો બીજો અર્થ છે. આ બીજા અર્થ અનુસાર વિયાહપણ્ણત્તિ(સુ. ૬૭૭)ની

અભયદેવસૂરિકૃત વૃત્તિ( પત્ર ૭૯૨ આ )માં તેમજ વિસેસા૦( ગા. ૨૨૯૪ )ની હેમચન્દ્રસૂરિકૃત બૃહદ્વૃત્તિ( પત્ર ૯૩૧ )માં અગ્યાર અંગોનો ' કાલિક શ્રુત ' ( કાલિય સુય ) તરીકે ઉલ્લેખ છે. કાલિય સુય અને ઉક્કાલિય સુય એમ વર્ગીકરણ સૂચવતાં ' કાલિય સુય ' એવો જે નિર્દેશ કરાયો છે તે એના ત્રીજા અર્થને આભારી છે.

**કાલિય અને ઉક્કાલિય ગ્રન્થો**—નંદી( સુ. ૪૪ )માં ૩૧ ગ્રન્થોનો કાલિય સુય તરીકે અને ૨૯ ગ્રન્થોનો ઉક્કાલિય સુય તરીકે નિર્દેશ છે, જ્યારે પક્ખિયસુત્ત( પત્ર ૬૬અ-૬૬આ )માં કાલિય સુય તરીકે ૩૭ ગ્રન્થો અને એના ૬૧ આ પત્રમાં ઉક્કાલિય સુય તરીકે ૨૮ ગ્રન્થો ગણાવાયા છે.[1] નંદીમાં ' કાલિય સુય ' તરીકેના ગ્રન્થોમાંના નામોમાંથી નીચેનાં આપણે નોંધીશું:—

ઉત્તરજ્ઝયણ, દસા, કપ્પ, વવહાર, નિસીહ, મહાનિસીહ, જંબુદ્દીવ-પણ્ણત્તિ, દીવસાગરપણ્ણત્તિ, ચંદપણ્ણત્તિ, અંગચૂલિયા, વગ્ગચૂલિયા, વિવાહચૂલિયા, નિરયાવલિયા, કપ્પિયા, કપ્પવડિંસિયા, પુપ્ફિયા, પુપ્ફચૂલિયા અને વણ્હિદસા.

એવી રીતે ઉક્કાલિય સુયનાં નામોમાંથી નીચે મુજબનાં અહીં નોંધપાત્ર જણાય છે:—

દસવેયાલિય, ઉ( ઓ ? )વવાઇય, રાયપસેણિય, જીવાભિગમ, પણ્ણવણા, નંદી, અણુઓગદા( દ્દા )ર, દેવિંદત્થઅ, તંદુલવેયાલિય, ચંદાવિજ્ઝય, સૂરપણ્ણત્તિ, પોરિસીમંડલ, ગણિવિજ્જા, ઝાણવિભત્તિ, મરણવિભત્તિ, આઉરપચ્ચક્ખાણ અને મહાપચ્ચક્ખાણ.

**અંગપવિટ્ઠના બાર ભેદ**—અંગપવિટ્ઠ શ્રુત એ ગણધરોની રચના છે. એના બાર ભેદ છે. એ દરેકને ' અંગ ' કહે છે. સમવાય નામના

---

૧. આ નામોની બંને યાદી વગેરે વિષે મેં આ૦ આ૦ અ૦ (પૃ. ૬૬-૬૭)માં તેમજ A History of the Canonical Literature of the Jainas ( પૃ. ૨૪-૨૬ )માં ઊહાપોહ કર્યો છે એટલે એ હકીકત હું અહીં જતી કરું છું.

ચોથા અંગ ( સુ. ૧ ), નંદી ( સુ. ૪૫ ), અણુઓગદ્દાર ( સુ. ૪૨ ), પક્ખિયસુત્ત ઇત્યાદિમાં બાર અંગોનાં નામ અપાયાં છે.[1] આ પાઇય ( સં. પ્રાકૃત ) નામો નીચે મુજબ છે:—

( ૧ ) આયાર, ( ૨ ) સૂયગડ, ( ૩ ) ઠાણ, ( ૪ ) સમવાય, ( ૫ ) વિયા(વા)હપણ્ણત્તિ, ( ૬ ) નાયાધમ્મકહા, ( ૭ ) ઉવાસગદસા, ( ૮ ) અંતગડદસા, ( ૯ ) અણુત્તરોવવાઇયદસા, ( ૧૦ ) પણ્હાવાગરણ, ( ૧૧ ) વિવાગસુય અને ( ૧૨ ) દિટ્ઠિવાઅ.

તત્ત્વાર્થાધિ૦( અ. ૧, સૂ. ૨૦ )ના ભાષ્ય( પૃ. ૯૦ )માં બાર અંગોનાં નામો સંસ્કૃતમાં નીચે પ્રમાણે અપાયાં છે:—

( ૧ ) આચાર, ( ૨ ) સૂત્રકૃત, ( ૩ ) સ્થાન, ( ૪ ) સમવાય, ( ૫ ) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, ( ૬ ) જ્ઞાતધર્મકથા, ( ૭ ) ઉપાસકાધ્યયનદશા, ( ૮ ) અન્તકૃદ્દશા, ( ૯ ) અનુત્તરૌપપાતિકદશા, ( ૧૦ ) પ્રશ્નવ્યાકરણ, ( ૧૧ ) વિપાકસૂત્ર અને ( ૧૨ ) દૃષ્ટિપાત.

'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ અભિધાનચિન્તામણિ ( કાણ્ડ ૨, શ્લો. [2]૧૫૭–૧૫૯[3] )માં પાંચમા અને સાતમા અંગ સિવાયનાં બાકીનાંનાં નામ ઉપર મુજબ આપ્યાં છે. પાંચમા અંગનું નામ 'ભગવતી' અને સાતમાનું 'ઉપાસકદશા' એવો અહીં નિર્દેશ છે.

તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૫૧ )માં છઠ્ઠા અંગનું નામ જ્ઞાતૃધર્મકથા અને આઠમાનું અને નવમાનું નામ અન્તકૃદ્દશ અને અનુત્તરોપપાતિકદશ એમ છપાયાં છે.

ગણિપિટક—આનો અર્થ અભયદેવસૂરિએ સમવાયની વૃત્તિમાં ત્રણ સ્થળે ( પત્ર ૫ અ, ૭૩ આ અને ૧૦૭ અ ), 'મલધારી' હેમચન્દ્રસૂરિએ અણુઓગદ્દાર( સુ. ૪૨ )ની વૃત્તિ( પત્ર ૩૮ અ )માં, 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ અ૰ ચિ૰ ( કા૰ ૨, શ્લો. ૧૫૯ )ની વિવૃતિ-

૧. આને લગતાં અવતરણો માટે જુઓ આ૦ આ૦ અ૦ (પૃ. ૬). ૨. આ જ પદ્ય ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર( પર્વ ૧૦, સર્ગ ૫ )માં ૧૬૬મા પદ્યરૂપે જોવાય છે. ૩. અહીં દ્વાદશાંગી એટલે 'ગણિપિટક' એમ કહ્યું છે.

( પત્ર ૧૦૫ )માં અને યશોદેવસૂરિએ પક્ખિયસુત્તની વૃત્તિ( પત્ર ૭૧ અ )માં આપ્યો છે. આ ઉપરથી જેમને ગુણોનો કે સાધુઓનો સમુદાય હોય તે ‘ ગણિ ’ અર્થાત્ આચાર્ય અને ‘ પિટક ’ એટલે સર્વસ્વના આધારરૂપ ભાજન એમ સમજાય છે.

**શ્રુતપુરુષ**—નંદીની ચુણ્ણિ( પત્ર ૪૭ )માં ‘ સુતપુરિસ ’ એવો પ્રયોગ છે. એનો અર્થ ‘ શ્રુત–પુરુષ ’ થાય છે. આ ચુણ્ણિમાં બાર અંગરૂપ શ્રુતને માટે પુરુષની કલ્પના કરાઇ છે:

આયાર અને સૂયગડ એ બે શ્રુત–પુરુષના પગ છે; ઠાણ અને સમવાય એ બે જંઘા છે એટલે કે ઘુંટીથી ઘુંટણ સુધીનો ભાગ છે; વિયાહપણ્ણત્તિ અને નાયાધમ્મકહા એ જાંઘ( ઊરુ ) છે; ઉવાસગદસા અને અંતગડદસા એ બે પીઠ અને ઉદર છે; અણુત્તરોવવાઇયદસા અને પણ્હાવાગરણ એ બે હાથ છે; વિવાગસુય એ ડોક છે; અને દિટ્ઠિવાય એ મસ્તક છે.

**દ્વાદશાંગીની રચના ને સ્થાપના**—આવસ્સય નામના આગમની ચુણ્ણિ( પત્ર ૫૬–૫૭ )માં આ અંગે બે મત નોંધાયા છે. કેટલાકનું કહેવું એ છે કે આયાર, સૂયગડ એ ક્રમથી બાર અંગોની રચના પણ થઇ અને સ્થાપના પણ થઇ, જ્યારે કેટલાકના મતે દિટ્ઠિવાયનો પુવ્વગય નામનો વિભાગ પ્રથમ રચાયો અને ત્યારબાદ આયાર વગેરે અંગોની રચના થઇ.

**અંગ, ઉવંગ ઇત્યાદિ વિભાગો**—આ તો એક પ્રકારનું વર્ગીકરણ થયું. બીજી રીતે પણ મુખ્યતયા વિદ્યમાન આગમોના વર્ગો પડાયા છે અને તેને માટે અંગ, ઉવંગ ( ઉપાંગ ), છેયસુત્ત ( છેદસૂત્ર ), મૂલસુત્ત ( મૂલસૂત્ર ), પઇણ્ણગ ( પ્રકીર્ણક ) અને ચૂલિયાસુત્ત ( ચૂલિકાસૂત્ર ) એવી સંજ્ઞાઓ યોજાઇ છે.

વેદના અભ્યાસ માટે સહાયક એવાં શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષને વેદનાં ૭ અંગો યાને ‘ વેદાંગ ’ કહેવામાં આવે છે. આમ ‘ અંગ ’ સંજ્ઞાનો વૈદિક સાહિત્યમાં ઉપયોગ થયો છે. બૌદ્ધ

સાહિત્યમાં મજ્ઝિમનિકાય( ૧, પૃ. ૧૩૩ )માં તેમજ અંગુત્તરનિકાયની કેટલીક કણ્ડિકામાં બૌદ્ધ શાસ્ત્રના નીચે મુજબનાં નવ અંગ ગણાવાયાં છે.

( ૧ ) સુત્ત ( સૂત્ર ), ( ૨ ) ગેય્ય ( ગેય ), ( ૩ ) વેય્યાકરણ ( વ્યાકરણ ), ( ૪ ) ગાથા ( ગાથા ), ( ૫ ) ઉદાન ( ઉદાન ), ( ૬ ) ઇતિવુત્તક ( ઇત્યુક્તક ), ( ૭ ) જાતક ( જાતક ), ( ૮ ) અબ્ભુતધમ્મ ( અદ્‌ભુતધર્મ ) અને ( ૯ ) વેદલ્લ ( [1]વૈદલ્ય ? ).

જૈન સાહિત્યમાં ગણધરોએ રચેલાં બાર મૌલિક શાસ્ત્રોને માટે ‘ અંગ ’ સંજ્ઞા યોજાઈ છે એ આપણે પૃ. ૬માં જોઇ ગયા. આમ આ સંજ્ઞા સમગ્ર પ્રાચીન ભારતીય સાહિત્ય પૂરતી વ્યાપક છે.

વેદાંગો સાથે સમ્બન્ધ ધરાવનાર ને એને સ્પષ્ટ કરનાર (૧) પુરાણ, ( ૨ ) ન્યાય, ( ૩ ) મીમાંસા અને ( ૪ ) ધર્મશાસ્ત્ર એ ચારને માટે વૈદિકોએ ‘ ઉપાંગ ’ સંજ્ઞા વાપરી છે. આમ અણુઓગદ્દાર( સુ. ૪૧ )ની હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ ( પત્ર ૩૬ આ ) જોતાં યે જણાય છે. બૌદ્ધોએ પોતાના કોઇ ગ્રન્થ માટે ‘ ઉપાંગ ’ ( ઉવંગ ) જેવી સંજ્ઞાનો ઉપયોગ કર્યો હોય તો તે મારા ખ્યાલમાં નથી. જૈનોએ ‘ઉવંગ’ સંજ્ઞા બાર ગ્રન્થો માટે યોજી છે. ‘ ઉવંગ ’ એ સંજ્ઞા નિરયાવલિસુયક્ખંધ( પત્ર ૩–૪ )માં અને એના સંસ્કૃત પર્યાયરૂપ ‘ ઉપાંગ ’ સંજ્ઞા તત્ત્વાર્થાધિ૰ ( અ. ૧, ૨૦ )ના સ્વોપજ્ઞ ભાષ્ય( પૃ. ૯૪ )માં નજરે પડે છે.

**બાર ઉવંગો**—તત્ત્વાર્થાધિ૰ ( અ. ૧, સૂ. ૨૧ )ની ભાષ્યાનુસારિણી હરિભદ્રસૂરિકૃત ટીકા ( પત્ર ૭૬ આ )માં તેમજ સિદ્ધસેનગણિકૃત ટીકા( પૃ. ૯૪ )માં ઉપાંગ તરીકે રાજપ્રસેનકીય અને ઔપપાતિક એ બે નામ અપાયાં છે. નિરયાવલિયા ( સુ. ૩–૪ )માં ઉવંગોના પાંચ વર્ગ તે નિરયાવલિયા, કપ્પવડિંસિયા, પુપ્ફિયા, પુપ્ફચૂલિયા અને વણ્હિદસા છે એવો ઉલ્લેખ છે. આમ આ આગમ પાંચ ઉવંગ ગણાવે છે.

1. Pali Literature and Language કે જે વિલ્હેમ ગાઇગર ( Geiger ) દ્વારા રચાયેલી જર્મન કૃતિનો બટકૃષ્ણ ઘોષે કરેલો અંગ્રેજી અનુવાદ છે તેનાં ૧૪ મા પૃષ્ઠમાં કહ્યું છે કે આનો અર્થ સ્પષ્ટ નથી. ઉત્તર હિન્દના બૌદ્ધ ધર્મમાં એને માટેનો અનુરૂપ શબ્દ ‘ વૈપુલ્ય ’ છે.

ધનેશ્વરસૂરિના શિષ્ય શ્રીચંદ્રસૂરિએ સુહબોહસામાયારી યાને અણુટ્ઠાણવિહિ રચેલી છે. આ વિક્રમની બારમી સદીના ગ્રન્થ( પત્ર ૩૧ આ–૩૨ અ )માં બાર ઉવંગોનાં નામ મળે છે. વિશેષ એ બાર આયાર વગેરેનું એકેક ઉવંગ છે એવો પણ અહીં સ્પષ્ટ ઉલ્લેખ છે. ઉપર્યુક્ત નામ નીચે મુજબ છે:—

ઉવાઇય, રાયપસેણઇય, જીવાભિગમ, પન્નવણા, સૂરપન્નત્તિ, જંબુદ્દીવપન્નત્તિ, ચંદપન્નત્તિ, નિરયાવલિયા, કપ્પવડિંસિયા, પુપ્ફિયા, પુપ્ફચૂલિયા અને વણ્હિદસા.

પક્ખિયસુત્તની યશોદેવસૂરિકૃત વૃત્તિમાં સમવાયના પ્રજ્ઞાપના અને મહાપ્રજ્ઞાપના એમ બે ઉપાંગનો નિર્દેશ છે. હીરવિજયસૂરિએ આ વિલક્ષણતાનું સમાધાન એ સૂચવ્યું છે કે " पाक्षिकवृत्तौ महाप्रज्ञापनाऽपि परमेकार्थता द्वयोः"[1] અર્થાત્ પાક્ષિકવૃત્તિમાં મહાપ્રજ્ઞાપનાનો પણ ઉલ્લેખ છે, પણ એ બંને એક છે. આ ઉત્તરથી મને સંતોષ થતો નથી એમ મેં H C L J ( પૃ. ૩૧ )માં કહ્યું છે.

વિયારસાર ( ગા. ૩૪૮ ) ઉપરથી એમ જણાય છે કે કેટલાકને મતે દીવસાગરપણ્ણત્તિ ' ઉવંગ ' છે.

હરિભદ્રસૂરિએ પણ્ણવણાની ટીકામાં પણ્ણવણાનો ' ઉપાંગ ' તરીકે ઉલ્લેખ કર્યો છે, પણ એનો ક્રમાંક દર્શાવ્યો નથી.

વિક્રમની બારમી સદી પહેલાના કોઇ પણ ગ્રન્થમાં ' બાર ઉવંગો ' એવો ઉલ્લેખ કે એનાં એ રીતે અપાયેલાં નામ જોવામાં નથી.

અભયદેવસૂરિએ ઓવવાઇયની વૃત્તિમાં આ આગમનો આયારના ઉપાંગ તરીકે ઉલ્લેખ કર્યો છે. એવી રીતે મલયગિરિસૂરિએ રાયપસેણિયની વૃત્તિમાં આ ઉવંગને સૂયગડનું, જીવાભિગમની વૃત્તિમાં જીવાભિગમને ઠાણનું અને પણ્ણવણાની વૃત્તિમાં પણ્ણવણાને સમવાયનું ઉપાંગ

---

૧. જુઓ વિ. સં. ૧૬૬૧માં રચાયેલી પ્રમેયરત્નમંજૂષા( પત્ર ૧ આ )નું ટિપ્પણ.

કહેલ છે, પણ ક્રમાંક આપ્યો નથી. વિશેષમાં એમણે સૂરિયપણ્ણત્તિની ટીકામાં તો એ કયા આગમનું ઉપાંગ છે એ વાત પણ નિર્દેશી હોય એમ જણાતું નથી.

**છેયસુત્ત**—આને માટે છેદસુત્ત( સં. છેદસૂત્ર ) શબ્દ પણ વપરાય છે, પણ આ કે આવી કોઇ સંજ્ઞા કોઇ વૈદિક કે બૌદ્ધ શાસ્ત્ર માટે વપરાયેલી હોય એમ જાણવામાં નથી. આવસ્સયનિજ્જુત્તિની ૭૭૭ મી ગાથા તરીકે નિર્દેશાયેલી અને વિસેસા૦માં ૨૨૯૫ મી ગાથા તરીકે દૃષ્ટિગોચર થતી ગાથામાં 'છેયસુત્ત' શબ્દ જોવાય છે. અભિધાનરાજેન્દ્ર ( ભા. ૩, પૃ. ૧૩૬૧ )માં પંચકપ્પભાસની એક ગાથા અપાઇ છે. તેમાં 'છેદસુત્ત' શબ્દ નજરે પડે છે. આ સંજ્ઞા માટે આથી કોઇ પ્રાચીન ઉલ્લેખ જોવા-જાણવામાં નથી. વિશેષમાં એનું લક્ષણ પણ કોઇ પ્રાચીન ગ્રન્થમાં મને મળ્યું નથી. પરિણત, અપરિણત અને અતિપરિણત એમ ત્રણ પ્રકારના શિષ્યો પૈકી પરિણત શિષ્યોને જે આગમ ભણાવાય તે છેદસુત્ત એવું લક્ષણ પંચકપ્પભાસની ઉપર્યુક્ત ગાથાને આધારે મેં H C L J ( પૃ. ૩૬ )માં યોજ્યું છે.

વિ. સં. ૧૭૭૨ માં 'સૂરિ' થયેલા ભાવપ્રભસૂરિએ જૈનધર્મવર-સ્તોત્ર( શ્લો. ૩૯ )ના ઉપરની સ્વોપજ્ઞ વૃત્તિ( પૃ. ૯૪ )માં છેદ-ગ્રન્થોની '૭' એવી સંખ્યા આપી છે અને એનાં નામ નીચે મુજબ રજૂ કર્યાં છે:—

નિશીથ, મહાનિશીથ, વ્યવહાર, દશાશ્રુતસ્કન્ધ, બૃહત્કલ્પ અને જીતકલ્પ.

છેયસુત્તની સંખ્યા દર્શાવી તેનો નામનિર્દેશ કરનારો કોઇ આનાથી પ્રાચીન ઉલ્લેખ છે ?

જીતકલ્પ( જીયકપ્પ )ની છેયસુત્ત તરીકે ગણના પાછળથી થઇ છે અને એ પહેલાં તો એને બદલે [1]પંચકપ્પનો ઉલ્લેખ થતો હતો એમ

૧. કેટલાકનું કહેવું એ છે કે કપ્પના ભાસનો એક અંશ તે પંચકપ્પ છે. જૈન ગ્રન્થાવલી( પૃ. ૧૬ )માં એવો ઉલ્લેખ છે "કે પંચકપ્પનું મૂળ સંવત્ ૧૬૧૨ સૂધી મોજુદ હતું." જુઓ H C L J ( પૃ. ૩૭ ).

કહેવાય છે. સ્થાનકવાસીઓ નિસીહ, કપ્પ, વવહાર અને દસાસુયક્ખંધ એ ચાર જ માને છે એટલે એમને મતે ચાર છેયસુત્ત છે.

**મૂલસુત્ત**—આ કે મૂલસુય ( સં. મૂલસૂત્ર ) જેવી સંજ્ઞા કોઇ વૈદિક કે બૌદ્ધ શાસ્ત્ર માટે વપરાયેલી હોય એમ જણાતું નથી. મહાનિસીહ-( અ. ૩ )માં 'મૂલસુત્ત' શબ્દ નજરે પડે છે. વિશેષમાં અહીં એવો ઉલ્લેખ છે કે વજ્રસ્વામીએ 'પંચમંગલ' મહાસુયક્ખંધ(મહાશ્રુતસ્કન્ધ)નો ઉદ્ધાર મૂલસૂત્તની મધ્યમાં લખ્યો અને મૂલસુત્ત એ સૂત્રથી ગણધરોએ ને અર્થથી અરિહંત ભગવાન ધર્મતીર્થંકર ત્રિલોકપૂજ્ય વીર જિનેન્દ્રે કહ્યું.

મૂલસુત્તની ચારની સંખ્યા અને એ પ્રમાણેનાં નામ વિષે જૈન-ધર્મવરસ્તોત્ર( શ્લો. ૩૦ )ની ટીકા( પૃ. ૯૪ )માં ઉલ્લેખ છે, પણ એના કરતાં કોઇ પ્રાચીન ઉલ્લેખ જોવામાં નથી. આ ટીકામાં ઉત્તરાધ્યયન, આવશ્યક, પિણ્ડનિર્યુક્તિ અને ( અથવા ) ઓઘનિર્યુક્તિ અને દશવૈકાલિક એમ ચાર મૂલસૂત્રો ગણાવાયાં છે [1]

**મૂલસુત્તાદિનાં લક્ષણ**—મૂલસુત્તનું લક્ષણ કોઇ પ્રાચીન ગ્રન્થમાં જણાતું નથી. આ તેમજ પઇણ્ણગના સમ્બન્ધમાં એક કલ્પના કરાય છે. જે આગમોનો અભ્યાસ સાધુઓ જ નહિ, પણ શ્રાવકો પણ કરી શકે તે 'પઇણ્ણગ' કહેવાય છે; જેના અભ્યાસ માટે દીક્ષાના પર્યાયની કે એની પરિણતિની અપેક્ષા નથી તે 'મૂલસુત્ત' કહેવાય છે; જેના અભ્યાસ માટે કેવળ દીક્ષાના પર્યાયની જ અપેક્ષા છે તે 'અંગ' અને 'ઉવંગ' કહેવાય છે; અને જેનો અભ્યાસ દીક્ષાના પર્યાય તેમજ એની પરિણતિ એમ બંનેની અપેક્ષા રાખે છે તે 'છેયસુત્ત' કહેવાય છે.

સ્થાનકવાસી સમ્પ્રદાય નીચે મુજબના ચાર આગમોને 'મૂલસૂત્ર' તરીકે ઓળખાવે છે:—

---

૧. કેટલાક વિદેશી વિદ્વાનોએ મૂલસૂત્તની સંખ્યા અને એના ક્રમ વિષે ઉલ્લેખ કર્યો છે. જુઓ A Descriptive Catalogue of Jaina Manuscripts (Vol XVII, pt. 3 )ની મારી અંગ્રેજી પ્રસ્તાવના ( પૃ. ૧૭–૧૮ ).

( ૧ ) નંદી, ( ૨ ) અણુઓગદ્દાર, ( ૩ ) દસવેયાલિય અને ( ૪ ) ઉત્તરજ્ઝયણુ.[1]

**પઇણ્ણગ**—નંદી( સુ. ૪૪ )માં આ શબ્દ વપરાયો છે. કયા તીર્થંકરના સમયમાં કેટલાં પઇણ્ણગ ( પ્રકીર્ણક ) હોય એનો અહીં વિચાર કરાયો છે. વિયારલેસ( ગા. ૩૫૦ )માં તંદુલવેયાલિય ( તન્દુલ-વૈચારિક ) ઇત્યાદિ ગ્રન્થોને ઉદ્દેશીને ‘ પઇન્ન ’ શબ્દ વપરાયો છે. એને સામાન્ય રીતે ‘ પઇણ્ણગ ’ કહે છે. ત્રિષષ્ટિ૦ ( પ. ૧, સ. ૩, શ્લો. ૫૮૧ )માં ‘ પ્રકીર્ણક ’ શબ્દ નજરે પડે છે.

જે તીર્થમાં [2]ચારે પ્રકારની મતિથી વિભૂષિત જેટલા શિષ્યો હોય તેટલાં પઇણ્ણગ હોય એવો ઉલ્લેખ નંદી( સુ. ૪૪ )માં છે. વિશેષમાં ત્યાં મહાવીરસ્વામીના તીર્થમાં ૧૪,૦૦૦ પઇણ્ણગ હોવાનો ઉલ્લેખ છે. આજે આ બધાં તો મળતાં નથી. જૈનધર્મવરસ્તોત્ર( શ્લો. ૩૦ )ની સ્વોપજ્ઞ વૃત્તિ( પૃ. ૯૪ )માં દસ પઇણ્ણગ ગણાવાયાં છે એટલે મોડામાં મોડા એ સમયથી તો પઇણ્ણગ દસ ગણાય છે. આ મુદ્રિત વૃત્તિમાં નીચે મુજબ નવ આગમોનો દસ પ્રકીર્ણક તરીકે ઉલ્લેખ છે, કેમકે એમાં બનતાં સુધી તો મહાપચ્ચક્ખાણુનો નિર્દેશ કરવો રહી ગયો જણાય છે:—

ચઉસરણ, આઉરપચ્ચક્ખાણુ, ભક્તપરિજ્ઞા, તંદુલવિયાલિય, ચંદાવિજય, ગણિવિજ્જા, મરણુસમાહિ, દેવેન્દ્રસૂત્ર અને સંસ્તારક.

પ્રો. અલબ્રૂફ્ટ વેબર ( Albrecht Weber ), એ. ગેરિનો ( Guerinot ), પ્રો. મોરિસ વિન્તર્નિત્સ ( Winternitz ) વગેરેએ દસ પઇણ્ણગ તરીકે મરણુસમાહિને બદલે વીરત્થવનો ઉલ્લેખ કરીને અને આ નવમાં મહાપચ્ચક્ખાણુ ઉમેરીને દસ પઇણ્ણગ ગણાવ્યા છે.

---

૧. જુઓ “ ચન્દન–જૈનાગમ ગ્રન્થમાલા” ગ્રન્થાંક ૧, પ્રસ્તાવના ( પૃ. ૭ ).
૨. મતિજ્ઞાનના શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત એવા બે ભેદ છે. બીજાના ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એવા ચાર પેટાભેદ છે અને એ અહીં વિવક્ષિત છે.

પ્રો. વૉલ્થર શુબ્રિંગે ( Walther Schubring ) પણ આ જ દસ પયણ્ણગોનો પરિચય કરાવ્યો છે અને વિશેષમાં તિત્થોગાલિય અને આરાહણાપડાગા એ બે વિષે પણ થોડુંક લખ્યું છે.[1]

સિદ્ધાન્તાગમસ્તવ( શ્લો. ૩૨–૩૭ )માં જે તેર ગ્રન્થોનો ઉલ્લેખ છે તેને વિશાલરાજના શિષ્યે આ સ્તવની વિવૃતિમાં તેર પઇણ્ણગ તરીકે ઓળખાવ્યા છે.

જૈન હસ્તલિખિત પ્રતિઓનું વિસ્તૃત સૂચીપત્ર જે મેં તૈયાર કર્યું છે અને જે ભાંડારકર પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિર તરફથી કટકે કટકે છપાઇને બહાર પડે છે એમાં અર્થાત્ D C J M (Vol. XVII, pt. 1, p. xiv અને pt. 3, p. xxiv )માં મેં પ્રો. વેબર વગેરેએ ગણાવેલાં દસ પઇણ્ણગ ઉપરાંત બીજાં અઢાર અને શુબ્રિંગને મતે સત્તર પઇણ્ણગ વિષે નોંધ લીધી છે. જ્યાં ચોર્યાસી આગમો ગણાવાયા છે ત્યાં 'પઇણ્ણગ' તરીકે ત્રીસ ગ્રન્થોનો ઉલ્લેખ છે.

**પઇણ્ણગનું લક્ષણ**—નંદી( સુ. ૪૪ )ની વૃત્તિ ( પત્ર ૨૦૮ અ–૨૦૮ આ)માં મલયગિરિસૂરિએ પઇણ્ણગનાં બે લક્ષણો દર્શાવ્યાં છેઃ—

( ૧ ) તીર્થંકર ભગવાને ઉપદેશેલા શ્રુતને અનુસરીને શ્રમણો જે રચે તે 'પઇણ્ણગ' કહેવાય છે.

( ૨ ) શ્રુતને અનુસરીને પોતાનાં વચનકૌશલ્યથી ધર્મદેશનાદિના પ્રસંગે ગ્રન્થપદ્ધતિ રૂપે શ્રમણો જે કહે તે 'પઇણ્ણગ' કહેવાય છે.

**ચૂલિયાસુત્ત**—નંદી અને અણુઓગદ્દાર માટે આ સંજ્ઞા વપરાય છે. Epitome of Jainism[2] ( app. c, p. xxxvii )માં એના કર્તા નાહરે અને ઘોષે આ બે આગમો માટે આ સંજ્ઞા વાપરી છે, પણ તેમણે તેમ કરવા માટે કોઇ આધાર જણાવ્યો નથી. મને પણ આ સંજ્ઞા માટે કોઇ પ્રાચીન ઉલ્લેખ મળ્યો નથી.

---

૧. જુઓ H C L J ( પૃ. ૫૦ ). ૨. અહીં ૪૫ આગમો ઉપરાન્ત જૈન નિગમો યાને ઉપનિષદ્ તરીકે ઓળખાવાતા છત્રીસ ગ્રન્થોનાં નામ અપાયાં છે.

આગમોનાં નામની સંખ્યા, બહુવચનાત્મક નામો, નામના અન્તિમ ભાગની સમાનતા ઇત્યાદિ દૃષ્ટિએ પણ આગમોના વર્ગ પડી શકે છે. આ હકીકત મેં H C L J ( પૃ. ૫૩–૫૬ )માં વિચારી છે.

**ચોર્યાસી આગમો**—H C L J ( પૃ. ૫૮ )માં સૂચવ્યા મુજબ ૧૧ અંગ, ૧૨ ઉવંગ, [૧]૫ છેયસુત્ત, [૨]૩ મૂલસુત્ત, ૩૦ પઇણ્ણગ, ૨ ચૂલિયાસુત્ત અને ૧૦ નિજ્જુત્તિ ઉપરાન્ત નીચે મુજબના અગ્યાર ગ્રન્થોની ચોર્યાસી આગમમાં ગણના કરાઇ છે.

( ૧ ) પડિક્કમણસુત્ત, ( ૨ ) ખામણાસુત્ત, ( ૩ ) વંદિત્તુસુત્ત, (૪) ઇસિભાસિય, ( ૫ ) પજ્જોસવણાકપ્પ, ( ૬ ) જીયકપ્પ, ( ૭ ) જઇજીય-કપ્પ, (૮) સડ્ઢજીયકપ્પ, (૯) પિંડનિજ્જુત્તિ, ( ૧૦ ) સંસત્તનિજ્જુતિ અને ( ૧૧ ) વિસેસાવસ્સયભાસ.

જૈન ગ્રન્થાવલી( પૃ. ૭૨ )માં પણ આ જ ૮૪ આગમો ગણાવાયા છે, જો કે વર્ગીકરણ જુદું છે: ૧૧ અંગ, ૧૨ ઉવંગ, ૫ છેયસુત્ત, [૩]૫ મૂલ-સુત્ત, પડિક્કમણસુત્તથી માંડીને સડ્ઢજીયકપ્પ સુધીના આઠ ( આઠ છૂટક ), ૩૦ પઇણ્ણય, [૪]૧૨ નિજ્જુત્તિ અને વિસેસા૦.

રાજેન્દ્રલાલ મિત્રે Notices of Sanskrit Manuscripts (Vol III, p. 67)માં આગમોની જે યાદી આપી છે તે વિલક્ષણ છે.

**પંચાંગી**—આયાર વગેરે આગમો પૈકી કેટલાક ઉપર નિજ્જુત્તિ, ભાસ( ભાષ્ય ), ચુણ્ણિ અને સંસ્કૃત ટીકા છે. આને મૂળ આગમની જેમ આગમનાં અંગ ગણી પાંચેને ‘ પંચાંગી ’ તરીકે શ્વેતામ્બર મૂર્તિપૂજક આચાર્યો ઓળખાવે છે.

---

૧. નિસીહ, કપ્પ, વવહાર, દસાસુયક્ખંધ અને મહાનિસીહ. ૨. આવસ્સય, દસવેયાલિય ને ઉત્તરજ્ઝયણ. ૩. ઉપર્યુક્ત ત્રણ મૂલસુત્તમાં બે ચૂલિયાસુત્ત ઉમેરી પાંચ ગણાવાયાં છે. ૪. આવસ્સય, દસવેયાલિય, ઉત્તરજ્ઝયણ, આયાર, સૂયગડ, કપ્પ, વવહાર, દસાસુયક્ખંધ અને પજ્જોસવણાકપ્પ એ નવ આગમ પૈકી દરેકની એકેક નિજ્જુત્તિ અને આ ઉપરાન્ત પિંડનિજ્જુત્તિ, ઓહનિજ્જુત્તિ અને સંસત્તનિજ્જુત્તિ.

**પ્રકાશન**—જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ ( પૃ. ૭૨૮ )માં એ ઉલ્લેખ છે કે "૪૫ આગમ છપાવી પ્રસિદ્ધ કરવાનો ઉદ્યમ ચાલુ કરવા માટે ધનપતસિંહ બહાદુરને ધન્યવાદ છે." આના ૭૨૮-૯ પૃષ્ઠમાં નીચે પ્રમાણે આગમો છપાવાયાની વિગત છે:—

વિ. સં. ૧૯૩૩માં પણ્હાવાગરણ અને નાયાધમ્મકહા તેમજ બંનેની અભયદેવસૂરિકૃત ટીકા.

વિ. સં. ૧૯૩૬માં ઓવવાઇય અભયદેવસૂરિની ટીકા અને લોંકા ગચ્છના અમૃતચન્દ્રસૂરિના બાલાવબોધ સાથે, અણુઓગદ્દાર હેમચન્દ્રસૂરિકૃત ટીકા અને શોભા ઋષિના શિષ્ય મોહનકૃત બાલાવબોધ સાથે, નંદી મલયગિરિસૂરિકૃત ટીકા અને બાલાવબોધ સાથે, આયાર શીલાંકસૂરિની ટીકા; જિનહંસસૂરિની દીપિકા અને પાર્શ્વચન્દ્રસૂરિના બાલાવબોધ સાથે, સૂયગડ શીલાંકસૂરિની ટીકા, હેમવિમલસૂરિની દીપિકા અને પાર્શ્વચન્દ્રસૂરિના બાલાવબોધ સાથે.[1]

વિ. સં. ૧૯૩૭માં ઠાણ અભયદેવસૂરિની ટીકા અને મેઘરાજગણિના બાલાવબોધ સાથે અને સમવાય અભયદેવસૂરિની ટીકા અને મેઘરાજગણિના બાલાવબોધ સાથે.

વિ. સં. ૧૯૩૮માં વિયાહપણ્ણત્તિ અભયદેવસૂરિની ટીકા, રામચન્દ્ર-ગણિનો સંસ્કૃત અનુવાદ અને મેઘરાજના બાલાવબોધ સાથે.

વિ. સં. ૧૯૪૦માં પણ્ણવણા મલયગિરિસૂરિની ટીકા અને ઋષિ પરમાણંદના બાલાવબોધ સાથે.

વિ. સં. ૧૯૪૬માં જંબુદ્દીવપણ્ણત્તિ શાન્તિચન્દ્રની ટીકા અને ઋષિ ચન્દ્રભાણના બાલાવબોધ સાથે.

વિ. સં. ૧૯૪૭માં અણુત્તરોવવાઇયદસા અભયદેવસૂરિની ટીકા અને ઋષિ કૃષ્ણલાલના સંસ્કૃત અનુવાદ અને બાલાવબોધ સાથે.

---

૧. આ બીજું આગમ અને એનું વિવરણાત્મક સાહિત્ય ભીમસી માણેક દ્વારા નિર્ણયસાગરમાં છપાવાયું છે, જ્યારે બાકીના બીજા આગમો કલકત્તામાં 'બાબુ-નાગરી' લિપિમાં છપાવાયા છે ( જુઓ જૈ. સા. સં. ઇ. પૃ. ૭૨૯ ).

રાય ધનપતિસિંહ બહાદુરે ઇ. સ. ૧૮૮૬માં જૈનધર્મવરસ્તોત્રની ટીકામાં નિર્દેશાયેલા દસ પઇણ્ણગ છપાવ્યાં છે, જ્યારે આગમોદય સમિતિએ ઇ. સ. ૧૯૨૭માં આ દસમાંના ચંદાવિજ્ઝયને બદલે ગચ્છાયાર એમ દસ પઇણ્ણગ છપાવ્યાં છે.

ધનપતિસિંહના પ્રકાશનો સામાન્ય કોટિનાં છે. શુદ્ધિની દૃષ્ટિએ એના કરતાં આ૦ સમિતિનાં તેમજ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થાનાં પ્રકાશનો ચડિયાતાં છે. આ૦ સમિતિ તરફથી જે આગમો[1] પ્રકાશિત થયા છે તે પ્રકાશનવર્ષપૂર્વક હું અહીં નોંધું છું:—

આવસ્સય ( ભા. ૧–૪; [2]૧૯૧૬, ૧૯૧૬, ૧૯૧૭, ૧૯૧૭ ), આયાર ( ભા. ૧–૨; ૧૯૧૬, ૧૯૧૬ ), ઓવવાઇય ( ૧૯૧૬ ), નંદી ( [3]૧૯૧૭ ), સૂયગડ ( ૧૯૧૭ ), સમવાય ( ૧૯૧૮ ), પણ્ણવણા ( ભા. ૧–૨; ૧૯૧૮, ૧૯૧૯ ), વિયાહપણ્ણત્તિ ( ભા. ૧–૩; ૧૯૧૮, ૧૯૧૯, ૧૯૨૧ ), ઠાણ ( ભા. ૧–૨; ૧૯૧૮, ૧૯૨૦ ), ઓહનિજ્જુત્તિ ( ૧૯૧૯ ), સૂરિયપણ્ણત્તિ ( ૧૯૧૯ ), નાયાધમ્મકહા ( ૧૯૧૯ ), પણ્હાવાગરણ ( ૧૯૧૯ ), ઉવાસગદસા ( ૧૯૨૦ ), અંતગડદસા, અણુત્તરોવવાઇયદસા ને વિવાગસુય ( ૧૯૨૦ ), નિરયાવલી ( ૧૯૨૨ ), ગચ્છાયાર ( ૧૯૨૩ ), અણુઓગદ્દાર ( ૧૯૨૪ ), રાયપ્પસેણઇજ્જ ( ૧૯૨૫ ), ચઉસરણ ઇત્યાદિ દસ પઇણ્ણગ ( ૧૯૨૭ ) અને આવસ્સય ( ભા. ૧–૨; ૧૯૨૮, ૧૯૩૨ ).

દે. લા. સંસ્થા તરફથી સટીક ખામણાસુત્ત અને પક્ખિયસુત્ત ( ૧૯૧૧ ), પજ્જોસવણાકપ્પ ( ૧૯૧૪ ), અણુઓગદ્દાર ( ભા. ૧–૨; ૧૯૧૫, ૧૯૧૬ ), ઉત્તરજ્ઝયણ ( ભા. ૧–૩; ૧૯૧૬, ૧૯૧૬, ૧૯૧૭ ), પિંડનિજ્જુત્તિ

---

૧. આગમોનું કેવળ મૂળ ન છપાવાતાં એનું સાથે સાથે વિવરણાત્મક સાહિત્ય પણ છપાયું છે. એને માટે ‘ ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ ’ પ્રથમ વિભાગના અંતમાં અપાયેલી યાદી જોવી. ૨. અહીં કૌંસમાં આપેલ વર્ષ ઈસવી સન પ્રમાણે છે. ૩. ઇ. સ. ૧૯૨૪ માં બીજી આવૃત્તિ છપાઇ છે અને હું એને અનુસરું છું.

(૧૯૧૮), દસવેયાલિય (૧૯૧૮), જીવાજીવાભિગમ (૧૯૧૯), જંબુદ્દીવપણ્ણત્તિ (ભા. ૧–૨; ૧૯૨૦, ૧૯૨૦), તંદુલવેયાલિય ને ચઉસરણ (૧૯૨૨) અને [1]આવસ્સય (ભા. ૩; ૧૯૩૬) પ્રકાશિત થયેલ છે.

વવહાર ભાસ તથા મલયગિરિસૂરિકૃત ટીકા સાથે દસ ભાગમાં પ્રસિદ્ધ થયું છે. પહેલા, ચોથા, પાંચમા અને નવમાનાં પ્રકાશન–વર્ષ અનુક્રમે ઇ. સ. ૧૯૨૬, ૧૯૨૮, ૧૯૨૮ અને ૧૯૨૮ એમ છપાયાં છે; બાકીનાનાં છપાયાં નથી. કપ્પ નિજ્જુત્તિ, સંઘદાસગણિના ભાષ્ય તેમજ વૃત્તિ સહિત પાંચ ભાગમાં ઇ. સ. ૧૯૩૩, ૧૯૩૬, ૧૯૩૬, ૧૯૩૮ અને ૧૯૩૮માં અનુક્રમે જૈન આત્માનંદ સભા દ્વારા પ્રકાશિત થયેલ છે. એના પાંચમા ભાગમાંનું તેરમું પરિશિષ્ટ જુદી પુસ્તિકારૂપે પણ છપાયું છે.

પાલીતાણામાં "શ્રીવર્ધમાન જૈનાગમમંદિર" વિ. સં. ૧૯૯૪માં બંધાવાયું ત્યારે નીચે મુજબના ૪૫ આગમો ત્યાં વિ. સં. ૧૯૯૯માં શિલારૂઢ કરાયા અને સાથે સાથે એની જૂજ નકલો પત્રાકારે છપાવાઇઃ

૧૧ અંગ, ૧૨ ઉવંગ, ૧૦ પઇણ્ણગ[2], નિસીહ, કપ્પ, વવહાર, દસાસુયક્ખંધ, પજ્જોસવણાકપ્પ, જીયકપ્પ, પંચકપ્પ અને મહાનિસીહ એ છેયસુત્ત, આવસ્સય, ઓહનિજ્જુત્તિ, દસવેયાલિય, પિંડનિજ્જુત્તિ અને ઉત્તરજ્ઝયણ એ મૂલસુત્ત અને નંદી તેમજ અણુઓગદ્દાર.

હાલ અહીં સુરતમાં "શ્રીવર્ધમાન જૈન તામ્રપત્રાગમ મંદિર" બંધાય છે. તેમાં આ ૪૫ આગમો જે તામ્રપત્ર ઉપર કોતરાયા છે તે ભીંત સાથે જોડી દેવાશે.

વિદેશી વિદ્વાનો પૈકી ડૉ. હર્મણ યાકોબી (Hermann Jacobi) એ પજ્જોસવણાકપ્પ ઇ. સ. ૧૮૭૯માં અને આયાર ઇ. સ. ૧૮૮૨માં સંપાદિત કરેલ છે. ડૉ. એ. એફ. રુડોલ્ફ હર્નલ (Hoernle) દ્વારા ઇ. સ. ૧૮૮૫–૮૮માં ઉવાસગદસાનું, શુબ્રિંગ દ્વારા ઇ. સ. ૧૯૦૫માં કપ્પનું,

---

૧. આ આવસ્સયના બે ભાગ આ૦ સમિતિ તરફથી છપાયા છે. ૨. જુઓ આ૦ સમિતિ દ્વારા પ્રકાશિત દસ પઇણ્ણગ.

ઇ. સ. ૧૯૧૦માં આચારના પ્રથમ સુયક્ખંધનું અને ઇ. સ. ૧૯૧૮માં વવહાર, નિસીહ અને [1]મહાનિસીહનું અને યાર્લ શાર્પેન્ટિયર ( Jarl Charpentier) દ્વારા ઇ. સ. ૧૯૨૧માં ઉત્તરજ્ઝયણનું સંપાદન થયું છે.

**રૂપરેખાની ભાષાદીઠ સામગ્રી—**

આગમોની આછી કે ઘેરી રૂપરેખાઓ ઓછેવત્તે અંશે અત્યાર સુધીમાં અનેક વિદ્વાનોને હાથે વિવિધ ભાષામાં આલેખાઇ છે. આની આપણે ભાષાદીઠ રચનાવર્ષ અનુસાર સંક્ષિપ્ત નોંધ લઇશું.

**અદ્ધમાગહી**—સૂયગડ ( ૨, ૧, ૧૧; પૃ. ૭૩ )માં બાર અંગો ગણાવાતાં પહેલાં બેનો અને છેલ્લાનો અને વિયાહ૦( સુ. ૭૩૨ )માં પહેલા અને છેલ્લાનો સાક્ષાત્ ઉલ્લેખ છે, જ્યારે બંનેમાં બાકીનાં '[2]જાવ'-થી સૂચવાયાં છે.

ઠાણ ( ઠા, ૧૦; સુ. ૭૫૫ )માં દસ દસ અજ્ઝયણવાળી દસ દસાનાં નામ છે. વિશેષમાં ઠા. ૩, ઉ. ૧; સુ. ૧૫૨માં ચંદપણ્ણત્તિ, સૂરપણ્ણત્તિ અને દીવસાગરપણ્ણત્તિ એમ ત્રણ પણ્ણત્તિઓ ગણાવાઇ છે.

સમવાય ( સુ. ૧૩૬ )માં બારે અંગોનાં નામ છે એટલું જ નહિ પણ એ અને એના પછીનાં સુત્ત ૧૩૭–૧૪૭માં એ બારેનો સંક્ષિપ્ત પરિચય અપાયો છે. સુત્ત ૧૪૮માં દ્વાદશાંગ ગણિપિટકની આરાધનાનું અને વિરાધનાનું ફળ દર્શાવાયું છે.

નંદીમાં સમ્યક્-શ્રુતના પરિચયના પ્રસંગે ૪૦ મા સુત્તમાં બાર અંગોનાં નામ ગણાવાયાં છે. વિશેષમાં ૪૪મા સુત્તમાં પણ આ જ બાર નામનો ઉલ્લેખ છે તેમજ ૨૯ કાલિય અને ૩૧ ઉક્કાલિય આગમોનાં નામ છે. સુ. ૪૫–૫૬ માં બારે અંગોનો પરિચય અપાયો છે.

---

૧. આ મારા જોવામાં આવ્યું નથી. A History of Indian Literature ( Vol. II, p. 465 )માં આ સંબંધમાં "Das Mahānisīha-suttra, Berlin 1918 ( A B A 1918 No 5 )" એવો ઉલ્લેખ છે.
૨. આગમો પુસ્તકારૂઢ કરાયા તે વેળા 'જાવ' થી પૂર્વે લખાયેલા આગમમાંના પાઠને અનુસરવાનું સૂચન કરાયું છે.

સુ. ૫૭માં સમવાયની પેઠે દ્વાદશાંગ ગણિપિટકની આરાધનાનું તેમજ વિરાધનાનું ફળ બતાવાયું છે.

પક્ખિયસુત્ત ( પત્ર ૬૬ અ–૬૬ આ )માં ૩૭ કાલિય અને ૨૮ ઉક્કાલિય આગમોમાં નામ છે.

વવહારના દસમા ઉદ્દેસઅના અન્તમાં કેટલો દીક્ષાપર્યાય હોય તો કયો આગમ કે કયું અજ્ઝયણ ભણાય તેનો નિર્દેશ છે. આ દ્વારા આપણને ૨૭ આગમોનાં નામ જાણવાં મળે છે.

અણુઓગદ્દાર ( સુ. ૧૩૦, પત્ર ૧૪૧ અ )માં ‘ આદાનપદ ’ થી જે નામો અપાયાં છે તેમાં આગમોનાં કેટલાંક અજ્ઝયણનાં નામ છે.

**સોરસેણી**—પવયણસારના અંગ્રેજી ઉપોદ્‌ઘાત( પૃ. ૨૬ )માં ડૉ. ઉપાધ્યે કહે છે કે ક્રિયાકલાપ નામની ટીકાના કર્તા પ્રભાચન્દ્રે સિદ્ધભક્તિની વૃત્તિમાં કહ્યું છે કે બધી સંસ્કૃત ભક્તિઓના રચનાર પૂજ્યપાદ છે, જ્યારે પાઇય ભત્તિ ( પ્રાકૃત ભક્તિ )ના રચનાર કુન્દકુન્દાચાર્ય છે. એમણે સુદભત્તિ ( શ્રુતભક્તિ ) રચી છે. એમાં બાર અંગોનાં નામ છે. વળી એમાં દિટ્ઠિવાયના પાંચ વિભાગો દર્શાવાયા છે, અને ટીકાકારના મતે એના ચોથા વિભાગરૂપ પુવ્વગયનાં ૧૪ વિભાગો–પુવ્વનાં નામ અપાયાં છે; અને ત્યાર બાદ બીજા વિભાગોનો ઉલ્લેખ છે.

**જઇણ મરહટ્ઠી**—આયારની નિજ્જુત્તિની અંતિમ બે ગાથા આયારના બે સુયક્ખંધોનાં અજ્ઝયણો અને તેના ઉદ્દેસઅની સંખ્યા નોંધે છે.

વિ. સં. ૧૨૮૫ પછી પરન્તુ વિ. સં. ૧૩૨૭ પૂર્વે કોઇ પણ વર્ષમાં ‘ સૂરિ ’ પદ પામેલા દેવેન્દ્રસૂરિએ કમ્મવિવાગ નામની પોતાની કૃતિની છટ્ઠી ગાથાની સ્વોપજ્ઞ ટીકા ( પૃ. ૧૭–૧૮ )માં અવતરણરૂપે ‘ જઇણ મરહટ્ઠી ’ ભાષામાં રચાયેલાં નવ પદ્યો આપી એ દ્વારા બાર અંગોનાં નામ, દિટ્ઠિવાયના પાંચ ભેદો તથા આયાર વગેરે અંગોનાં તેમજ ચૌદ પુવ્વનાં પદોની સંખ્યા દર્શાવી છે. આ અવતરણાત્મક પદ્યોનું મૂળ જાણવામાં નથી. ૧૮ મા પૃષ્ઠમાં એમણે અંગબાહ્ય શ્રુત તરીકે આવસ્સય અને દશવૈકાલિકનો નિર્દેશ કર્યો છે.

દેવસુન્દરસૂરિના શિષ્ય કુલમંડનસૂરિએ સિદ્ધંતથય રચ્યું છે. સેનપ્રશ્ન (પત્ર ૮૦ આ)માં એનો 'પ્રાકૃત–સિદ્ધાન્તસ્તવ' તરીકે નિર્દેશ છે. આ કૃતિ કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થઇ હોય તો તે મારી જાણમાં નથી.

જૈનસ્તોત્રસન્દોહ (ભા. ૧, પૃ. ૮૮)માં જિનભદ્રસૂરિએ રચેલું કુલક છે. એનું નામ 'દુવાલસંગીપયપમાણકુલય' છે અને તદનુસાર એ બાર અંગનાં પદોનું પરિમાણ દર્શાવે છે. આ કુલકની શરૂઆત नमिऊण जिणं अंगाणं એમ થયેલી છે.

અભયદેવસૂરિએ ઠાણ (સુ. ૩૯૯)ની ટીકા (પત્ર ૩૦૧ આ)માં કયો આગમ કયારે ભણાય તે પરત્વે સાત પદ્યો અવતરણરૂપે આપ્યાં છે. આ ઉલ્લેખ વવહારગત ઉલ્લેખથી કોઈ કોઈ બાબતમાં જુદો પડે છે. જુઓ આ૦ આ૦ અ૦ (ભા. ૧, પૃ. ૭૧). ઉપર્યુક્ત અવતરણરૂપ પદ્યો પ્રમેય-રત્નમંજૂષા( પત્ર ૩ આ )માં પણ કોઇ કોઈ પાઠભેદપૂર્વક જોવાય છે.

વિયારલેસની ૩૪૪ મી ગાથાની શરૂઆતમાં "संपइ आगमपणयालीस-संखा वट्टंत त्ति" એવો ઉલ્લેખ છે. આનો અર્થ સાંપ્રત કાલે આગમની સંખ્યા પિસ્તાલીસની વર્તે છે એમ છે. આ ઉલ્લેખ બાદ ૩૪૪ મીથી ૩૫૧ મી ગાથા સુધીમાં ૪૫ આગમો ગણાવાયા છે. એમાં દિટ્ઠિવાય સિવાયનાં અગ્યાર અંગોનાં નામ, એ અગિયારે અંગોનાં પદોની સંખ્યા, મતવિશેષ પ્રમાણે દીવસાગરપણ્ણત્તિના ઉલ્લેખપૂર્વક તેર ઉવંગોનાં નામ, કપ્પ, નિસીહ, દસાસુય, વવહાર એમ ચાર( છેયસુત્ત )નાં, ઉત્તરજ્ઝયણ-સુત્ત, દસ(વે)યાલિય અને આવસ્સય એમ ત્રણ (મૂલસુત્ત)નાં, તંદુલવેયાલિય, ચંદાવિજ્ઝય, ગણિવિજ્જા, નિરયવિભત્તિ અને આઉરપચ્ચક્ખાણ એ પાંચ પઇણ્ણગનાં તેમજ ગણહરવલય, દેવિંદનરિંદ, મરણભત્તિ અને ઝાણભત્તિ, તેમજ પક્ખિય, નંદી, અણુઓગદાર અને દેવિંદસંથવણનાં એમ ૪૫ સૂત્રોનાં–આગમોનાં નામ અપાયાં છે. ઉદ્ધાર તરીકે પંચકપ્પ, જિયકપ્પ, પિંડનિજ્જુત્તિ અને ઓહનિજ્જુત્તિ એમ ચારનો નિર્દેશ છે.

જૈનધર્મવરસ્તોત્રની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૯૪–૯૫)માં જઇણ મરહટ્ઠીમાં બે અવતરણ અપાયાં છે. પહેલામાં ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૧૦

પ્રકીર્ણક, ૬ છેદસૂત્ર, ૪ મૂલસૂત્ર અને નંદી તથા અનુયોગ(દ્વાર) એમ ૪૫ આગમો ગણાવાયા છે. બીજામાં ૪૫ આગમોની ગાથાની સંખ્યા ૬,૬૯,૬૩૫ ની દર્શાવાઇ છે, અને પાઠાન્તર તરીકે ૬,૫૯,૩૩૦ની નોંધ લેવાઇ છે.

**સંસ્કૃત**—તત્ત્વાર્થાધિ૦ ( અ. ૧, સૂ. ૨૦ )ના ભાષ્ય ( પૃ. ૯૦ )માં અંગબાહ્ય શ્રુતના વિવિધ ભેદો દર્શાવાતી વેળા સામાયિક, ચતુર્વિંશતિ-સ્તવ, વન્દન, પ્રતિક્રમણ, કાયવ્યુત્સર્ગ, પ્રત્યાખ્યાન, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, દશા, કલ્પ, વ્યવહાર, નિશીથ અને ઋષિભાષિતનો ઉલ્લેખ કરાયો છે, જ્યારે અંગપ્રવિષ્ટ શ્રુતના બાર પ્રકારો સૂચવાતી વેળા બાર અંગોનાં સંસ્કૃત નામો અપાયાં છે. આના ઉપર સિદ્ધસેનગણિએ જે ભાષ્યાનુસારિણી ટીકા રચી છે તેનાં પૃ. ૯૦–૯૧માં આ આગમોના સ્વરૂપનો કંઇક ખ્યાલ આવે તેવી રીતે એનો વ્યુત્પત્તિ–અર્થ અપાયો છે. યાકીની મહત્તરાના ધર્મસુનુ તરીકે સુવિખ્યાત અને મોડામાં મોડા ઇ. સ. ના આઠમા સૈકામાં થઇ ગયેલા હરિભદ્રસૂરિએ પણ વાચકવર્યની આ બે કૃતિઓ ઉપરની પોતાની ટીકા( પૃ. ૭૨–૭૩ )માં આ પ્રમાણે આગમોનો પરિચય આપ્યો છે. ન્યાયાચાર્ય યશોવિજયગણિએ પણ આ પ્રમાણે કર્યું છે. જુઓ પત્ર ૫૧અ–૫૧આ.

તત્ત્વાર્થાધિ૦ ઉપર દિગમ્બર આચાર્યોએ પણ સંસ્કૃતમાં ટીકા રચી છે. આ પૈકી પૂજ્યપાદ ઉર્ફે દેવનંદિની સર્વાર્થસિદ્ધિ (પૃ. [1]૧૧૯–૧૨૦)-માં બાર અંગોનાં નામ છે. વિશેષમાં એમાં પૃ. ૧૨૦મા બારમા અંગ નામે દિટ્ઠિવાય ( દૃષ્ટિવાદ )ના પાંચ વિભાગનો ઉલ્લેખ અને ૧૪ પુવ્વનાં નામ છે. પૃ. ૧૨૧માં દશવૈકાલિકનો નામનિર્દેશ છે.

નંદી ( સુ. ૪૪ )માં જે કાલિય અને ઉક્કાલિય આગમો ગણાવાયા તેનો પરિચય મલયગિરિસૂરિએ એની ટીકા ( પત્ર ૨૦૪ અ–૨૦૮ અ )માં આપ્યો છે. એવી રીતે પકિખયસુત્તમાંના આ આગમોની ઝાંખી યશોદેવસૂરિએ એની ટીકા ( પત્ર ૬૬અ–૬૬આ )માં કરાવી છે.

---

૧ કોલાપુરથી શક ૧૮૨૫ માં પ્રસિદ્ધ થયેલી આવૃત્તિમાંનો આ પૃષ્ઠાંક છે.

'ખરતર' ગચ્છના જિનપ્રભસૂરિએ સાતસે સ્તવો રચ્યા છે. તેમાંના સર્વસિદ્ધાન્તસ્તવ યાને સિદ્ધાન્તાગમસ્તવમાં એમણે નીચે મુજબના ૬૪ ગ્રન્થોનો—મુખ્યતયા આગમોનો ઉલ્લેખ કર્યો છે:—

(૧) આવશ્યક, (૨) વિશેષાવશ્યક યાને મહાભાષ્ય, (૩) દશવૈકાલિક, (૪) ઓઘનિર્યુક્તિ, (૫) પિણ્ડનિર્યુક્તિ, (૬) નન્દિ, (૭) અનુયોગદ્વાર, (૮) ષટ્ત્રિંશદુત્તરાધ્યયિની, (૯) ઋષિભાષિત, (૧૦) આચાર, (૧૧) સૂત્રકૃત્, (૧૨) સ્થાન, (૧૩) સમવાય, (૧૪) વિવાહપ્રજ્ઞપ્તી, (૧૫) જ્ઞાતાધર્મકથા, (૧૬) ઉપાસકદશા, (૧૭) અન્તકૃદ્દશા, (૧૮) અનુત્તરોપપાતિકદશા, (૧૯) પ્રશ્નવ્યાકરણદશા, (૨૦) વિપાકશ્રુત, (૨૧) ઔપપાતિક, (૨૨) રાજપ્રશ્નીય, (૨૩) જીવાભિગમાધ્યયન, (૨૪) પ્રજ્ઞાપના, (૨૫) જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ, (૨૬) ચન્દ્રપ્રજ્ઞપ્તિ, (૨૭) સૂર્યપ્રજ્ઞપ્તિ, (૨૮) નિરયાવલિકા, (૨૯) કલ્પવતંસિકા, (૩૦) પુષ્પિકા, (૩૧) પુષ્પચૂલિકા, (૩૨) વૃષ્ણિદશા, (૩૩) મરણસમાધિ, (૩૪) મહાપ્રત્યાખ્યાન, (૩૫) આતુરપ્રત્યાખ્યાન, (૩૬) સંસ્તાર, (૩૭) ચન્દ્રવેધ્યક, (૩૮) ભક્તપરિજ્ઞા, (૩૯) ચતુઃશરણ, (૪૦) વીરસ્તવ, (૪૧) દેવેન્દ્રસ્તવ, (૪૨) ગચ્છાચાર, (૪૩) ગણિવિદ્યા, (૪૪) દ્વીપાબ્ધિપ્રજ્ઞપ્તિ, (૪૫) તણ્ડુલવૈતાલિક, (૪૬) નિશીથ, (૪૭) દશાશ્રુતસ્કન્ધ, (૪૮) કલ્પ, (૪૯) વ્યવહાર, (૫૦) પંચકલ્પ, (૫૧) જીતકલ્પ, (૫૨) મહાનિશીથ, (૫૩) દૃષ્ટિવાદ, (૫૪) અંગવિદ્યા, (૫૫) વિશેષણવતી, (૫૬) સંમતિ[1], (૫૭) નયચક્રવાલ[2], (૫૮) તત્ત્વાર્થ, (૫૯) જ્યોતિષ્કરણ્ડક, (૬૦) સિદ્ધપ્રાભૃત, (૬૧) વસુદેવહિણ્ડી[3], (૬૨) કર્મપ્રકૃતિ[4], (૬૩) પંચનમસ્કૃતિ અને (૬૪) આચાર્યમન્ત્ર.

આ પૈકી ૧૦–૨૦ અને ૫૩ એ બાર અંગોનાં નામ છે. એવી

૧–૪ આ અનુક્રમે સિદ્ધસેન દિવાકરની, મલ્લવાદીની, સંઘદાસગણિની અને શિવશર્મસૂરિની કૃતિ છે.

રીતે ૨૧–૩૨ એ બાર ઉવંગોનાં, ૩૩–૪૫, ૫૪, ૫૯ અને ૬૦ એ સોળ પઇણ્ણગના, ૪૬–૫૨ એ છેયસુત્તનાં, ૧ અને ૩–૫ તેમજ ૮ અને ૬૩ એ મૂલસુત્તનાં અને ૬ તથા ૭ એ ચૂલિયાસુત્તનાં નામ છે. બીજા ને નવમા સિવાયનાં નામ અનાગમિક પરન્તુ પ્રૌઢ કૃતિઓનાં છે.

આગમોદ્ધારક જૈનાચાર્ય આનન્દસાગરસૂરિજીએ નીચે મુજબના સાત આગમોનાં સૂત્ર, સૂત્રગાથા, નિજ્જુત્તિ, મૂલભાસ અને ભાસનો અકારાદિ ક્રમ રજૂ કર્યો છે:—

(૧) નંદી, (૨) અણુઓગદ્દાર, (૩) આવસ્સય, (૪) ઓહનિજ્જુત્તિ, (૫) દસવેયાલિય, (૬) પિંડનિજ્જુત્તિ અને (૭) ઉત્તરજ્ઝયણ.

વિશેષમાં ઝાણસય અને સંગહણિનો પણ અહીં સમાવેશ કરાયો છે.

આ ઉપરાન્ત આ૦ સમિતિ તરફથી ગ્રન્થાંક ૫૫ તરીકે પ્રસિદ્ધ થયેલી આ પત્રાકાર પોથીમાં પત્ર ૧૨૯આ–૧૩૦આમાં ઉપર્યુક્ત સાત આગમોનો લઘુ વિષયાનુક્રમ અને પત્ર ૧૩૧અ–૧૮૩અમાં આ જ સાતનો વૃદ્ધ વિષયાનુક્રમ અપાયેલ છે. આ બંને વિષયાનુક્રમો સાત આગમોનો સવિશેષ પરિચય કરાવે છે.

ઈ. સ. ૧૯૩૭માં પ્રસિદ્ધ થયેલ "અંગાકારાદિ"માં આયાર ઇત્યાદિ અગિયાર અંગોના વિષયો સંક્ષેપમાં તેમજ વિસ્તારથી સૂચવાયા છે. આમ આ લઘુ વિષયાનુક્રમ અને બૃહદ્ વિષયાનુક્રમ ઉપરાન્ત આ પુસ્તકમાં સૂત્રનો અને સૂત્રગાથાનો અકારાદિક્રમ તેમજ સૂત્રના, સૂત્રગાથાના અને નિજ્જુત્તિની ગાથાના અંકોની સૂચિ અપાયેલ છે.

અણુઓગદ્દાર, આયાર, સૂયગડ, ઠાણ અને સમવાય એ પાંચ આગમના સારનું સંકલન જૈનાચાર્ય વિજયલબ્ધિસૂરિજીએ કર્યું છે. એનું નામ 'સૂત્રાર્થમુક્તાવલિ' રખાયું છે. એના ઉપર સંસ્કૃતમાં ટીકા છે. આ શ્રીલબ્ધિસૂરિ જૈન ગ્રન્થમાલાના ૧૬મા મણિ તરીકે ઈ. સ. ૧૯૪૬માં પ્રસિદ્ધ થયેલ છે.

**ગુજરાતી**—ન્યાયાચાર્ય યશોવિજયગણિએ અગિયાર અંગની સજ્ઝાય તેમજ ૪૫ આગમોનાં નામોની સજ્ઝાય રચી છે અને એ "ગૂર્જર સાહિત્ય સંગ્રહ" (પ્રથમ વિભાગ, પૃ. ૪૦૦–૪૧૨; ૪૧૩–૪ )માં પ્રસિદ્ધ થઇ છે. ઉદયવિજય વાચકે ઉત્તરજ્ઝયણને અંગે ૩૬ સજ્ઝાય રચી છે. એ ભીમસી માણક તરફથી છપાયેલ સજ્ઝાયમાલામાં છે. આ જ પુસ્તકમાં વિનયવિજયગણિકૃત ભગવતીસૂત્રની સજ્ઝાય અને વૃદ્ધિવિજયે રચેલ દશવૈકાલિકની સજ્ઝાય પ્રસિદ્ધ થયેલી છે.

રૂપવિજયે તેમજ વીરવિજયે પિસ્તાલીસ આગમોની પૂજા રચી છે અને એ છપાયેલી છે.

વીરસંવત્ ૨૪૪૬ના "જૈન સાહિત્ય સંશોધક" (ખંડ ૧ )ના પહેલા અંકમાં પૃ. ૨–૨૮માં અને બીજા અંકમાં પૃ. ૬૯–૯૭માં ડૉ. યાકોબીએ પજ્જોસવણાકપ્પની સંપાદિત કરેલી આવૃત્તિગત અંગ્રેજી પ્રસ્તાવનાના અને Sacred Books of the East (Vol. XXII)-ગત એમની બીજી અંગ્રેજી પ્રસ્તાવનાના જે ગુજરાતી અનુવાદો છપાયા છે તેમાં આગમને અંગે કેટલીક વાતો વિચારાઈ છે.

બાર અંગોનો પરિચય જૈ૦ સા૦ સં૦ ઇ૦ એ નામના પુસ્તકનાં પૃ. ૨૨–૩૦માં, અને અનંગપ્રવિષ્ટ શ્રુતનો પરિચય પૃ. ૩૯–૪૫માં, અને ઉપલબ્ધ શ્રુત–સાહિત્યનો પૃ. ૪૬–૯૦માં અપાયો છે. આ પુસ્તક ઇ. સ. ૧૯૩૩માં પ્રસિદ્ધ થયું છે.

પ્રો. હેલ્મુથ ફૉન ગ્લાઝેનપ (Helmuth von Glasenapp)ના Der Jainismus નામના જર્મન પુસ્તકનો નરસિંહભાઈ ઇશ્વરભાઈ પટેલે કરેલો અનુવાદ જૈન ધર્મ પ્રસારક સભા તરફથી વિ. સં. ૧૯૮૭માં પ્રસિદ્ધ થયો છે. એનાં પૃ. ૯૧–૧૦૮ માં આગમો વિષે માહિતી અપાઇ છે.

શ્રી. ગોપાલદાસ જીવાભાઈ પટેલે 'શ્રીસૂત્રકૃતાંગનો છાયાનુવાદ' મહાવીરસ્વામીનો સંયમ એ નામે રજૂ કર્યો છે. એમણે એના પ્રથમ પરિશિષ્ટ (પૃ. ૫૮–૬૪ )માં શ્વેતામ્બરોના ૪૫ આગમગ્રન્થોનો સંક્ષિપ્ત પરિચય કરાવ્યો છે. એમનું આ પુસ્તક "શ્રીપૂંજાભાઇ જૈન ગ્રન્થમાલા"ના

દસમા પુષ્પ રૂપે વિ. સં. ૧૯૯૨માં પ્રસિદ્ધ થયું છે. શ્રી. ગોપાલદાસ પટેલે શ્રીભગવતી-સાર ( પૃ. ૧૬૪-૧૬૬ )માં સમવાયમાં અપાયેલાં બાર અંગોનો પરિચય સંક્ષેપમાં આપ્યો છે.

ઉપલબ્ધ તેમજ અનુપલબ્ધ આગમો-મૂળ અને એના વિવરણાત્મક સાહિત્યનો વિસ્તૃત પરિચય આપવાના ઇરાદાથી મેં " આર્હત આગમોનું અવલોકન યાને તત્ત્વરસિકચન્દ્રિકા " બાર વિભાગોમાં રચવાનો વિચાર કર્યો હતો. બારે વિભાગોને અંગેનું લખાણ મોટે ભાગે તૈયાર થતાં મેં એનો પ્રથમ વિભાગ ઇ. સ. ૧૯૩૯માં પ્રસિદ્ધ કર્યો. એમાં મેં પીઠિકા, દ્વાદશાંગીનો ઉદ્ભવ, પ્રવર્તમાન શાસનની દ્વાદશાંગીની રચના અને સ્થાપના, દ્વાદશાંગીઓનો ઉચ્છેદ, સુધર્મસ્વામીએ રચેલી દ્વાદશાંગીઓનો હ્રાસ, અંગબાહ્ય શ્રુતની મીમાંસા, અને આગમોના પઠનપાઠન માટેની વ્યવસ્થા એમ સાત પ્રકરણો રચ્યાં છે. આના પછીના વિભાગમાંનો કેટલોક વિભાગ આ પ્રસ્તુત પુસ્તકમાં ગૂંથી લેવાયો છે.

આગમિક સાહિત્યને અંગે મારા કેટલાક ગુજરાતી [1]લેખો પ્રસિદ્ધ થયા છે.

---

૧ એનાં નામ તેમજ જે સાપ્તાહિકો અને માસિકોમાં એ પ્રસિદ્ધ થયા છે તેનાં નામ નીચે મુજબ છે:—

*જૈન*—રાજપ્રશ્નીયસૂત્ર (તા. ૧૪-૮-૩૨), અસ્વાધ્યાયો સંબંધી જૈન આગમોમાં ઉલ્લેખ (તા. ૬-૮-૩૩), શ્રીદશવૈકાલિકસૂત્ર અને માંસાદિ સંબંધી ઉલ્લેખો (તા. ૨૫-૧૨-૩૨, ૨૧-૫-૩૩, ૨૮-૫-૩૩, ૪-૬-૩૩, ૨૩-૭-૩૩), પ્રતિક્રમણસૂત્રોનું પર્યાલોચન (તા. ૨૩-૨-૩૬), કલ્પસમર્થન: એક કલ્પાન્તર્વાચ્ય (તા. ૮-૯-૪૬), કલ્પસૂત્રની સામાન્ય રૂપરેખા (પર્યુષણાંક સંવત્ ૨૦૦૧)

**જૈન ધર્મ પ્રકાશ**—મૂળસૂત્રોની સંખ્યા અને ક્રમ (પુ. ૫૩, અં. ૩), આપણા અનુલબ્ધ આગમો (પુ. ૫૬, અં. ૪), નન્દીસુત્ત અને એની ચુણ્ણિનું વિહંગાવલોકન (પુ. ૫૬, અં. ૫), આગમિક ચૂલાઓ અને તેનું કર્તૃત્વ (પુ. ૫૭, અં. ૧), પ્રથમ અંગનું પરિમાણ (પુ. ૬૩, અં. ૪).

**ચિત્રમય જગત**—શ્રીદશવૈકાલિકસૂત્રનું દિગ્દર્શન યાને એક આર્હત આગમનું અવલોકન (ડીસેમ્બર ૧૯૩૨).

હિન્દી—શ્રી૦ અગરચંદજી નાહટાનો લેખ "જૈન આગમ સાહિત્ય" અને પ્રો. જગદીશચન્દ્ર જૈનનો "જૈન આગમોં કે કુછ મહત્ત્વપૂર્ણ વિષય" 'જૈ. સ. પ્ર.માં વ. ૪, અં. ૧–૨ માં અને વ. ૭, અં. ૪માં અનુક્રમે છપાયેલ છે.

અંગ્રેજી—પ્રો. વેબરે જર્મન ભાષામાં બે વિભાગમાં આગમોને અંગે જે લખાણ કર્યું હતું તેનું Sacred Literature of the Jainas એ નામથી એચ. વીર સ્મિથ ( H. Weir Smyth ) દ્વારા તૈયાર કરાયેલું અંગ્રેજી ભાષાન્તર Indian Antiquary ( Vols. 17–21 )માં ઇ. સ. ૧૮૮૮–૧૮૯૨માં છપાયું છે.

પ્રો. વિન્તર્નિત્સે જર્મન ભાષામાં રચેલા Geschichte der Indischen Litteraturનો અંગ્રેજી અનુવાદ A History of Indian Literatureના નામથી બે ભાગમાં પ્રસિદ્ધ થયો છે. શ્રીમતી કેતકર અને કુમારી કોન ( Kohn ) દ્વારા કરાયેલો આ અનુવાદ ( ભા. ૨ ) કલકત્તા વિદ્યાપીઠ તરફથી ઇ. સ. ૧૯૩૩ માં પ્રસિદ્ધ થયો છે. બીજા ભાગનાં પૃ. ૪૨૮–૪૭૪માં આગમોનો પરિચય છે.

---

**જૈન સત્ય પ્રકાશ**—સાર્વ સિદ્ધાન્તની જડ [ નિષદ્યા અને ત્રિપદી ] ( વ. ૨, અં. ૪–૫ ), આપણા વિવરણાત્મક સાહિત્યનું સંક્ષિપ્ત અવલોકન ( વ. ૨, અં. ૭), 'નમુત્થુ ણં'ને અંગે ( વ. ૨, અં. ૧૨ ), પ્રાર્થનાસૂત્ર યાને જય વીયરાય ( વ. ૩, અં. ૨–૩ ), વંદિત્તુસૂત્ર ( વ. ૩, અં. ૭ ), ઉવસગ્ગહરથોત્તની વૃત્તિના કર્તા ( વ. ૩, અં. ૮ ), અતિચારની આઠ ગાથાઓ ( વ. ૩, અં. ૧૦–૧૧ ), શ્રીભદ્રબાહુગણિરચિત ચઉક્કસાય ( વ. ૩, અં, ૧૨ ), આગમોનું પર્યાલોચન ( વ. ૪, અં. ૧–૨ ), પજ્જોસવણાકપ્પના એક સૂત્રનું પર્યાલોચન ( વ. ૫, અં. ૯ ), શ્રીશીલાંકસૂરિ તે કોણ? ( વ. ૭, અં. ૧–૩ ), યાત્રા, યાપનીય, અવ્યાબાધ અને પ્રાસુક વિહાર ( વ. ૧૦, અં. ૭ ), પણ્હાવાગરણ અને હિંસાનાં ગુણનિષ્પન્ન નામો ( વ. ૧૧, અં. ૧ ), અહિંસાના સાઠ પર્યાયો ( વ. ૧૧, અં. ૨ ) અસત્યનાં ત્રીસ નામો ( વ. ૧૨, અં. ૩ ).

**વીરશાસન**—સવૃત્તિક ભગવતીસૂત્રની મુદ્રિત આવૃત્તિના અંતિમ ભાગના કર્તૃત્વ સંબંધી પ્રશ્ન અને ઉત્તર ( તા. ૪–૧૨–૩૬ ).

ઇ. સ. ૧૮૭૯માં ડૉ. યાકોબીએ પજ્જોસવણાકપ્પ સંપાદિત કર્યું છે. એની અંગ્રેજી પ્રસ્તાવનામાં આગમ વિષે કેટલીક વાત છે. S B E ના બાવીસમા વિભાગ ( volume )માં સ્વ. યાકોબીની અંગ્રેજીમાં પ્રસ્તાવના છે. આવી રીતે પિસ્તાલીસમા વિભાગમાં પણ છે. એ બંને પ્રસ્તાવનાઓ જૈન આગમો વિષે કેટલીક માહિતી પૂરી પાડે છે.

ઉત્તરજ્ઝયણનું સંપાદન કરનાર શાર્પેન્ટિયરે એ ગ્રંથની અંગ્રેજી પ્રસ્તાવનામાં આગમોનો વિસ્તારથી વિચાર કર્યો છે.

ડૉ. હર્નલે ઉવાસગદસા અભયદેવસૂરિની ટીકા તેમજ અંગ્રેજી અનુવાદ, ઉપયોગી પ્રસ્તાવના અને ટિપ્પણો સહિત સંપાદિત કરેલ છે. એ બિબ્લિઓથેકા ઇન્ડિકા, બંગાળ, કલકત્તા તરફથી ઇ. સ. ૧૮૮૫–૧૮૮૮માં પ્રસિદ્ધ થયેલ છે.

આગમ સંબંધી મારા બે લેખ પ્રસિદ્ધ થયા છે: A Note on Candraprajnapti (I H Q Vol. VIII, No. 2; 1932); Rājapras'nīyasūtra, its claim as upāṅga, its title etc. (ABORI, Vol. XIV, pp. 145–149; 1933).

The Daśavaikālikasūtra: A Study ના બે ભાગ પ્રો. એમ. વી. પટવર્ધને રચ્યા છે ને એ ઈ. સ. ૧૯૩૩ અને ઇ. સ. ૧૯૩૬માં અનુક્રમે એમની તરફથી પ્રસિદ્ધ થયા છે. પહેલા ભાગમાં દસવેયાલિયનાં પહેલાં ૭ અજ્ઝયણોની હકીકત છે, જ્યારે બીજામાં બાકીનાં ચાર અજ્ઝયણોની અને બે ચૂલા સમ્બન્ધી હકીકત છે.

D C J M (Vol. XVII) આગમિક સાહિત્યને લગતી હાથપોથીનું વર્ણનાત્મક સૂચીપત્ર છે. એમાં આગમોની અન્ય હાથપોથીઓની અને આવૃત્તિઓની નોંધ છે, વિશિષ્ટ લેખો વિષે ઉલ્લેખ છે તેમજ આગમોના વિષય અને ગ્રન્થકારને અંગે લખાણ છે. આના ત્રણ ભાગ અત્યાર સુધીમાં ઇ. સ. ૧૯૩૫, ૧૯૩૬ અને ૧૯૪૦માં એમ અનુક્રમે પ્રસિદ્ધ થયા છે અને ચોથો સાત વર્ષ થયાં છપાય છે.

H C L J એ આગમોને અંગે વિસ્તૃત માહિતી પૂરી પાડે છે. આ કૃતિ મેં મારી કૃતિ તત્ત્વરસિકચન્દ્રિકાને આધારે યોજી છે. આ અંગ્રેજી પુસ્તક મેં ઇ. સ. ૧૯૪૧માં પ્રસિદ્ધ કર્યું છે. મુંબઇ વિદ્યાપીઠે એમ. એ.ના "અર્ધમાગધી"ના વિદ્યાર્થીઓને તેમજ "પ્રાચીન ભારતીય સંસ્કૃતિ" ના વિદ્યાર્થીઓને એની ભલામણ કરી છે. એનો થોડોક જ ભાગ પ્રસ્તુત પુસ્તકમાં અપાયો છે, કેમકે એ અંગ્રેજી પુસ્તકમાં તો આગમોનો જ નહિ, પણ આગમોને લગતા સાહિત્યનો પણ વિસ્તારથી વિચાર કરાયો છે.

એસ. ઈ. ફ્રૉસ્ટ (Frost)ના The Sacred Writings of the World's Great Religions નામના પુસ્તકની બીજી આવૃત્તિ આ સાલ (૧૯૪૭) બહાર પડી છે. એમાં પૃ. ૧૨૨–૧૩૧માં આયાર, સૂયગડ અને ઉત્તરજ્ઝયણનો સંક્ષિપ્ત પરિચય અપાયો છે તેમજ એમાંના કેટલાક અંશોનું અંગ્રેજીમાં ભાષાન્તર છે.

જર્મન—વેબરે Indische Studienમાં બે કટકે (Vol. 16, pp. 211–479 & Vol. 17, pp. 1–90)માં ઇ. સ. ૧૮૩૩-માં અને ઇ. સ. ૧૮૮૫માં જૈન સાહિત્ય વિષે લંબાણથી ઊહાપોહ કર્યો છે. વિન્તર્નિત્સે Geschichte der Indischen Litteratur (Vol. II)માં જૈન આગમોનો પરિચય કરાવ્યો છે. જુઓ પૃ. ૨૯૧ અને ત્યાર પછીનાં.

ગ્લાઝેનપના Der Jainismus (પૃ. ૮૧–૧૩૪)માં જૈન સાહિત્ય વિષે લખાણ છે. આ ઇ. સ. ૧૯૨૫માં બર્લિનથી પ્રસિદ્ધ થયું છે.

શુબ્રિંગે Worte Mahaviras[1]માં અને Die Lehre der Jainas nach den Alter Quellen dargestellt[2]માં આગમો

---

૧–૨. આ બંને ગ્રન્થોનો ગુજરાતી અનુવાદ કરાવવા જેવો છે. આમાંના પહેલા ગ્રન્થને એમ. એ. ના "અર્ધમાગધી" ના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં મુંબઇ વિદ્યાપીઠે સ્થાન આપ્યું છે એટલે એના અનુવાદની વિશેષ આવશ્યકતા છે.

વિષે કેટલીક બાબતો રજૂ કરી છે. પહેલું પુસ્તક ગટિંજનથી ઈ. સ. ૧૯૨૭માં પ્રકાશિત થયું છે. એમાં આગમોના બે થર વિષે ઊહાપોહ છે.

ફ્રેન્ચ—ગેરિનોએ La Religion Djaina( pp. 69–90 )માં આગમોને વિષે કેટલોક ઊહાપોહ કર્યો છે. આ પુસ્તક પેરિસથી ઇ. સ. ૧૯૨૬માં બહાર પડ્યું છે.

---

## પ્રકરણ ૨ : આયાર ( આચાર )

**નામ**—સમવાય( સુ. ૧૩૬ )માં 'આયારે' તરીકે ઓળખાવાયેલા આ અંગને આયારનિજ્જુત્તિ( ગા. ૧૧ )માં 'વેઅ' ( વેદ ) કહેલ છે. એની સાતમી ગાથામાં એનાં નવ નામાન્તર અપાયાં છે: ( ૧ ) આચાલ, ( ૨ ) આગાલ, ( ૩ ) આગર ( આકર ), ( ૪ ) આસાસ (આશ્વાસ), ( ૫ ) આયરિસ ( આદર્શ ), ( ૬ ) અંગ, ( ૭ ) આઇણ્ણ ( આચીર્ણ ), ( ૮ ) આજાઇ ( આજાતિ ) અને ( ૯ ) આમોક્ખ (આમોક્ષ). કૌંસમાં મેં સંસ્કૃત નામ આપ્યાં છે. આ દરેક નામ સાર્થક છે.

**વિભાગ**—આજે ઉપલબ્ધ થતા આયારના બે વિભાગ છે. એ દરેકને 'સુયક્ખંધ' (શ્રુતસ્કન્ધ) કહે છે. 'સુયક્ખંધ' એટલે સૂત્રોનો સમૂહ, કેમકે વિસેસા૦ ( ગા. ૯૦૦ )માં 'સ્કન્ધ'નો અર્થ સમૂહ કરાયો છે. પહેલા સુયક્ખંધનું નામ 'બંભચેર' ( બ્રહ્મચર્ય ) છે, જ્યારે બીજાનાં 'આયારગ્ગ' (આચારાગ્ર) અને 'આયારંગ' (આચારાગ્ર) એવાં બે નામ છે. પહેલા સુયક્ખંધના નવ પેટાવિભાગ છે અને એ દરેકને 'અજ્ઝયણ' ( અધ્યયન ) કહે છે. આ દરેક 'બંભચેર' કહેવાય છે, કેમકે એ દરેકમાં બ્રહ્મચર્યનું પ્રતિપાદન છે. નિર્યુક્તિકાર કહે છે કે આ બ્રહ્મચર્ય એટલે બ્રાહ્મણ લોકોની ચર્યા નહિ તેમજ અજ્ઞાની લોકોનો બસ્તિનિરોધ ( ઉપસ્થ–સંયમ ) પણ નહિ, પરન્તુ સત્તર પ્રકારનો સંયમ. આ દરેક અજ્ઝયણનું વિશિષ્ટ નામ છે. સમવાય ( સુ. ૯ )માં એ નીચે મુજબ અપાયાં છે:

સત્થપરિણ્ણા, લોગવિજય, સીઓસણિજ્જ, સમ્મત્ત, આવંતિ, ધુત, વિમોહ( યણ ), ઉવહાણસુય અને મહપરિણ્ણા.

આને સંસ્કૃતમાં અનુક્રમે શસ્ત્રપરિજ્ઞા, લોકવિજય, શીતોષ્ણીય, સમ્યક્ત્વ, યાવન્તઃ (?), ધુત, વિમોહા( યંતન ), ઉપધાનશ્રુત અને મહાપરિજ્ઞા તરીકે ઓળખાવાય છે.

આ રીતે તો ' મહપરિણ્ણા ' નવમું અજ્ઝયણ છે. નંદીની હરિભદ્રસૂરિકૃત વૃત્તિ ( પત્ર ૯૮ )માં તેમજ સમવાય ( સુ. ૧૩૬ )ની અભયદેવસૂરિકૃત વૃત્તિમાંની નીચે મુજબની ગાથામાં એનો આઠમો ક્રમાંક છે:—

" सत्थपरिण्णा लोगविजओ सीओसणिज्ज संमत्तं ।
आवंति धुय विमोहो महापरिण्णोवहाणसुयं ॥ "

આયારચુણ્ણિ ( પત્ર ૨૪૪ ) ઉપરથી એમ જણાય છે કે ' મહપરિણ્ણા ' એ સાતમું અજ્ઝયણ છે, અને એ ઉચ્છેદ પામેલું હોવાથી ૨૬૦મા પત્રમાં તેમજ ૨૯૬મા પત્રમાં ' વિમોહાયયણ 'ને સાતમું અજ્ઝયણ કહ્યું છે. વિશેષમાં ૨૬૬મા પત્રમાં આ અજ્ઝયણને ' મોક્ષાધ્યયન ' અને ૨૭૨ મા પત્રમાં ' વિમોક્ષાધ્યયન ' કહેલું છે. શીલાંકસૂરિએ, સાતમું અજ્ઝયણ નામે ' મહપરિણ્ણા ' વ્યુચ્છિન્ન થયું છે એમ ૨૩૫અ પત્રમાં કહ્યું છે. આમ ' મહપરિણ્ણ 'ના ત્રણ ક્રમાંક મળે છે: ૭, ૮ અને ૯.

સમવાય ( સુ. ૨૫ )માં ' ધુય ' પછી વિમોહ, ઉવહાણસુય અને મહપરિણ્ણાનો ઉલ્લેખ છે એટલે આ મતે મહાપરિણ્ણા નવમું અજ્ઝયણ છે, પરન્તુ આયારનિજ્જુત્તિ ( ગા૦ ૩૧-૩૨ )માં પ્રથમ સુયક્ખંધનાં અજ્ઝયણોનાં જે નામો અપાયાં છે તેમાં મહાપરિણ્ણાનો સાતમા અજ્ઝયણ તરીકે ઉલ્લેખ છે. આથી એમ જણાય છે કે ચુણ્ણિ અને શીલાંકસૂરિકૃત ટીકા આ [૧]નિજ્જુત્તિને અનુસરે છે. વિશેષમાં આ નિજ્જુત્તિ

૧. મહાપરિણ્ણા ઉપર નિજ્જુત્તિ છે એટલે એના રચનાસમય સુધી આ અજ્ઝયણ હતું. વિશેષમાં વજ્રસ્વામીએ મહાપરિણ્ણામાંથી ' આકાશગામિની ' વિદ્યા ઉદ્ધૃત કરી એમ આવસ્સયનિજ્જુત્તિ ( ગા. ૭૬૯ ) ઉપરથી જણાય છે એટલે ત્યાં સુધી આ હોવું જોઈએ. આયારનિજ્જુત્તિ ( ગા. ૨૯૦ )માં કહ્યું છે કે આ અજ્ઝયણમાંથી ' સત્તિક્કગ 'નું નિર્યૂહણ કરાયું છે એટલે આમ આ અજ્ઝયણની વાનગી સચવાઈ રહી છે.

( ગા. ૩૧–૩૨ ) ઉપરથી એ જાણવા મળે છે કે પાંચમા અજ્ઝયણનું નામ 'લોગસાર' ( લોકસાર ) પણ છે અને એવી રીતે આઠમાનું નામ 'વિમોક્ખ' ( વિમોક્ષ ) પણ છે. બીજું, આયારના પહેલા સુયક્ખંધની પછીના ભાગનો आयारग्गाणि તરીકે ઉલ્લેખ છે. આ જોતાં બીજા સુયક્ખંધના દરેક પેટાવિભાગનું નામ 'આયારગ્ગ' હોય એમ જણાય છે કે જે નામથી એ સુયક્ખંધ પણ ઓળખાય છે. આયારનિજ્જુત્તિ ( ગા. ૨૮૭ ) પ્રમાણે દરેક પેટાવિભાગનું નામ 'આયારંગ' પણ છે એમ જણાય છે. આ ઉપરાન્ત આ દરેકને 'ચૂલા' પણ કહે છે. એમાંની છેલ્લી ત્રણનાં તેમજ નિસીહરૂપ પાંચમી ચૂલાનાં વિશિષ્ટ નામો પણ છે એ હકીકત આયારનિજ્જુત્તિ( ગા. ૨૯૭ ) ઉપરથી જણાય છે. એમાં સત્તિક્કયા, ભાવણા, વિમુત્તિ અને આયારપકપ્પ એમ નામો અપાયાં છે. પહેલી ચૂલામાં સાત અજ્ઝયણ છે એ ઉપરથી 'સત્તિક્કયા' સૂચવી શકાય. એમાંનાં સાત અજ્ઝયણોનાં નામ સમવાય( સુ. ૨૫ )માંની નિમ્નલિખિત ગાથામાં મળે છેઃ—

" पिंडेसण सेज्जिरिया भासज्जाया य वत्थ पाएसा ।
उग्गहपडिमा सत्तसत्तिक्कया भावण विमुत्ती ॥ "

આમ પિંડેસણા, સેજ્જા, ઇરિયા, ભાસજ્જાયા, વત્થ, પાએસ અને ઉગ્ગહપડિમા એ પહેલી ચૂલાનાં સાત અજ્ઝયણનાં નામ છે. ભાવણા અને વિમુત્તિ અનુક્રમે ત્રીજી અને ચોથી ચૂલાના એકેક અજ્ઝયણનાં નામ છે. બીજી ચૂલાનાં સાત અજ્ઝયણ પૈકી ચારનાં નામ ઠાણા, નિસીહિયા, ઉચ્ચારપાસવણ અને સદ્દ છે એમ એ દરેકના અંતમાંના ઉલ્લેખ ઉપરથી જાણી શકાય છે, જ્યારે બાકીનાં ત્રણનાં રૂવ, પરકિરિયા અને અન્નમન્નકિરિયા એવાં નામ યોજી શકાય તેમ છે.

પહેલા સુયક્ખંધનાં અજ્જયણોના નાના નાના વિભાગો છે. એને [1]ઉદ્દેસઅ ( ઉદ્દેશક ) કહે છે. 'દેશ'નો અર્થ વિભાગ, અંશ થાય છે.

૧. સોમદેવસૂરિએ જે નીતિવાક્યામૃત રચ્યું છે તેને બત્રીસ વિભાગોમાં વિભક્ત કરાયું છે. આ દરેક વિભાગને 'સમુદ્દેશ' કહ્યો છે.

એટલે આ નામ સમુચિત છે. નવ અજ્ઝયણો પૈકી મહાપરિણ્ણાને બાદ કરતાં બાકીનાના ઉદ્દેસઅની સંખ્યા ૭, ૬, ૪, ૪, ૬, ૫, ૮ ને ૪ એમ છે. આ પૈકી પાંચમા ને છઠ્ઠા અજ્ઝયણના ઉદ્દેસઅની સંખ્યા આયારનિજ્જુત્તિની નીચે મુજબની ગાથામાં દર્શાવાયેલી સંખ્યાથી ભિન્ન છેઃ—

" सत्तहिं छहिं चउचउहि य पंचहि अट्ठट्ठ चउहि नायव्वा ।
उद्देसएहिं पढमे सुयखंधे नव य अज्झयणा ॥ "

બાકી આયારનિજ્જુત્તિ ( ગા. ૨૩૫–૨૩૭ )માં ઉદ્દેશાધિકાર ગણાવતી વેળા ૭ ઉદ્દેસઅનો નિર્દેશ છે અને એવી રીતે આયાર-નિજ્જુત્તિ ( ગા. ૨૪૯–૨૫૦ )માં પાંચ ઉદ્દેસઅનો નિર્દેશ છે. વિશેષમાં આયારચુણ્ણિ તેમજ આયારની શીલાંકસૂરિકૃત ટીકા પણ આ જ સંખ્યા સૂચવે છે. આ ઉપરાન્ત નંદીની હારિભદ્રીય વૃત્તિ( પત્ર ૯૮ )માં તેમજ સમવાય( સુ. ૧૩૬ )ની અભયદેવસૂરિકૃત વૃત્તિમાં જે નીચે મુજબની સંગ્રહગાથા છે તે પણ આ જ હકીકતનું સમર્થન કરે છેઃ—

" सत्त य छच्चउ चउरो छ पंच अट्ठेव सत्त चउरो य ।
एक्कारा ति ति दो दो दो दो सत्तेक्क एक्को य ॥ "

વિશેષમાં આ ઉદ્દેસણકાલ જણાવનારી ગાથા ઉપરથી તેમજ આયારની શીલાંકસૂરિકૃત ટીકા( ભાગ ૨, પત્ર ૨૯૦ આ )ગત સ્પષ્ટ ઉલ્લેખ ઉપરથી એ જાણી શકાય છે કે મહાપરિણ્ણાના સાત ઉદ્દેસઅ હતા કે જેમાંનો એક આજે ઉપલબ્ધ નથી. બીજી બાબત એ છે કે આ ગાથાનો અર્થ કરતી વેળા અભયદેવસૂરિ કહે છે કે અંગ, શ્રુતસ્કન્ધ, અધ્યયન અને ઉદ્દેશક એ ચારેનો એક જ ઉદ્દેશનકાલ છે. વિશેષમાં છેલ્લાં નવ અધ્યયનનાં નવ જ ઉદ્દેશનકાલ છે.

બીજા સુયક્ખંધની ચૂલાઓના નાના નાના વિભાગને ' અજ્ઝયણ ' કહે છે. પહેલી, બીજી, ત્રીજી અને ચોથી ચૂલામાં અનુક્રમે સાત, સાત, એક ને એક અજ્ઝયણ છે કે જેનાં નામો આપણે પૃ. ૩૨માં જોઈ ગયા.

આ પ્રમાણેનાં સોળ અજ્ઝયણોમાંથી પહેલાને અગિયાર, બીજાને ત્રણ, ત્રીજાને ત્રણ, ચોથાને બે, પાંચમાને બે, છઠ્ઠાને બે અને સાતમાને બે ઉદ્દેસઅ છે, જ્યારે ત્યાર પછીનાં બાકીનાંને એકેક જ ઉદ્દેસઅ છે. આ હકીકત પૂર્વોક્ત સંગ્રહગાથા સાથે મળતી થાય છે.

આયારનિજ્જુત્તિની નિમ્નલિખિત અન્તિમ ગાથામાં અંશતઃ આવી હકીકત જોવાય છે:—

"इक्कारस ति ति दो दो दो दो उद्देसएहिं नायव्वा।
सत्तयअट्ठयनवमा इक्कसरा हुंति अज्झयणा॥"[1]

આ ઉપરથી આયારનાં બે સુયક્ખંધ, નિસીહ સિવાયને ગણતાં પચ્ચીસ અજ્ઝયણ અને ૮૫ ( ૫૧+૩૪ ) ઉદ્દેસઅ છે. વિશેષમાં એના પહેલા સુયક્ખંધનાં પદોની સંખ્યાં અઢાર હજારની છે. બે સુયક્ખંધવાળા આયારનો ગ્રન્થાગ્ર ૨૬૪૪ છે એમ D C J M ( Vol. XVII, pt. 1, p. 2 ) ઉપરથી જણાય છે, જ્યારે રતલામની આવૃત્તિમાં ૨૫૫૪ છે.

ઉદ્દેસઓના અને એ જ્યાં નથી ત્યાં અજ્ઝયણના નાના નાના વિભાગને 'સુત્ત' ( સૂત્ર ) કહે છે. શિલારૂઢ કરાયેલા આયારનાં સુત્તોની સંખ્યા ૪૦૨ની છે. શુબ્રિંગે વાક્યોને જુદી જ રીતે જુદાં પાડ્યાં છે એટલે આ સંખ્યા એમની ગણતરીથી ભિન્ન છે.

વેઢ ( વેષ્ટક )—સમવાય ( સુ. ૧૩૬–૧૪૦ )માં તેમજ નંદી- ( સુ. ૪૫–૪૯ )માં આયારથી વિયાહપણ્ણત્તિ સુધીનાં અંગોમાં સંખ્યેય વેઢ, સંખ્યેય સિલોગ ( શ્લોક ) અને અનન્ત ગમ હોવાનો ઉલ્લેખ છે. વેઢના ત્રણ અર્થ છે: ( ૧ ) એક જાતનો છન્દ, ( ૨ ) વેષ્ટન ( લપેટો ) અને ( ૩ ) એક વસ્તુવિષયક વાક્યસમૂહ. નંદીની ચુણ્ણિ ( પત્ર ૫૧ ) તેમજ એની હરિભદ્રસૂરિકૃત વૃત્તિ( પત્ર ૯૭ )માં 'વેઢ'નો અર્થ એક જાતનો છન્દ કરાયો છે. પણ આયાર ઇત્યાદિમાં આ છન્દમાં કોઇ પદ્ય

૧. આનો ઉત્તરાર્ધ સમજાતો નથી.

છે કે નહિ એ આ છન્દનું લક્ષણ જાણ્યે જણાય. સમવાય (સુ. ૧૩૬)ની અભયદેવસૂરિકૃત વૃત્તિ( પત્ર ૧૦૮અ )માં વેઢને અંગે " वेष्टकाः छन्दोविशेषाः एकार्थप्रतिबद्धवचनसङ्कलिकेत्यन्ये " એવો ઉલ્લેખ છે. નાયા૦ (સુ. ૧, અ. ૧૬; સુ. ૧૨૪)માં તેમજ સુ. ૧, અ. ૧૭ (સુ. ૧૩૨)માં 'વેઢ' શબ્દ છે. અભયદેવસૂરિએ એની વૃત્તિમાં ૨૨૨અ પત્રમાં 'વેઢ' એટલે વેષ્ટક, એક વસ્તુવિષયક પદપદ્ધતિ એમ અર્થ કર્યો છે, અને ૨૩૦આ પત્રમાં વર્ણનાર્થ વાક્યપદ્ધતિ એવો એટલે એ જ અર્થ કર્યો છે. વિશેષમાં ૨૨૨અ પત્રમાં ધનુષ્યના વેષ્ટક માટે એ વેષ્ટક જંબુદ્દીવપણ્ણત્તિમાંથી રજૂ કરાયેલ છે, અને ૨૩૦આ પત્રમાં આકીર્ણના અર્થાત્ જાતિવન્ત અશ્વના વેષ્ટક તરીકે ચાર પાઇય પદ્યો ઉપરાન્ત થોડુંક ગદ્યાત્મક લખાણ રજૂ કર્યું છે.[1]

**ગમ અને ગમિક**—ગમ એ 'દેશ્ય' શબ્દ છે. [2]'ગમ' એટલે સમાન પાઠ. નંદીચુણ્ણિ( પત્ર ૫૧ )માં કહ્યું છે કે અભિધાન અને અભિધેયને લઇને 'ગમ' થાય છે. એ અનન્ત છે. જેમકે " सुतं मे आउसंतेणं भगवता, सुतं मेआ तदासु मे आउसंतेहिं, सुतं मे आसुयं मे आतं, सुतं मया आतदा सुयमदा अहिं, सुयं मया आ ". આ ચુણ્ણિ ( પત્ર ૪૭ )માં 'ગમિત'નું લક્ષણ નીચે મુજબ અપાયું છે :—

" आदिमज्झवसाणे वा किंचि विसेसजुत्तं सुत्तं दुगादिसतग्गसो पढि-

---

૧. H I L ( પૃ. ૪૫૧ )ના ટિપ્પણમાં કહ્યું છે કે Worte Mahaviras ( પૃ. ૩ ઇત્યાદિ )માં શુબ્રિંગે વેઢ( વેષ્ટક )ને આર્યાના પુરોગામી છન્દ તરીકે નિર્દેશેલ છે. વળી વેઢના માપમાં ભિન્નતાને લઈને કડી (stanza)રૂપ વિભાગ પડી શકતો નથી અને એ વિભાગનો અભાવ 'વેઢ' ગ્રન્થ ( text )ને લયબદ્ધ ગદ્યનું સ્વરૂપ અર્પે છે એમ શુબ્રિંગ કહે છે. ૨. નાયા૦ (સુ. ૧૫)માં શરૂઆતમાં 'ગમ' શબ્દ બે વાર વપરાયો છે. એની વૃત્તિમાં અભયદેવસૂરિએ ગમ એટલે પાઠ એવો અર્થ પહેલાં કરી ફરીથી 'ગમ' આવતાં એનો અર્થ એક જાતની વાચના એમ કર્યો છે. અંતગડદસા (વ. ૪; સુ. ૮)માં અન્તમાં " सव्वे एगगमा " એવો ઉલ્લેખ છે.

ज्जमाणं गमितं भण्णति, तं च एवंविहं उस्सण्णं दिट्ठिवाए; अण्णोण्णसगभिधाणठितं जं पढिज्जइ तं अगमितं, तं च प्रायसो आयारादि कालियसुयं।"

અર્થાત્ પ્રારમ્ભમાં, મધ્યમાં કે અન્તમાં કંઇક વિશેષથી યુક્ત સુત્તનું—બેથી માંડીને સો સુધીનાંનું પઠન કરાતાં એ સુત્ત 'ગમિત' (ગમિક) કહેવાય છે. આ જાતનું ગમિક સુત્ત મોટે ભાગે દિટ્ઠિવાયમાં છે. પોતપોતાના અભિધાનને વિષે રહેલા સુત્તનું પઠન કરાતાં એ 'અગમિત' (અગમિક) કહેવાય છે. એ મોટે ભાગે આયાર ઇત્યાદિ કાલિયસુય છે. કહેવાની મતલબ એ છે કે, જે સુત્તના પાઠ લગભગ સમાન હોય પણ જેનું તાત્પર્ય ભિન્ન હોય તે 'ગમિક સૂત્ર' છે.

પદ—પ્રથમ સુયક્ખંધમાં ૧૮,૦૦૦ પદો છે. આ 'પદ' થી શું સમજવું એ એક કોયડો છે. અહીં જે 'પદ' શબ્દ વપરાયો છે તેનું સ્વરૂપ કાંઇક જુદા જ પ્રકારનું હોય એમ જણાય છે. અહીં વપરાયેલા પદનો અર્થ હરિભદ્રસૂરિએ નંદી( સુ. ૪૬ )ની વૃત્તિ( પત્ર ૯૮ )માં "यत्रार्थोपलब्धिस्तत पदम्" એમ સમજાવ્યો છે. મલયગિરિસૂરિએ નંદીની ટીકા( પત્ર ૨૧૧આ )માં આમ જ કહ્યું છે. એનો અર્થ એ છે કે જ્યાં અર્થની ઉપલબ્ધિ છે—જે અર્થવાળું છે તે 'પદ' છે[1]. મલયગિરિસૂરિએ [2]અન્યત્ર ચૂર્ણિકારનું પ્રમાણ આપી કહ્યું છે કે ઉપસર્ગ–પદ, નિપાત–પદ, નામ–પદ, ક્રિયા–પદ અને મિશ્ર–પદ એમ પાંચ પ્રકારનાં પદો છે. એ પદોને આશ્રીને સૂત્રોનાં પદો ગણવાનાં છે અથવા સૂત્રોનો આખો આલાપક એ એક પદ છે અને એ પદની અપેક્ષાએ સૂત્રનાં પદો સમજવાનાં છે.

તત્ત્વાર્થાધિ૰ના અંગ્રેજી સ્પષ્ટીકરણમાં જે. એલ. જૈનીએ પૃ. ૨૯માં દિગમ્બર દૃષ્ટિએ પદ વિષે સમજૂતી આપી છે અને મધ્યમ પદમાં ૧૬, ૩૪, ૮૩, ૦૭, ૮૮૮ અક્ષરો હોવાનું સૂચવ્યું છે. મહેસાણા તરફથી પ્રકાશિત

---

૧. કર્મગ્રન્થના ટીકાકાર કહે છે કે જ્યાં અર્થ પૂરો થાય તે 'પદ' એમ કહેવામાં આવ્યું છે. ૨. જુઓ ભગવાન મહાવીરની ધર્મકથાઓ. (પૃ. ૧૮૧).

પ્રથમ કર્મગ્રન્થના ૧૯મા પૃષ્ઠના ટિપ્પણમાં પ્રાયઃ ૫૧૦૮૮૬૮૪૦ શ્લોકનું એક પદ થાય છે એમ છપાયું છે.

અણુઓગદ્દાર ( સુ. ૧૩૫ )માં વ્યાખ્યાનું લક્ષણ દર્શાવતાં એનાં ( ૧ ) સંહિતા, ( ૨ ) પદ, ( ૩ ) પદાર્થ, ( ૪ ) પદવિગ્રહ, ( ૫ ) ચાલણા, અને ( ૬ ) પ્રસિદ્ધિ એમ ૭ અંગો ગણાવાયાં છે. આની ચુણ્ણિ( પત્ર ૯૦ )માં ' કરેમિ ' એ પદ છે, ' ભંતે ' એ પદ છે અને ' સામાયિક ' એ પદ છે એમ કહ્યું છે. આમ ચૂર્ણિકાર, અણુઓગદ્દારની વૃત્તિ( પત્ર ૧૨૩ )માં હરિભદ્રસૂરિ તેમજ આ આગમની વૃત્તિ ( પત્ર ૨૬૩આ )માં મલધારી હેમચન્દ્રસૂરિ પણ આ જ હકીકત કહે છે. આમ આ ત્રણે વ્યાકરણપ્રસિદ્ધ પદને જ ' પદ ' તરીકે ઓળખાવે છે એટલે કે વ્યાકરણમાં જેને છેડે વિભક્તિ હોય તેને ' પદ ' કહે છે તેમજ અહીં કહેવાયું છે અને સાહિત્યમાં સામાન્ય રીતે આ જ લક્ષણવાળા પદનો વ્યવહાર થાય છે.

**ભાષા**—આ તેમજ બીજાં પણ અંગો વગેરે તેમજ પંચસુત પણ અદ્ધમાગહી ( સં. અર્ધમાગધી ) ભાષામાં રચાયાં છે. ઉત્તર હિન્દમાં પ્રાચીન સમયમાં સંસ્કૃત અને પાઇય ( પ્રાકૃત ) એમ જે બે ભાષાઓ પ્રચલિત હતી તેમાંની પાઇયનો એક પ્રકાર તે ' અદ્ધમાગહી ' છે. એને ' કલિકાલસર્વજ્ઞ ' હેમચન્દ્રસૂરિએ સિદ્ધહેમચન્દ્ર ( અ. ૮, પા. ૪, સૂ. ૨૮૭ )ની સ્વોપજ્ઞ વૃત્તિમાં 'આર્ષ' તરીકે ઓળખાવી છે. નિસીહચુણ્ણિમાં એના કર્તા જિનદાસગણિએ ' અદ્ધમાગહ 'નો અર્થ બે રીતે સમજાવ્યો છેઃ (૧) અડધા મગધ દેશની ભાષામાં નિબદ્ધ અને (૨) અઢાર ' દેશી ' ભાષામાં નિયત. આયારાદિ અંગોમાં ' દેશ્ય ' શબ્દો જોવાય છે. વિશેષમાં મરહટ્ઠીમાં નહિ વપરાયેલા એવા અનેક શબ્દો અદ્ધમાગહીમાં છે ( જુઓ પાઇયસદ્દમહણ્ણવનો ઉપોદ્‌ઘાત, પૃ. ૩૦ ). આયાર ( સુ. ૧૯૯, પત્ર ૨૪૧અ[1] )માં ' અકસ્માત્ ' શબ્દ વપરાયો છે. એ એ

૧. આ શ્રી સિદ્ધચક્ર સાહિત્યપ્રચારક સમિતિ ( મુંબઈ ) તરફથી ઇ. સ. ૧૯૩૫માં પ્રસિદ્ધ થયેલી આવૃત્તિ અનુસાર પત્રાંક છે

સમયે ' દેશી ' ભાષામાં પ્રચલિત હોવાનું સૂચવાયું છે.

આયારનો પહેલો સુયક્ખંધ ' અદ્ધમાગહી ' ભાષાનો પ્રાચીનમાં પ્રાચીન નમૂનો પૂરો પાડે છે. અદ્ધમાગહી સાહિત્ય ઉપરથી અદ્ધમાગહીનું વ્યાકરણ રચવામાં આ ખાસ કામ લાગે તેમ છે. જૈ. સા. સં. ઇ. ( પૃ. ૪૮ ) પ્રમાણે તો પહેલું અજ્ઝયણ બીજાં બધાં કરતાં વધારે પ્રાચીન છે.

**ગદ્ય–પદ્ય**—આયારની રચના કેવળ ગદ્યમાં કે કેવળ પદ્યમાં થઈ નથી. શિલારૂઢ કરાયેલા આયારમાં એકન્દર ૧૪૭ પદ્યો છે. ખરી રીતે થોડાંક વધારે છે. દા. ત. ૧૮૫મા સુત્તનો " અસંભવંતા "થી શરૂ થતો ભાગ પદ્યમાં છે. ૧૬૩મા સુત્તનો અન્તિમ ભાગ પદ્યાત્મક જણાય છે. ૧૪૭ પદ્યો ક્યાં ક્યાં છે એનો નિર્દેશ અહીં અસ્થાને છે. એથી ટૂંકમાં એ નોંધીશું કે ' ધુય 'ના પહેલા ઉદ્દેસઅ( સુ. ૧૭૩ )માં ૧૪–૧૬ એમ ત્રણ પદ્યો છે. એ ' અનુષ્ટુભ્ 'માં છે. ' વિમોહ ' નામના અજ્ઝયણનો આઠમો–અન્તિમ ઉદ્દેસઅ સંપૂર્ણતયા પદ્યાત્મક છે. એમાં ૧૭માથી ૪૧મા સુધીનાં પદ્યો છે અને તે ' અનુષ્ટુભ્ 'માં છે. ' ઉવહાણસુત્ત ' નામનું આખું યે અજ્ઝયણ પદ્યમાં છે. એમાં ૪૨ માથી ૧૧૧મા સુધીનાં પદ્યો છે. આમ આ સૌથી મોટામાં મોટો પદ્યાત્મક વિભાગ છે. પદ્યરચનાની ઐતિહાસિક આલોચના( પૃ. ૧૮૫–૧૯૬ )માં આ સમગ્ર અજ્ઝયણ બે રીતે અપાયું છેઃ ( ૧ ) પ્રચલિત સ્વરૂપમાં અને ( ૨ ) આ અજ્ઝયણ ગાથા કિંવા આર્યા છન્દમાં અમિશ્ર ગાથામાં રચાયું નથી પણ ' ગાથાનુષ્ટુભી સંસૃષ્ટિ ' એવા નામથી ઓળખાયેલા મિશ્ર છન્દમાં. એના સમર્થનાર્થે નવા સ્વરૂપમાં સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એ રજૂ કર્યું છે. 'ભાવણા' અજ્ઝયણનો કેટલોક ભાગ પદ્યમાં છે. એમાં ૧૧૨–૧૩૫ પદ્યો છે. આની પછીનું ' વિમુત્તિ ' અજ્ઝયણ પદ્યાત્મક છે. એમાં ૧૩૬–૧૪૭ પદ્યો છે.

આમ આયારમાં કેટલાંક પદ્યો ' અનુષ્ટુભ્ ' માં છે એટલે એમાં સંખ્યાત સિલોગ ( શ્લોક ) હોવાનો ઉલ્લેખ યથાર્થ છે.

**ગત-પ્રત્યાગત સૂત્રો**—શીલાંકસૂરિએ આયાર( સુ. ૧૧૯ )ની ટીકા ( પત્ર ૧૬૯ અ )માં આ નામ વાપર્યું છે. આ એક અલંકારનું પણ નામ છે. આયારમાં અનેક ગત-પ્રત્યાગત સૂત્રો છે એ એની એક વિશિષ્ટતા છે. આવાં સૂત્રો તરીકે સુ. ૨૩, ૩૨, ૩૩, ૪૧, ૫૭, ૬૩, ૯૪, ૧૦૨, ૧૧૦, ૧૧૯, ૧૨૩ અને ૧૩૧નો મેં H C L J( પૃ. ૨૧૬-૨૧૭ )માં નિર્દેશ કર્યો છે. ૧૨૩મા સુત્તનો અર્થ એ છે કે જે એક જાણે છે તે સર્વ જાણે છે અને જે સર્વ જાણે છે તે એક જાણે છે. ધર્મોનું મિલન( પૃ. ૨૭)માં કહ્યું છે કે "ગ્યૅટેનું એક પ્રસિદ્ધ વચન છે: જે માણસ એક જ ભાષા જાણે છે તે એકે ભાષા જાણતો નથી". "મહાવીરસ્વામીનો આચારધર્મ"નાં પૃ. ૫, ૧૩, ૧૯, ૨૯ ઇત્યાદિમાં ગત-પ્રત્યાગત સૂત્રોનો ગુજરાતીમાં અનુવાદ છે.

**રચના અને સ્થાપના**—જિનદાસગણિ નંદીચુણ્ણિ( પત્ર ૫૬ આ )માં 'પુવ્વગત' કહેવાનું કારણ જણાવતાં કહે છે કે તીર્થંકર તીર્થનું પ્રવર્તન કરતી વેળાએ ગણધરોને પુવ્વગતનાં સુત્તોનો અર્થ સર્વ સુત્તોનો આધાર હોવાથી સૌથી પ્રથમ કહે છે; વાસ્તે એને 'પુવ્વ' કહ્યું છે. વિશેષમાં ગણધરો સુત્તની રચના કરતી વેળા આયારાદિની રચના કરે છે અને એ ક્રમે એની સ્થાપના કરે છે. અન્ય આચાર્યોના મતે તો તીર્થંકર પુવ્વગતનાં સુત્તનો અર્થ સૌથી પ્રથમ કહે છે અને ગણધરો પણ સૌથી પ્રથમ પુવ્વગત રચે છે અને પછી આયાર વગેરે. આયારનિજ્જુત્તિમાંની सव्वेसिं आयारोवाळी ( આઠમી ) ગાથા સાથે આથી વિરોધ આવે છે એમ કોઈ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર એઓ એ આપે છે કે આ સ્થાપનાને અંગેની વાત છે. અને આ તો અક્ષરની રચનાને આશ્રીને કહેવાયું છે. હરિભદ્રસૂરિકૃત નંદીની ટીકા( પત્ર ૧૦૭)માં ચુણ્ણિના જ શબ્દોમાં પાઇયમાં આ જ હકીકત કહેવાઇ છે. વિશેષમાં મલયગિરિસૂરિએ રચેલી નંદીની વૃત્તિ( પત્ર ૨૪૦ આ )માં પણ આ જ હકીકત છે, જો કે એ સંસ્કૃતમાં કહેવાઈ છે.

આયારની ચુણ્ણિ( પત્ર ૩ )માં એ મતલબનો પાઇયમાં ઉલ્લેખ

છે કે સર્વે તીર્થંકરો પણ આયારનો અર્થ સૌથી પ્રથમ કહે છે અને ત્યાર બાદ બાકીનાં અંગોનો અર્થ કહે છે, અને એ જ ક્રમથી ગણધરો સૂત્ર ગૂંથે છે.[1] શીલાંકસૂરિએ આયારની ટીકા( પત્ર ૫ આ )માં આ જ હકીકત સંસ્કૃતમાં રજૂ કરી છે. એમણે કહ્યું છે કે દરેક તીર્થંકરથી તીર્થ પ્રવર્તાવતી વેળાએ આયારનો અર્થ પ્રથમ કહેવાયો છે, કહેવાય છે અને કહેવાશે અને ત્યાર બાદ બીજાં બધાં અંગોનો અર્થ; ગણધરો પણ આ જ આનુપૂર્વીએ સૂત્રરૂપે એ ગૂંથે છે.

સમવાય( સુ. ૧૩૬ )ની અભયદેવસૂરિકૃત ટીકામાં આયાર એ સ્થાપનાની દૃષ્ટિએ પ્રથમ છે, પણ રચનાની દૃષ્ટિએ તો એનો ક્રમાંક બારમો છે અને પૂર્વનો પહેલો છે એમ કહ્યું છે. આ ખરેખર વિચારણીય છે.

આ ઉપરથી એ ફલિત થાય છે કે સ્થાપનાની દૃષ્ટિએ આયાર પ્રથમ છે એમ માનવામાં બધા એકમત છે, પણ એની રચનાને ઉદ્દેશીને ત્રણ મત છે. કેટલાક એને પહેલું ગણે છે તો કેટલાક પૂર્વગતની રચના પછીનું એટલે કે બીજું અને અભયદેવસૂરિ તો એને બારમું કહે છે.

**કર્તૃત્વ**—આયારનિજ્જુત્તિ(ગા. ૨૮૭)માં સૂચવાયા મુજબ આયારનો બીજો સુયક્ખંધ સ્થવિરોની કૃતિ છે. આ સ્થવિરોનો અર્થ ચુણ્ણિ-( પત્ર ૩૨૬ )માં 'ગણધરો' કરાયો છે, અને શીલાંકસૂરિએ ટીકા-( પત્ર ૨૯૦અ)માં એનો અર્થ 'ચૌદપૂર્વધરો' એમ કર્યો છે. શું ગણધરોથી ઇન્દ્રભૂતિ વગેરે ગણધરો સમજવાના છે? વિશેષમાં 'થેરેહિં' એ માનાર્થે બહુવચન છે? જો આ બન્ને પ્રશ્નનો ઉત્તર નકારમાં હોય તો બીજો

---

૧. આ ઉપરથી આયારચુણ્ણિ નંદીચુણ્ણિથી ભિન્ન મત દર્શાવે છે એમ સ્પષ્ટ થાય છે તો પછી આ બન્ને ચુણ્ણિના કર્તા જિનદાસગણિ છે એમ જે કેટલાકનું માનવું છે તે શું વાંધાભર્યું નથી? જો તેમ ન જ હોય તો શું જિનદાસગણિનાં મન્તવ્યમાં કાલાન્તરે ફેર પડ્યો હશે એટલે તેઓ એક વાર એક વાત કહે છે અને આગળ ઉપર બીજી?

સુયક્ખંધ એ સુધર્મસ્વામીની કૃતિ નથી, પરંતુ એમના સમકાલીન કે ઉત્તરકાલીન શ્રુતકેવલીઓની કૃતિ છે એમ માનવું ઘટે.

ભાવણા અને વિમુત્તિ એ નામની બે ચૂલાઓના કર્તૃત્વનો સમ્બન્ધ સીમન્ધરસ્વામી સાથે છે એમ હેમચન્દ્રસૂરિએ પરિશિષ્ટપર્વ( સ. ૯, શ્લો. ૯૭–૧૦૦ )માં કહ્યું છે. વાત એમ છે કે સ્થૂલભદ્ર મુનીશ્વરનાં બેન જયેષ્ઠા સાધ્વી સીમન્ધરસ્વામી પાસે ગયાં હતાં. ત્યાંથી તેઓ પાછાં ફર્યાં ત્યારે સીમન્ધરસ્વામીએ તેમની દ્વારા ભાવના, વિમુક્તિ, રતિકલ્પ અને વિચિત્રચર્યા એ નામનાં ચાર અધ્યયનો સંઘને ભેટ મોકલાવ્યાં. એક જ વાચનાએ જયેષ્ઠાએ એ ધાર્યાં હતાં તે એમણે સંઘને કહી સંભળાવ્યાં. સંઘે આ ચાર અધ્યયનોમાંનાં પહેલાં બેને આચારની બે ચૂલા તરીકે અને બાકીનાં બેને દસવેયાલિયની ચૂલા તરીકે યોજ્યાં.

નિજ્જૂહણ ( નિર્યૂહણ )—બીજા સુયક્ખંધની પાંચ ચૂલાનું શેમાં શેમાંથી નિર્યૂહણ થયું છે તે આયારનિજ્જુત્તિ( ગા. ૨૮૮–૨૯૧ )માં દર્શાવાયું છે. જેમકે લોગવિજય નામના બીજા અજ્ઝયણના પાંચમા ઉદ્દેસઅનાં અમુક સૂત્રો અને વિમોહ નામના આઠમા અજ્ઝયણના બીજા ઉદ્દેસઅનાં અમુક સૂત્રો આશ્રીને અગ્યાર પિણ્ડૈષણાનું નિર્યૂહણ કરાયું છે. બીજા અજ્ઝયણના પાંચમા ઉદ્દેસઅમાંથી વસ્ત્રૈષણા, પાત્રૈષણા, અવગ્રહ-પ્રતિમા અને શય્યાનું નિર્યૂહણ કરાયું છે. આવંતિ નામના પાંચમા અજ્ઝયણના ચોથા ઉદ્દેસઅમાંથી ઈરિયા અજ્ઝયણનું, ધૂઅ નામના છટ્ઠા અજ્ઝયણના પાંચમા ઉદ્દેસઅમાંથી ભાસજ્જાયા અજ્ઝયણનું, મહાપરિ-ણ્ણાના સાત ઉદ્દેસઅ પૈકી પ્રત્યેકમાંથી એકેક સત્તિક્કગનું, સત્થપરિણ્ણા નામના પહેલા અજ્ઝયણમાંથી ભાવણાનું, ધૂઅ અજ્ઝયણના બીજા અને ચોથા ઉદ્દેસઅમાંથી વિમુત્તિ અજ્ઝયણ અને પચ્ચકખાણ નામના પુવ્વ-( પૂર્વ )ના ત્રીજા વત્થુ( વસ્તુ )ના વીસમા ‘ આયાર ’ નામના પાહુડ-(પ્રાભૃત)માંથી આયારપગપ્પ યાને નિસીહ નામની પાંચમી ચૂલાનું નિર્યૂ-હણ કરાયું છે. વિશેષમાં આ બધાંનું નિર્યૂહણ સત્થપરિણ્ણામાંથી થયું છે.

વિમુત્તિ અને ભાવણા અંગે જે અહીં કહેવાયું છે તેની સાથે

સીમન્ધરસ્વામી તરફથી એ ભેટ મળ્યાની હકીકતનો જોગ મળતો નથી તેનું શું એ પ્રશ્ન વિચારવો બાકી રહે છે.

**વિષય**—આ આગમનું નામ જ કહી આપે છે તેમ આચાર અર્થાત્ મુનિવરોએ કેમ વર્તવું એ એનો વિષય છે. આને અંગેનો પ્રાયઃ ઉત્સર્ગ-માર્ગ પહેલા સુયક્ખંધમાં નિર્દેશાયો છે, અને ઉત્સર્ગ તેમજ અપવાદરૂપ માર્ગ બીજા સુયક્ખંધનો વિષય છે અને તેમાં પણ એક અજ્ઝયણ તો અપવાદમાર્ગ ઉપર પ્રકાશ પાડે છે એમ એક બહુશ્રુત કહે છે. આપણે અજ્ઝયણદીઠ વિષયનો વિચાર કરીએ તે પૂર્વે સમવાય (સુ. ૧૩૬)માં અને નંદી( સુ. ૪૬ )માં પણ જે પ્રાયઃ એકસરખા શબ્દોમાં સમગ્ર કૃતિના વિષયનો નિર્દેશ છે તે આપણે નોંધી લઇશું. શ્રમણ નિર્ગ્રન્થોનો પ્રશસ્ત આચાર, ગોચર ( ભિક્ષાગ્રહણ કરવાનો વિધિ ), વિનય, વૈનયિક ( વિનયનું ફળ ), ( કાયોત્સર્ગ કરવો, સૂવું અને બેસવું એમ ત્રણને અંગેનાં ) સ્થાન, ( વિહારભૂમિ વગેરેમાં ) ગમન, [1]ચંક્રમણ, ( આહાર અને ઉપધિનું ) પ્રમાણ, યોગનો નિયોગ ( અર્થાત્ સ્વાધ્યાય ઇત્યાદિ યોગમાં અન્યને જોડવા તે ), ભાષા, સમિતિ, ગુપ્તિ, તેમજ શય્યા, ઉપધિ, ભક્ત અને પાન એ ચારનાં ઉદ્ગમ, ઉત્પાદન અને એષણાના દોષોની વિશુદ્ધિએ કરીને શુદ્ધ હોય તેનું તેમજ ( કારણવશાત્ ) અશુદ્ધનું ગ્રહણ, ( મૂળ ગુણરૂપ ) વ્રત, ( ઉત્તરગુણરૂપ ) નિયમ અને તપ એ પહેલા અંગના વિષયો છે.

**સત્થપરિણ્ણા** ( શસ્ત્રપરિજ્ઞા )—આનો શબ્દાર્થ શસ્ત્રની સમજણ એ છે. અહીં શસ્ત્રથી ' હિંસા ' સમજવાની છે. બુદ્ધિશાળી પુરુષે પૃથ્વીકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાય તેમજ ત્રસ જીવોની હિંસા ન કરવી જોઇએ. વનસ્પતિના અને મનુષ્યના ધર્મોનું આ અજ્ઝયણમાં સન્તુલન કરાયું છે એટલે જેમ મનુષ્ય સચેતન પ્રાણી છે તેમ વનસ્પતિ પણ છે એમ દાખલા-દલીલથી સમજાવાયું છે.

**લોગવિજય** ( લોકવિજય )—માતાદિ લૌકિક સમ્બન્ધ પર વિજય

---

૧. શરીરનો શ્રમ દૂર કરવા અન્ય સ્થાનમાં જવું તે.

મેળવી વિષયવાસનાથી વિરક્ત રહેવાનો, શુદ્ધ ભિક્ષા ગ્રહણ કરવાનો અને ધનિક અને દરિદ્રનો ભેદ રાખ્યા વિના સાચો ધર્મોપદેશ આપવાનો આ અજ્ઝયણમાં ઉપદેશ અપાયો છે.

**સીઓસણિજ્જ** ( શીતોષ્ણીય )—દુઃખના હેતુરૂપ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ અને પ્રમાદનો ત્યાગ કરી અહિંસક, સંયમી અને સમભાવી જીવન જીવવામાં સુખ છે એમ અહીં દર્શાવાયું છે. આ અજ્ઝયણના શીર્ષકમાં 'શીત' અને 'ઉષ્ણીય' શબ્દ વપરાયા છે પણ એથી એ જાતના પરીષહ સમજવાના નથી, પણ અનુકૂળ અને પ્રતિકૂળ પરીષહો સમજવાના છે. આમ હોવાથી "મહાવીરસ્વામીનો આચારધર્મ" એ પુસ્તકમાં આ અજ્ઝયણનું શીર્ષક "સુખ અને દુઃખ" રખાયું છે.

**સંમત્ત** ( સમ્યક્ત્વ )—પૂર્વે થઇ ગયેલા, વર્તમાન અને ભવિષ્યમાં થનાર તીર્થંકરોનું એક જ કહેવું છે કે કોઇ પણ જીવને હણવો ન જોઇએ, તેના ઉપર હુકમ ન ચલાવવો જોઇએ કે તેને નોકર અથવા ગુલામ બનાવી તેના ઉપર બળાત્કાર ન કરવો જોઇએ કે તેને સન્તાપવો કે મારવો ન જોઇએ. આથી વિપરીત ઉપદેશ આપનારા જનો 'અનાર્ય' છે. જ્ઞાની અને બુદ્ધ પુરુષો આરમ્ભના ત્યાગી હોય છે. જેઓ બરાબર વિચારપૂર્વક 'નૈષ્કર્મ્યદર્શી' થયા છે તેઓ 'વેદવિત્' યાને સાચા જ્ઞાની છે. લોકપ્રવાહને ન અનુસરવું જોઇએ અને શરીરની મમતા તજવી જોઇએ. આ પ્રમાણેનો ઉપદેશ આ અજ્ઝયણમાં અપાયો છે. સન્માર્ગમાં સાચી શ્રદ્ધાપૂર્વકનું વર્તન એ આ અજ્ઝયણનો મુખ્ય સૂર છે.

**આવંતિ** ( યાવન્તઃ ? )—આ અજ્ઝયણનું આ નામ 'આદાનપદ'થી છે, કેમકે આ પદથી આ અજ્ઝયણનો આરમ્ભ થાય છે. આનું બીજું નામ 'લોગસાર' ( લોકસાર ) છે, કારણ કે લોકમાં સાર ખેંચનારા સાચા મુનિનું સ્વરૂપ આ અજ્ઝયણમાં બતાવાયું છે. વિસ્તારથી કહીએ તો જે સત્ય છે તે જ મુનિપણું છે, અને જે મુનિપણું છે તે જ સત્ય છે; જ્ઞાની પુરુષ એ સંસારરૂપ પ્રવાહમાં ધરો છે; જ્ઞાની પુરુષો યથાર્થ

સમજણ મેળવી જે પરાક્રમ કરે છે તેનું જ નામ બ્રહ્મચર્ય છે; કામ-વાસનાથી પીડાતા સંયમીએ લૂખુંસૂકું ખાવું અને તે પણ ઓછું ખાવું, આખો દિવસ ધ્યાનમાં ઊભા રહેવું અને પગે ખૂબ મુસાફરી કરવી; આત્માને અંકુશમાં રાખવો; આત્મા રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ વિનાનો છે અને એ શબ્દાતીત છે; જિનોએ જ સત્ય વસ્તુ યથાર્થપણે નિઃશંકપણે જણાવી છે. આમ અનેક બાબતો આ અજ્ઝયણમાં છે.

**ધુય** ( ધુત )–કર્મના નાશના ઉપાયો એટલે કર્મથી મુક્ત કેવી રીતે થવાય તે આ અજ્ઝયણમાં દર્શાવાયું છે. રૂપોમાં આસક્ત પ્રાણીઓને [1]સોળ રોગોમાંથી કોઇ ને કોઈ રોગ થાય છે માટે આવા રોગથી મુક્ત થવા માટે વિષયોની કામના છોડી દેવી જોઇએ. શુદ્ધ આચાર અને શુદ્ધ ધર્મવાળા મુનિ કર્મનો નાશ કરી શકે છે. કેમકે તેઓ અનુકૂળ તેમજ પ્રતિકૂળ ઉપસર્ગો સમભાવે સહન કરી શકે છે. સંયમમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા એવા આ મુનિ પ્રાણીઓને માટે કદી ન ડૂબતા એવા 'અસંદીન' [2]દ્વીપ જેવા છે. તેઓ ભૂતમાત્રનું સ્વરૂપ વિચારી શાન્તિ, વૈરાગ્ય, ઉપશમ, નિર્વાણ, શૌર્ય, સરલતા, નિરભિમાનતા, નિષ્પરિગ્રહતા અને અહિંસારૂપી ધર્મનો ઉપદેશ આપી દુઃખી જીવોને ધીરે ધીરે સન્માર્ગે વાળે છે.

**મહાપરિણ્ણા** ( મહાપરિજ્ઞા )—આ અજ્ઝયણ નાશ પામ્યું છે. શીલાંકસૂરિ કહે છે કે આનો વિષય એ છે કે સંયમ ઇત્યાદિ ગુણોથી યુક્ત મુમુક્ષુને કોઇ વેળા મોહને કારણે પરીષહો અને ઉપસર્ગો આવી પડે તો તેણે એ સારી રીતે સહન કરવાં.

**વિમોહ** ( વિમોહ )—મોહનો નાશ એ આનો શબ્દાર્થ છે. આ અજ્ઝયણને 'વિમોક્ખ' પણ કહે છે, કેમકે કર્મથી મુક્ત થવાનો આ માર્ગ બતાવે છે. લોકને વિષે એ છે, નથી, ધ્રુવ છે, અધ્રુવ છે, આદિ-

---

૧. આમાં 'હાથીપગો' રોગ પણ ગણાવાયો છે કે જે રોગથી સુરતમાં કેટલાક પીડાતા જોવાય છે. ૨. દ્વીપના અર્થ અને પ્રકારો માટે જુઓ શીલાંકસૂરિકૃત ટીકા ( પત્ર ૨૨૪ અ ).

એ વિષયો આ અજ્ઝયણમાં નિરૂપાયા છે. અન્તમાં ગમે તે જાતની જગ્યા સૂવા માટે મળે તો ઊંચાનીચા ન થવું એ બાબત કહેવાઈ છે.

ઈરિયા ( ઈર્યા ) આનો શબ્દાર્થ 'ગમન' છે. ગામેગામ કેવી રીતે વિહાર કરવો, પાણીમાં કેવી રીતે ઊતરવું અને નાવમાં કેવી રીતે જવું આમ મુસાફરી સમ્બન્ધી હકીકતો આ અજ્ઝયણમાં સમજાવાઇ છે.

**ભાસા** ( ભાષા )—કેવી જાતની ભાષા બોલવી અને કેવી ન બોલવી એ અહીં નિરૂપાયું છે.

**વત્થ** ( વસ્ત્ર )—કેવાં વસ્ત્ર લેવાં–ન લેવાં, ખરાબ વસ્ત્ર હોય તો સારાં બનાવવાં કે મેળવવાં માટે ફાંફાં ન મારવાં, વસ્ત્ર ક્યાં સૂકવવાં ઇત્યાદિ વિગતો અહીં અપાઇ છે.

**પાએસા** ( પાત્રૈષા )—આનો શબ્દાર્થ 'પાત્રની તપાસ' એવો થાય છે. કોને કઇ જાતનાં અને કેટલાં પાત્ર રાખવાં તેમજ કેવી જાતનું પાત્ર માગવું એ હકીકત અહીં સમજાવાઈ છે.

**ઉગ્ગહપડિમા** ( અવગ્રહપ્રતિમા )—'અવગ્રહ'નો પરિગ્રહ તેજમ નિવાસસ્થાન ( મુકામ ) એ બન્ને અર્થ અહીં ઘટે છે. કઈ ચીજ ન લેવી તેમજ કઇ જાતનો મુકામ મેળવવો એ હકીકતો આમાં વિચારાઈ છે. વિશેષમાં અહીં પાંચ પ્રકારના અવગ્રહ અર્થાત્ માલિકીની વસ્તુ કે મકાન ગણાવાયા છે.

**સત્તસત્તિક્કયા** ( સપ્તસપ્તૈકકિકા )—આ સાત અજ્ઝયણોમાં ઊભા રહેવાનું સ્થાન, નિશીથિકા અર્થાત્ સ્વાધ્યાય માટેનું સ્થળ, મળમૂત્રની જગ્યા, શબ્દ, રૂપ, પરક્રિયા અને અન્યોન્ય ક્રિયા એમ સાત બાબતો અનુક્રમે વિચારાઇ છે.

**ભાવણા** ( ભાવના )—પ્રારમ્ભમાં મહાવીરસ્વામીનું જીવનચરિત્ર અપાયું છે. એમનાં ચ્યવન–સમય, ગર્ભસંક્રમણ અને જન્મ, એમનાં અને એમનાં માતા, પિતા, પત્ની વગેરેનાં નામો, એમનો ગૃહવાસ, એમનું સાંવત્સરિક દાન અને દીક્ષાગ્રહણ, મનઃપર્યવજ્ઞાનની પ્રાપ્તિ અને

કેવલજ્ઞાન એ બાબતો અપાઇ છે. ત્યાર બાદ પાંચ મહાવ્રતો પૈકી પ્રત્યેકની પાંચ પાંચ ભાવનાઓનો નિર્દેશ છે.

**વિમુત્તિ** (વિમુક્તિ)—દોષયુક્ત પ્રવૃત્તિઓ અને આસક્તિઓનો નિર્ભયપણે ત્યાગ એ આનો સારાંશ છે.

આ ઉપરથી જણાયું હશે કે પહેલા સુયક્ખંધમાં ઉત્સાહી સાધકની સમ્પૂર્ણ સાધનસામગ્રી વિગતથી અને વિસ્તારથી વર્ણવાઇ છે. એની ભાષામાં પ્રસાદ છે, ઊણ્ડાણ છે અને દૃષ્ટાન્તની નવીનતા છે. જેમ અમુક માર્ગે જઇ આવેલો મનુષ્ય એ માર્ગે જનાર અન્ય મનુષ્યને સહેલાઇથી અને બારીકાઇથી એ માર્ગનું વર્ણન કરી બતાવે તેમ આમાં સાધનામાર્ગનું વિશદ વર્ણન છે. બીજો સુયક્ખંધ જૂના જમાનાના જૈન શ્રમણસંઘનો અને તેની ચર્યાનો સચોટ ખ્યાલ આપે છે. એમાં અપાયેલા નિયમો અને ચર્યા બૌદ્ધ સંઘના નિયમો અને ચર્યા સાથે સરખાવવા જેવા છે. એ માટે ધર્માનન્દ કોસમ્બીનું "બૌદ્ધસંઘનો પરિચય" એ નામનું પુસ્તક જે ગૂજરાત વિદ્યાપીઠે પ્રસિદ્ધ કર્યું છે તે જોવું ઘટે.

**અનુયોગ**—જૈનો પોતાના ધાર્મિક ગ્રન્થોને ચાર વિભાગોમાં વિભક્ત કરે છે, અને એ દરેકને 'અનુયોગ' કહે છે. દસવેયાલિયની નિજ્જુત્તિ (ગા. ૩)માં ચાર વિભાગો એટલો અને એની ચુણ્ણિમાં એનાં નામનો ઉલ્લેખ છે. જેમકે દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્માનુયોગ. એ ચાર અનુયોગો[૧] પૈકી ક્રિયાકાણ્ડના પરામર્શનું નામ ચરણકરણાનુયોગ છે, અને શીલાંકસૂરિ આયારની ટીકા (પત્ર ૧ આ)માં કહે છે તેમ આ અનુયોગનું જ્ઞાન કરાવવા માટે જ બાકીના ત્રણ

૧. શ્રીમદ્ રાજચન્દ્રે ચાર અનુયોગ વિષે કહ્યું છે કે "મન જો શંકાશીલ થઈ ગયું હોય તો દ્રવ્યાનુયોગ વિચારવો યોગ્ય છે; પ્રમાદી થઈ ગયું હોય તો ચરણકરણાનુયોગ વિચારવો યોગ્ય છે; કષાયી થઇ ગયું હોય તો ધર્મકથાનુયોગ વિચારવો યોગ્ય છે; અને જડ થઇ ગયું હોય તો ગણિતાનુયોગ વિચારવો યોગ્ય છે. જુઓ "મહાવીરસ્વામીનો આચારધર્મ"નો ઉપોદ્ઘાત (પૃ. ૧૦).

અનુયોગો છે. દ્રવ્યાનુયોગથી દર્શનની–શ્રદ્ધાની શુદ્ધિ થાય છે અને જેનું દર્શન શુદ્ધ છે તે જ ચારિત્રને લાયક છે. આમ ચરણકરણાનુયોગ જ ચારે યોગોમાં મુખ્ય છે. આ આયારમાં ચરણકરણાનુયોગનો વિષય છે અને એ રીતે આ બૌદ્ધોના વિનયપિટકને મળતો આવે છે.

થર—કેટલાક જૈન તેમજ અજૈન વિદ્વાનોની માન્યતા મુજબ અને મારા પણ નમ્ર અભિપ્રાય પ્રમાણે આયારનો પહેલો સુયક્ખંધ બીજા કરતાં પ્રાચીન છે. વળી બીજો સુયક્ખંધ એ એક કરતાં વધારે શ્રુત-સ્થવિરોની કૃતિ છે.[1] એ શ્રુતસ્થવિરો ભિન્નકાલીન હોય તો એ રીતે એ જૂનામાં જૂના બૌદ્ધ પદ્યાત્મક સંગ્રહ નામે સુત્તનિપાતને મળતો આવે છે, કેમકે આ સુત્તનિપાત અનેક ભિન્ન કાળના બૌદ્ધ ભિક્ખુઓનાં સુત્તોનો સંગ્રહ છે.[2] ભદ્રબાહુસ્વામીએ આયાર ઉપર નિજ્જુત્તિ રચી તે સમયે તો બીજો સુયક્ખંધ પાંચ ચૂલારૂપ હતો. પછી કાલાન્તરે નિસીહ નામની પાંચમી ચૂલાને સ્વતન્ત્ર સ્થાન અપાયું ત્યારથી તે આજ દિન સુધી એ સુયક્ખંધમાં ચાર ચૂલાઓ છે.

પહેલા સુયક્ખંધમાં ગદ્યાત્મક તેમજ પદ્યાત્મક એમ બન્ને પ્રકારનું લખાણ છે. એમાંનો પદ્યાત્મક વિભાગ જેમાં સમ્પૂર્ણ તેમજ આંશિક પદ્યોનો સમાવેશ થાય છે એ બાકીના ગદ્યાત્મક વિભાગ કરતાં વધારે પ્રાચીન છે એમ કેટલાક આધુનિક વિદ્વાનોનું માનવું છે.[3]

આ પ્રમાણે જેને આજે આપણે 'આયાર' તરીકે ઓળખીએ છીએ એ પહેલા અંગમાં કાલક્રમની દૃષ્ટિએ વિવિધ થરો છે. સૌથી પ્રાચીન થરની રચના મહાવીરસ્વામીના સમય દરમ્યાન થઈ હોય એમ જણાય છે, અને સૌથી અર્વાચીન થરની રચના આયારનિજ્જુત્તિની રચના કરતાં તો પ્રાચીન છે જ. આયારનિજ્જુત્તિના કર્તા શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામી છે એમ સામાન્યતઃ મનાય છે. એમનો સ્વર્ગવાસ વીરસંવત્ ૧૭૦માં

---

૧. જુઓ આયારનિજ્જુત્તિ (ગા. ૨૮૭). આ અવતરણ H C L J (પૃ. ૧૧૩)માં મેં આપ્યું છે. ૨. જુઓ H C L J (પૃ. ૧૧૮). ૩. એજન (પૃ. ૧૧૪).

થયો. વિદ્વદ્વલ્લભ મુનિ પુણ્યવિજયજી વગેરે કેટલાક વિદ્વાનો નિજ્જુત્તિના કર્તા તરીકે આ ભદ્રબાહુને બદલે બીજા ભદ્રબાહુ માને છે અને તેમનો સમય ઇ. સ. નો છઠ્ઠો સૈકો દર્શાવે છે.[1] 'મહાપરિણ્ણા' નામનું સાતમું અજ્ઝયણ નિજ્જુત્તિથી વિભૂષિત છે. એ વજ્રસ્વામીના સમય સુધી તો હતું પણ પછી એ ઉચ્છેદ પામ્યું.

આ ઉપરથી આયારનો અમુક ભાગ ઇ. સ. પૂર્વે ૫૫૭ થી ઇ. સ. પૂર્વે ૫૨૭ના ગાળામાં રચાયેલો છે અને બાકીનો ભાગ એક માન્યતા મુજબ મોડામાં મોડો ઇ. સ. પૂર્વે ૩૫૭માં અને બીજી માન્યતા મુજબ ઇ. સ.ના છઠ્ઠા સૈકા કરતાં પૂર્વે રચાયેલો છે. એ ગમે તે હો, મહાવીરસ્વામીના પોતાના જ શબ્દો કોઇ પણ આગમમાં સંગ્રહાયા હોય તો તે આયારમાં છે. છૂટક છૂટક રત્નો જેવાં તેજસ્વી સુભાષિતોનો આ મનોરમ સંગ્રહ છે.

## વિવરણાત્મક સાહિત્ય : પાઇય, સંસ્કૃત, ગુજરાતી ઇત્યાદિ

**આયારનિજ્જુત્તિ**—આ જઇણ મરહટ્ઠીમાં રચાયેલી પદ્યાત્મક કૃતિ છે. આયારનો પહેલો સુયક્ખંધ તેમજ ચાર ચૂલા પૂરતો બીજો સુયક્ખંધ એ એનો વિષય છે. આયારની આ નિજ્જુત્તિ તેમજ શીલાંકસૂરિકૃત ટીકા સહિત જે આવૃત્તિ 'શ્રીસિદ્ધચક્ર સાહિત્ય પ્રચારકસમિતિ' તરફથી બે ભાગમાં પ્રસિદ્ધ થઇ છે તેના બીજા ભાગનો અન્ત જોતાં એમાં આયારનિજ્જુત્તિનું ૩૪૯મું પદ્ય અપાયા બાદ મહાપરિણ્ણાને અંગેની નિજ્જુત્તિની જે ગાથાઓ ઉપર ટીકા રચાઇ નથી તેવી સાત ગાથાઓ અપાય છે. આમ એકંદર આ આયારનિજ્જુત્તિની ૩૫૬ ગાથાઓ છે. આયારને સમજવા માટે આના કરતાં કોઇ અધિક પ્રાચીન સાધન આજે ઉપલબ્ધ નથી. આ સાધનની આછી રૂપરેખા H C L J (પૃ. ૧૮૦–૧૮૧)માં મેં આલેખી છે. આ તેમજ નીચે મુજબની

---

૧. "શ્રીમહાવીર જૈન વિદ્યાલય રજત મહોત્સવ ગ્રંથ"માં "છેદસૂત્રકાર અને નિર્યુક્તિકાર" એ નામના લેખ( પૃ. ૧૯૯ )માં એમણે કહ્યું છે કે નિર્યુક્તિકાર ભદ્રબાહુ તે શકસંવત્ ૪૨૭ ( વિ. સં. ૫૬૨ )માં પંચસિદ્ધાન્તિકા રચનાર વરાહમિહિરના સહોદર છે અને નૈમિત્તિક આચાર્ય છે.

બીજી નવ નિજ્જુત્તિઓ ભદ્રબાહુસ્વામીએ રચી છે એ હકીકત એમણે રચેલી આવસ્સયનિજ્જુત્તિની નિમ્નલિખિત ગાથા ઉપરથી જાણી શકાય છે:

" आवस्सगस्स दसकालिअस्स तह उत्तरज्झमायारे ।
सूअगडे निज्जुत्तिं वोच्छामि तहा दसाणं च ॥८४॥
कप्पस्स य निज्जुत्तिं ववहारस्सेव परमनिउणस्स ।
सूरिअपन्नत्तीए वुच्छं इसिभासिआणं च ॥८५॥ "

આની પછીની ગાથામાં એમણે કહ્યું છે કે હું જિનના ઉપદેશ વડે ઉદાહરણ, હેતુ અને કારણુનાં પદનો સમૂહ સંક્ષેપમાં કહીશ. પાલીતાણામાં વિ. સં. ૧૯૯૮માં જે "શ્રીસિદ્ધચક્ર ગણધરમંદિર" સ્થપાયું છે તેમાં તત્ત્વાર્થાધિ૦ તેમજ આયાર, સૂયગડ, દસાસુયક્ખંધ, દસવેયાલિય અને ઉત્તરજ્ઝયણ એ પાંચ આગમોની નિજ્જુત્તિ પણ શિલારૂઢ કરાયાં છે.

**આયારચુણ્ણિ**—જેમ ભાસને 'ગાહા' કહે છે તેમ ચુણ્ણિને કેટલીક વાર 'પરિભાસા' તરીકે ઓળખાવાઇ છે ( જુઓ H C L J, પૃ. ૧૯૦ ). ચુણ્ણિ એ આગમોનું ગદ્યાત્મક વિવરણરૂપ સાધન છે. એની ભાષા સંસ્કૃત અને પાઇયના મિશ્રણરૂપ છે. એક જ વાક્ય આ બે ભાષામાં રચાયેલ પણ મળી આવે છે. સામાન્ય રીતે ચુણ્ણિ નિજ્જુત્તિ પછી રચાયેલા ભાસ કરતાં પણ અર્વાચીન છે. આયારને અંગે કોઇ ભાસ રચાયું હોય એમ જણાતું નથી. આયારચુણ્ણિ આયાર તેમજ એની નિજ્જુત્તિના સ્પષ્ટીકરણરૂપ છે. એના કર્તાનું નામ જાણવામાં નથી. કિંવદન્તી પ્રમાણે એ જિનદાસગણિ છે. એમ એના મુખપૃષ્ઠ ઉપર ઉલ્લેખ છે. આ ચુણ્ણિ રતલામની ઋષભદેવજી કે. શ્વેતામ્બર સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૪૧માં પ્રસિદ્ધ થઇ છે. આ ચુણ્ણિની ઓછામાં ઓછી વિ. સં. ૧૪૫૦ જેટલી તો પ્રાચીન એવી એક તાડપત્રીય પ્રતિ ભાણ્ડારકર પ્રાચ્યવિદ્યાસંશોધનમન્દિરમાં છે. "સિદ્ધચક્ર" ( વ. ૯, અં. ૮, પૃ. ૧૫૭-૧૬૬ )માં આનન્દસાગરસૂરિજીનો " આર્હત આગમોની ચૂર્ણિઓ અને તેનું મુદ્રણ " એ નામનો લેખ પ્રસિદ્ધ થયો છે. એમાં ૧૬૫મા પૃષ્ઠમાં તેમણે કહ્યું છે કે નંદી, અણુઓગદ્દાર, આવસ્સય, દસવેયાલિય,

ઉત્તરજ્ઝયણ, આયાર, સૂયગડ અને વિયાહ૦ની ચૂણ્ણિ એના રચનાના ક્રમ પ્રમાણે છે.

ટીકા—શીલાંકસૂરિએ આયાર ઉપર જે સંસ્કૃતમાં ટીકા રચી છે તેના પ્રારમ્ભના ત્રીજા પદ્યમાં તેઓ કહે છે કે શસ્ત્રપરિજ્ઞા ઉપરનું વિવરણ ગન્ધહસ્તીએ અતિશય ગહન બનાવ્યું છે. એથી સુખેથી બોધ થાય તે માટે હું સાર ગ્રહણ કરું છું. આ ગન્ધહસ્તીનું આયાર ઉપરનું વિવરણ આજ સુધી મળ્યું નથી. વિશેષમાં આ વિવરણ સંસ્કૃતમાં હતું કે પાઇયમાં એ જાણવાનું કોઇ સાધન જણાતું નથી. એમાંથી કોઇ અવતરણો પણ નજરે પડતાં નથી. આ ઉપરાન્ત ગન્ધહસ્તી તે કોણ એવો પણ સ્પષ્ટપણે ઉલ્લેખ નથી. કેટલાક વિદ્વાનોનું માનવું છે કે તત્ત્વાર્થાધિ૦ ઉપર ભાષ્યાનુસારિણી ટીકા રચનારા સિદ્ધસેનગણિ તે જ આ ગન્ધહસ્તી છે. શીલાંકસૂરિએ આયાર અને એની નિજ્જુત્તિ એ બે ઉપર સંસ્કૃતમાં ટીકા રચી છે, પરન્તુ પૃ. ૫૧માં કહેવાયું છે તેમ મહાપરિણ્ણાને લગતી નિજ્જુત્તિની ગાથા ઉપર એમણે કશું લખ્યું નથી. એમણે પત્ર ૧૯આ–૨૦આમાં ધર્મરુચિ નામના પ્રત્યેકબુદ્ધનું ચરિત્ર આલેખ્યું છે, અને ઉવહાણસુયની ટીકા( પત્ર ૨૭૧અ–૨૭૩અ )માં ઉપશમશ્રેણિ અને ક્ષપકશ્રેણિ વિસ્તારથી સમજાવી છે. એમણે ક્યારે ટીકા રચી વગેરે બાબતો એમણે પહેલા સુયક્ખંધની ટીકાના અન્તમાં દર્શાવી છેઃ ટીકા 'ગુપ્ત 'સંવત્ ૭૭૨માં ગમ્ભૂતામાં રચાઈ અને તેમાં વાહરિ સાધુએ સહાયતા આપી. શીલાંકસૂરિ પોતાને શીલાચાર્ય ઉર્ફે તત્ત્વાદિત્ય તરીકે ઓળખાવે છે. વિશેષમાં તેઓ પોતાના કુળ તરીકે 'નિર્વૃતિ 'નો ઉલ્લેખ કરે છે. અન્યત્ર ટીકાના રચનાસમય તરીકે શકસંવત્ ૭૭૨, શક ૭૮૪ અને શક ૭૯૮નો ઉલ્લેખ છે. વિ. સં. ૧૩૦૩માં તાડપત્ર પર લખાયેલી આ ટીકાની પ્રત ખમ્ભાતમાં છે. શીલાંકસૂરિએ બીજા સુયક્ખંધની ટીકા જાતે જ રચી છે, પણ તેના અન્તમાં રચનાસમયનો કે બીજો કોઇ જાતનો ઉલ્લેખ નથી. " શ્રી શીલાંકસૂરિ તે કોણ ? " એ નામનો મારો લેખ જૈ. સ. પ્ર. ( દીપોત્સવી અંકઃ વ. ૭, અં. ૧–૩ )માં પ્રસિદ્ધ થયો

છે. તેમાં મેં શીલાંકસૂરિ તે વિ. સં. ૯૨૫માં ચઉપન્નમહાપુરિસચરિય રચનારા હોય તો એમનું બીજું નામ વિમલમતિ છે એ હકીકત સૂચવી છે. વિશેષમાં વિ. સં. ૮૦૨માં અણહિલપુર પાટણ વસાવનારા વનરાજ ચાવડાના ગુરુ શીલગુણસૂરિ વિસેસાવસ્સયભાસના ટીકાકાર કોટ્યાચાર્ય અને શકસંવત ૭૦૦માં રચાયેલી કુવલયમાલાની પ્રશસ્તિમાં ઉલ્લેખાયેલ તત્તાયરિય ( તત્ત્વાચાર્ય ) પ્રસ્તુત શીલાંકસૂરિથી ભિન્ન જણાય છે, એમ પણ મેં ત્યાં સૂચવ્યું છે. જેસલમેર ભાણ્ડાગારીય ગ્રન્થસૂચી ( પૃ. ૪૪ )માં ચઉપન્નમહાપુરિસચરિયના કર્તા તરીકે માનદેવના શિષ્ય શીલાચાર્યનો ઉલ્લેખ કરનારાં બે પદ્યો અપાયાં છે અને આ શીલાચાર્ય આયારના ટીકાકારથી ભિન્ન છે એમ ત્યાં ઉલ્લેખ કરાયો છે.

ઉવહાણસુય( ઉ. ૨૦; ગાથા ૬૫ )ની ટીકા ( પત્ર ૨૭૮ આ )માં શીલાંકસૂરિ કહે છેઃ આ ૬૫મા પદ્યનું ચિરન્તન ટીકાકારે વ્યાખ્યાન કર્યું નથી. તે શું સુગમતાને લઇને છે કે અભાવને લઇને? સૂત્રપુસ્તકોમાં તો દેખાય છે. એમનો અભિપ્રાય અમે જાણતા નથી. અહીં જે ટીકાકારનો ઉલ્લેખ છે તે કયા અને એ ટીકા પણ કઇ? આ ટીકાકાર તે ચુણ્ણિના કર્તા હોય એમ લાગે છે કારણ કે એમાં વ્યાખ્યા નથી.

જૈન ગૂર્જર કવિઓ ( પૃ. ૪૬૧ )માં સૂચવાયું છે કે શાન્તિસૂરિએ આયાર ઉપર જે ટીકા રચી છે તેની એક તાડપત્રીય પ્રતિ વિ. સં. ૧૪૯૨માં લખાયેલી છે ( જે. ૪૨ ). 'અંચલ' ગચ્છના મેરુતુંગસૂરિના શિષ્ય માણિક્યશેખરસૂરિએ આચારાંગદીપિકા રચી છે, અને એનો ઉલ્લેખ એમણે પોતે રચેલી આવશ્યકનિર્યુક્તિદીપિકામાં કર્યો છે. હર્ષકલ્લોલના શિષ્ય લક્ષ્મીકલ્લોલે આયાર ઉપર અવચૂર્ણિ રચી છે. એનો રચનાસમય "ગુહમુખકજકિરણમિતે શરચ્ચન્દ્રવર્ષે" એમ સૂચવાયો છે એટલે કે એ વિ. સં. ૧૬૦૬(?) છે. આ અવચૂર્ણિનું નામ 'તત્ત્વાવગમા' છે. એક અજ્ઞાતકર્તૃક અવચૂરિની હાથપોથી ભાં. પ્રા. વિ. સં.માં છે. ખરતર ગચ્છના જિનસમુદ્રસૂરિના પટ્ટધર જિનહંસસૂરિએ શીલાંકસૂરિકૃત ટીકાને દુર્વિગાહ સમજી સભ્યોના અનુગ્રહાર્થે દીપિકા વિ. સં. ૧૫૮૨માં રચી. આ

દીપિકા તેમજ શીલાંકસૂરિકૃત ટીકા, પાર્શ્વચન્દ્રસૂરિએ રચેલો બાલાવબોધ અને નિર્જ્જુત્તિ પ્રસિદ્ધ થયેલાં છે (જુઓ પૃ. ૧૬). ચન્દ્ર ગચ્છના મહેશ્વરસૂરિના પટ્ટધર અજિતદેવસૂરિએ આચાર પર દીપિકા વિ. સં. ૧૬૨૯ની આસપાસમાં રચી છે ( પા. ભં. ). આચારના તેમજ બીજા આગમોના કેટલાક શબ્દોના પર્યાયોને લગતી એક હાથપોથી ભાં. પ્રા. વિ. સં.માં છે.

**ગુજરાતી ભાષાન્તર**—રવજીભાઇ દેવરાજે આચારનું ગુજરાતીમાં શબ્દશઃ ભાષાન્તર કર્યું હતું. એ મૂળ સહિત વિ. સં. ૧૯૫૮માં પ્રસિદ્ધ થયું હતું. એની પ્રસ્તાવના ( પૃ. ૨૨ ઇત્યાદિ )માં ' પરિહાર્યમીમાંસા ' છે. આની ઇ. સ. ૧૯૦૬માં છપાયેલી બીજી આવૃત્તિમાં આ ભાગ જતો કરાયો છે. હીરાલાલ હંસરાજ તરફથી પાંચ ભાગમાં આચાર મૂળ ને નિર્જ્જુત્તિના ગુજરાતી અનુવાદ સહિત પ્રસિદ્ધ થયાનું સાંભળ્યું છે. મોહનલાલજી જૈન શ્વેતામ્બર જ્ઞાનભણ્ડાર ( સુરત ) તરફથી મૂળ તથા નિર્જ્જુત્તિ તેમજ એ બન્નેનું ગુજરાતી ભાષાન્તર પાંચ ભાગમાં વીરસં. ૨૪૪૭, ૨૪૪૮, ૨૪૪૮, ૨૪૪૮ અને ઇ. સ. ૧૯૨૨માં અનુક્રમે છપાયેલ છે. પહેલા ભાગમાં પહેલું અજ્ઝયણ, બીજામાં બીજું, ત્રીજામાં ત્રણથી પાંચ, ચોથામાં ૬, ૮ અને ૯ અને પાંચમામાં બીજો સુયક્ખંધ છપાયેલ છે. " મહાવીરસાહિત્ય-પ્રકાશન-મંદિર " તરફથી પ્રથમ સુયક્ખંધનો શબ્દશઃ ગુજરાતી અનુવાદ ઇ. સ. ૧૯૩૬માં પ્રસિદ્ધ થયો છે: ગોપાલદાસ જીવાભાઇ પટેલે આચારનો છાયાનુવાદ " મહાવીરસ્વામીનો આચારધર્મ " એ નામે આપ્યો છે અને એ " શ્રીપૂંજાભાઇ જૈન ગ્રન્થમાળા-૧૧ " તરીકે એમની તરફથી વિ. સં. ૧૯૯૨માં પ્રસિદ્ધ થયો છે.[1] એમાં પૃ. ૧૯૩-૨૦૩માં આચારનાં સુભાષિતો ગુજરાતી ભાવાર્થ

૧. એમાં ૯૭મા પૃષ્ઠમાં નીચે મુજબ અપાયેલું ભાષાન્તર વાંધાભરેલું છે: " તે જ પ્રમાણે બહુ હાડકાંવાળું માંસ કે બહુ કાંટાવાળી માછલી પણ ન લેવી. ગૃહસ્થ તેવાં માંસમત્સ્ય આપવા માંડે તો તેને કહેવું કે, તારે આપવું હોય તો માત્ર ગર્ભ આપ. અને છતાં ગૃહસ્થ ઉતાવળથી તેના વાસણમાં હાડકાં કાંટાવાળું જ નાંખી દે, તો એકાંત સ્થળમાં જઈ, ઉપર આવી ગયેલ વિધિ પ્રમાણે

સાથે રજૂ કરાયાં છે. અને પૃ. ૨૦૪-૨૦૮માં વિશિષ્ટ શબ્દોની સૂચિ છે. આ છાયાનુવાદના નિવેદન (પૃ. ૬)માં એ ઉલ્લેખ છે કે "પહેલો ખંડ પંડિત બેચરદાસજીએ કરેલા શબ્દશ: અનુવાદ ઉપરથી તૈયાર" કર્યો છે. આ અનુવાદ મારા જોવામાં આવ્યો નથી.

**અંગ્રેજી**—આયારનો હર્મન યાકોબીએ કરેલો અંગ્રેજી અનુવાદ SBE (vol. XXII) માં છપાયો છે. આમાં એમણે અંગ્રેજીમાં વિસ્તૃત પ્રસ્તાવના લખી છે. એ પ્રસ્તાવનાનો ગુજરાતી અનુવાદ છપાયો છે (જુઓ પૃ. ૨૫).

**જર્મન**—Worte Mahaviras (પૃ. ૬૬-૧૨૧)માં આયારના પહેલા સુયક્ખંધનો જર્મન અનુવાદ છે.

**નિબન્ધ**—"શ્રીપૂંજાભાઇ જૈન ગ્રન્થમાલા-૨૧" તરીકે ઇ. ૧૯૪૧માં પ્રસિદ્ધ થયેલી અને ગોપાલદાસ પટેલે તૈયાર કરેલી શ્રી-મહાવીર કથાના ચોથા ખણ્ડનું નામ "ભગવાન મહાવીરનો સદુપદેશ" રખાયું છે. એમાં આયાર વગેરેના આધારે નીચે મુજબના તેર વિષયો પર નાનકડા નિબન્ધ છે:—

(૧) [1]ચાર દુર્લભ વસ્તુઓ, (૨) [2]અપ્રમાદ, (૩) [3]વિવેક-વૈરાગ્ય, (૪) [4]સદ્‌ગુરુશરણ, (૫) [5]મુમુક્ષુની તૈયારી,[6] (૬) સાચું

---

ખાઇ લઇ, તેમાંનો નકામો ભાગ નિર્જીવ સ્થળમાં નાખી આવવો."

આ અંગે હું અહીં એટલુંજ કહીશ કે 'નાન્તરીયકત્વ' અંગેના ઉદાહરણરૂપ બનેલી પંક્તિનો ભાવાર્થ ખ્યાલમાં ન લેતાં અક્ષરાર્થ આપવો એ અનુચિત છે.

૧. જુઓ ઉત્તરજ્ઝયણ (અ. ૩). ૨ જુઓ ઉત્તર૦ (અ. ૧૦, ૪) તેમજ સૂયગડ (૧, ૨). ૩ જુઓ સૂયગડ (૧, ૯; ૨-૧; ૧-૨), ઉત્તર૦ (અ. ૩૨) અને મહાવીરસ્વામીનો આચારધર્મ (પૃ. ૧૦-૧૮, ૨૬, ૨૯ અને ૪૩). ૪ જુઓ સૂયગડ (૧-૯; ૧-૨) અને આયાર (૧-૨; ૧-૪). ૫ આમાં આઠ પેટાવિષયો છે. જેમકે વિનય, સહનશીલતા, નિર્મમતા, નિરહંકારિતા, નિર્ભયતા અને અસંગ, સ્ત્રીપ્રસંગનો ત્યાગ, આહારશુદ્ધિ, અને ઉપસંહાર: વ્યાખ્યાઓ. ૬ જુઓ ઉત્તર૦ (૧; ૧૧; ૯; ૩૨; ૨૬); સૂયગડ (૧-૧૪; ૧-૨; ૧-૩; ૧-૧૩; ૧-૯; ૧-૪; ૧-૧૦; ૨-૧; ૧-૧૬; ૨-૨) અને આયાર (૧-૨; ૧-૫).

વીરત્વ[1], (૭) મોક્ષમાર્ગ[2], (૮) અહિંસા[3], (૯) બ્રહ્મચર્ય[4], (૧૦) મુક્ત-જ્ઞાની[5], (૧૧) ઉપદેશ આપવાનો અધિકાર[6], (૧૨) સાચો યજ્ઞ[7] અને (૧૩) સાચો વર્ણ[8].

---

## પ્રકરણ ૩ : સૂયગડ (સૂત્રકૃત)

**નામ**—આ બીજા અંગનાં સૂતગડ, સુત્તકડ અને સૂયગડ એમ ત્રણ ગુણનિષ્પન્ન નામ છે એમ એની નિજ્જુત્તિ(ગા. ૨)માં ઉલ્લેખ છે.

**વિભાગ અને પરિમાણ**—સમવાય(સુ. ૧૩૬)માં સૂચવાયું છે કે સૂયગડના બે સુયક્ખંધ છે, તેવીસ અજ્ઝયણ છે અને તેત્રીસ [9]ઉદ્દેસણકાલ છે. સૂયગડની નિજ્જુત્તિ(ગા. ૨૨)માં આમ જ હકીકત છે. વિશેષમાં ત્યાં આયાર કરતાં આ સૂયગડ બમણું છે એ વાત છે.

પહેલા સુયક્ખંધને શીલાંકસૂરિએ સૂયગડની ટીકા(પત્ર ૮ અ)માં 'ગાથાષોડશક' કહેલ છે. વિશેષમાં સૂયગડચુણ્ણિ(પત્ર ૩૦૮)માં "ગાથાષોડશકચૂર્ણિઃ સંમત્તા" એવો ઉલ્લેખ છે. એટલે એનું 'ગાહાસોડસય' એવું અસલ નામ હોય એમ જણાય છે (જુઓ પૃ. ૫૮). બીજા સુયક્ખંધનું કોઇ વિશિષ્ટ નામ હોય તો તે જાણવામાં નથી. પહેલા સુયક્ખંધમાં સોળ અજ્ઝયણ છે અને બીજામાં સાત છે. આ તેવીસનાં નામ સમવાય(સુ. ૨૩)માં નીચે મુજબ અપાયાં છે:—

---

૧ જુઓ સૂયગડ (૧-૮). ૨ જુઓ ઉત્તર૦ (૧-૨૮; ૨૯; ૩૦). ૩ મહાવીર૦ ધર્મ (પૃ. ૪, ૫, ૯, ૧૦), સૂયગડ (૨-૨; ૨-૧; ૧-૧૧) અને ઉત્તર૦ (૧૮). ૪ જુઓ ઉત્તર૦ (૧૬; ૩૨) અને આયાર (૧-૫). ૫ જુઓ આયાર (૧-૨; ૧-૪; ૧-૫). ૬ જુઓ સૂયગડ (૧-૧૨; ૧-૧૪; ૨-૧; ૨-૬) અને આયાર (૧-૨). ૭ જુઓ ઉત્તર૦ (૧૨). ૮ જુઓ ઉત્તર૦ (૨૫). ૯ ઉદ્દેસણકાલનો અર્થ 'ઉદ્દેસઅ' નથી. તેથી એકસરામાં ઉદ્દેઅસ નથી, પણ ઉદ્દેસણકાલ છે. અંગ, સુયક્ખંધ, અજ્ઝયણ અને ઉદ્દેસઅનો એક જ ઉદ્દેસણકાલ છે. વિશેષ માહિતી માટે જૈ. ધ. પ્ર.માં પ્રસિદ્ધ થનાર મારો લેખ "ઉદ્દેસ, ઉદ્દેસણકાલ, સમુદ્દેસ, સમુદ્દેસણકાલ" જોવો.

(૧) સમય, (૨) વેતાલિય, (૩) ઉવસગ્ગપરિણ્ણા, (૪) થીપરિણ્ણા, (૫) નરયવિભત્તિ, (૬) મહાવીરથુઇ, (૭) કુસીલપરિભાસિઅ, (૮) વિ(વી)રિય, (૯) ધમ્મ, (૧૦) સમાહિ, (૧૧) મગ્ગ, (૧૨) સમોસરણ, (૧૩) આહત્તહિ(હી)ય, (૧૪) ગંથ, (૧૫) જમઈય, (૧૬) ગાથા, (૧૭) પુંડરીય, (૧૮) કિરિયાઠાણ, (૧૯) આહારપરિણ્ણા, (૨૦) પચ્ચક્ખાણ કિરિયા, (૨૧) અણગારસુય, (૨૨) અદ્દઇજ્જ, (૨૩) નાલંદઇજ્જ.

આમાં સોળમું નામ 'ગાથા' છે એટલે એ ઉપરથી પહેલા સુયક્ખંધને જે 'ગાથાષોડશક' કહ્યું છે તે ઉચિત ઠરે છે.

સમવાય( સુ. ૧૩૬ )ની અભયદેવસૂરિકૃત ટીકામાં નીચે મુજબની ગાથામાં તેત્રીસ ઉદ્દેસણકાલ ગણાવાયા છે:—

"चउ तिय चउरो दो दो एक्कारस चेव हुंति एक्कसरा ।
सत्तेव महज्झयणा एगसरा बीयसुयखंधे ॥"

અર્થાત્ ૪, ૩, ૪, ૨ અને ૨ એમ પહેલાં પાંચ અજ્ઝયણના ઉદ્દેસણકાલ છે. એના પછીનાં અગ્યાર અજ્ઝયણોનો એકેક ઉદ્દેસણકાલ છે. બીજા સુયક્ખંધમાં સાતે મોટાં અજ્ઝયણનો એકેક ઉદ્દેસણકાલ છે. આમ તેત્રીસ (૧૫+૧૧+૭) ઉદ્દેસણકાલ છે. મુદ્રિત પુસ્તકમાં પહેલાં પાંચ અજ્ઝયણના અનુક્રમે ચાર, ત્રણ, ચાર, બે અને બે ઉદ્દેસઅ જોવાય છે, જ્યારે બાકીનાં અઢારે અજ્ઝયણોમાં એકે ઉદ્દેસઅ નથી.

**ગદ્ય-પદ્ય**—શિલારૂઢ સૂયગડમાં ૮૨ ગદ્યાત્મક સૂત્રો છે અને ૭૩૨ પદ્યો છે. ડૉ. પી. એલ. વૈદ્ય દ્વારા સંપાદિત આવૃત્તિ જોતાં સોળમા અજ્ઝયણ સિવાયનાં પહેલા સુયક્ખંધનાં તમામ અજ્ઝયણો પદ્યાત્મક છે. બીજા સુયક્ખંધમાં પાંચમું અને છઠ્ઠું અજ્ઝયણ સમ્પૂર્ણતયા પદ્યમાં છે. આ ઉપરાન્ત આહારપરિણ્ણા નામના ત્રીજા અજ્ઝયણના લગભગ અન્તિમ ભાગમાં ચાર પદ્યો છે. બીજાં બધાં અજ્ઝયણો તો ગદ્યાત્મક છે. આમ એકન્દરે સૂયગડનો મોટો ભાગ પદ્યાત્મક છે. સૂયગડના પહેલા સુયક્ખંધનું પહેલું, ત્રીજું, આઠમું, નવમું, અગિયારમું, અને પંદરમું

અજ્ઝયણ 'અનુષ્ટુભ્'માં અને બીજું અજ્ઝયણ [1]વેયાલિય છંદમાં છે.

સૂયગડમાં ઇન્દ્રવજ્રાનો પ્રયોગ પચીસ વાર થયેલો છે. જુઓ ૫૦ ઍ૦ આ૦ (પૃ. ૧૫૪). પહેલા સુયક્ખંધનું 'ઇત્થીપરિન્ના' નામનું અજ્ઝયણ 'ઉવહાણસુય'ની પેઠે ગાથા કિંવા આર્યામાં નથી, કિન્તુ 'ગાથાનુષ્ટુભી સંસૃષ્ટિ' નામે ઓળખાવાયેલા મિશ્ર છન્દમાં છે એમ ૫૦ ઍ૦ આ૦ (પૃ. ૧૮૫–૬)માં ઉલ્લેખ છે. પહેલા સુયક્ખંધનાં અ૦ ૫–૭, ૧૦ અને ૧૨–૧૪ મુખ્યતયા ઉપજાતિમાં છે. બીજા સુયક્ખંધના ત્રીજા અજ્ઝયણના લગભગ અંતમાં ચાર પદ્યો છે અને તે આર્યામાં છે (આ ચારે પદ્યો ઉત્તરજ્ઝયણના અ૦ ૩૬ માં ૭૪માથી ૭૭મા પદ્યરૂપે જોવાય છે). આનું પાંચમું અજ્ઝયણ 'અનુષ્ટુભ્'માં અને છઠ્ઠું ઉપજાતિમાં છે.

અહીં એ ઉમેરીશ કે સૂયગડનિજ્જુત્તિ (ગા. ૧૩૯)માં સૂચવ્યા મુજબ 'ગાથા' અજ્ઝયણ સામુદ્દઅ (સામુદ્રક) છન્દમાં છે, પણ જ્યાં જ્યાં એ મુદ્રિત થયું છે ત્યાં ત્યાં તો એ ગદ્યરૂપે અપાયું છે. શીલાંકસૂરિ આની ટીકા (પત્ર ૨૬૨આ)માં કહે છે કે "सामुद्रेण छन्दसा वा निवद्धा सा गाथेत्युच्यते, तच्चेदं छन्दः अनिवद्धं च यल्लोके गाथेति तत् पण्डितैः प्रोक्तम्" અર્થાત્ 'સામુદ્ર' છન્દથી ગૂંથાયેલી તે 'ગાથા'. તે આ છન્દ છે. લોકમાં જે અનિબદ્ધ છે તેને પંડિતો 'ગાથા' કહે છે.

કર્તૃત્વ—સૂયગડમાં બે સુયક્ખંધ છે. સમ્ભવ છે કે એમાંનો બીજો સુયક્ખંધ પાછળથી ઉમેરાયેલો છે અને ચૂલિકારૂપ છે. આ પ્રકારનું વિધાન વિન્તર્નિત્સે H I L (પુ. ૨, પૃ. ૪૩૮)માં કર્યું છે. વિશેષમાં એ વિદ્વાને પૃ. ૪૩૧માં એમ કહ્યું છે કે સૌથી પ્રાચીન ભાષા આયારમાં

---

૧. "વેઆલીના એટલે વીણાના સાજ સાથે ગાવાનો છંદ તે વેઆલીય". જુઓ ૫૦ ઍ૦ આ૦ (પૃ. ૧૭૦). "આખ્યાનકાલના કુશીલવોની વીણામાં જેમ રામાયણનો શ્લોક ઝણત્કાર કરી રહેતો હતો તેમ સુત્તકાલના ણિગ્ગન્થ અને ભિક્ખુઓની વીણામાં ઝણત્કાર મચાવી મૂકતા આ નવા છંદનૂં વેઆલીઅ નામ, કોણ કહેશે કે, સાર્થક નથી?"—એજન, પૃ. ૧૭૦

જોવાય છે અને એના કરતાં કંઇક ઓછી પ્રાચીન ભાષા સૂયગડ અને ઉત્તરજ્ઝયણમાં જોવાય છે. આ ઉપરથી બે વાત ફલિત થાય છેઃ (૧) સૂયગડ અસલ એક જ સુયક્ખંધરૂપ હશે અને (૨) આયાર અને સૂયગડની ભાષામાં પ્રાચીનતાની દૃષ્ટિએ ભિન્નતા હોવાથી એ બંને અંગો એક જ કર્તાની કૃતિ નહિ હશે. જૈન પરંપરા તો સૂયગડના પહેલેથી બે સુયક્ખંધ છે એમ માને છે. સૂયગડના બીજા સુયક્ખંધનું પહેલું અજ્ઝયણ આયારના પહેલા સુયક્ખંધ સાથે શબ્દ અને શૈલીની દૃષ્ટિએ ઘણો નજીકનો સમ્બન્ધ ધરાવે છે એમ Worte Mahaviras (પૃ. ૧૭ વગેરે)માં ઉલ્લેખ છે. કેશવ હર્ષદ ધ્રુવ આયાર અને સૂયગડ એ બંને અંગોના કર્તા એક જ છે એમ માને છે. આવી પરિસ્થિતિમાં હું પણ સમગ્ર સૂયગડની રચના આયારના પહેલા સુયક્ખંધના પ્રણેતાને હાથે થયેલી માનું છું, અને એ રીતે આ સૂયગડને હું પહેલા અંગના આ સુયક્ખંધ જેટલું પ્રાચીન માનું છું.

**વિષય**—સ્વસમય અને પરસમયનો પરિચય એ બંને સુયક્ખંધોનો વિષય છે. પહેલા સુયક્ખંધમાં અપાયેલી બાબતો જેવી બાબતો બીજામાં પણ છે. વિશેષમાં ભારતના વિવિધ સમ્પ્રદાયોની હકીકત બીજો સુયક્ખંધ પૂરી પાડે છે. આ વાત આપણે અજ્ઝયણદીઠ વિચારીશું.

**સમય** ( સમય )—આમાં જુદા જુદા વાદો છે. જેમકે પંચમહાભૂતિકવાદ, એકાત્મકવાદ ( એકાત્મ–અદ્વૈતવાદ ), તજ્જીવતચ્છરીરવાદ, અકારકવાદ ( સાંખ્ય મત ), આત્મષષ્ઠવાદ, પંચસ્કન્ધવાદ ( અફલવાદ ), નિયતિવાદ, ક્રિયાવાદ, જગદુત્પત્તિવાદ અને લોકવાદ. કોઇ પણ જીવની હિંસા ન કરવી એ બાબત ઉપર અહીં ખૂબ અને ખાસ ભાર મૂકાયો છે.

**વેતાલિય** ( વૈતાલિયં )—કર્મનું વિદારણ ( નાશ ) એ આ અજ્ઝયણનો સાર છે. આન્તરિક કામનાઓનો નાશ કરી સમજુ જનોનું શરણ સ્વીકારી તેમની પાસેથી યોગ્ય માર્ગ સમજી એ માર્ગે સાવધપણે આગળ વધવું, સગાંસંબંધીઓની માયામમતામાં ફસાવું નહિ, અહ-

કારનો ત્યાગ કરવો, એકાન્ત વાસમાં નિર્ભયતા કેળવવી, [1]કામભોગને જીતવા તેમજ ગૃહસ્થાશ્રમમાં પણ અહિંસાદિ વ્રતો પાળવાં એ ઉપદેશ અહીં અપાયો છે.

આ અજ્ઝયણના નામ માટે ચુણ્ણિ( પૃ. ૬૫ )માં બે વિકલ્પો રજૂ કરાયા છેઃ (૧) કર્મનું વિદાલન એ અર્થને અનુલક્ષીને આ નામ યોજાયું છે અથવા વૈતાલિક છન્દમાં આ અજ્ઝયણ રચાયું હોવાથી આ નામ રખાયું છે.[2] વિશેષમાં આ પૃષ્ઠમાં કહ્યું છે કે ઋષભદેવ પાસે એમના ૯૮ પુત્રો ગયા ત્યારે અંગારદાહકનું ઉદાહરણ કહી એમણે આ અજ્ઝયણ તેમને કહ્યું.

**ઉવસગ્ગપરિણ્ણા** ( ઉપસર્ગપરિજ્ઞા )—હેમન્તની ટાઢ, ગ્રીષ્મનો તાપ અને અસંસ્કારી લોકોના ગમે તેવા શબ્દો સહન કરતાં શીખવું, નાજુક સ્નેહસમ્બન્ધોની પરવા ન કરવી, પ્રલોભનોમાં ફસાવું નહિ, વૈદક, જ્યોતિષ વગેરે આજીવિકાનાં સાધનોનો આશ્રય લેવાનો વિચાર ન રાખવો અને પરતીર્થિકોના આક્ષેપોનો સચોટપણે શાન્તિથી સીધો રદિયો આપવો એ બાબતો અહીં વિચારાઇ છે. નમિ, રામગુપ્ત, બાહુક, નારાયણ, અસિત, દેવિલ, દ્વૈપાયન, પારાશર, કૃષ્ણ અને શિશુપાલ એ [3]વિશેષ-નામોનો આ અજ્ઝયણમાં નિર્દેશ છે.

**થીપરિણ્ણા** ( સ્ત્રીપરિજ્ઞા )—આને ‘ ઇત્થિપરિણ્ણા ’ પણ કહે છે, અને એથી આની નિજ્જુત્તિ( ગા. ૫૪ )માં ‘ ઇત્થી ’ના નિક્ષેપ અપાયા છે. સ્ત્રીઓના નિકટ પ્રસંગથી દૂર રહેવાની સલાહ આ અજ્ઝયણમાં

---

૧. ઉત્તરજ્ઝયણ ( અ. ૫, ગા. ૫ )માં ‘ કામભોગ ’નો ઉલ્લેખ છે. એની નેમિચન્દ્રસૂરિકૃત વૃત્તિ( પત્ર ૧૦૭ આ )માં કામ એટલે શબ્દ અને રૂપ, અને ભોગ એટલે સ્પર્શ, રસ અને ગન્ધ એવું સ્પષ્ટીકરણ છે. ૨. આમ છન્દ ઉપરથી નામ પડાયેલા અજ્ઝયણ તરીકે આ કેવળ સૂયગડમાં જ નહિ, પણ સમગ્ર આગમોમાં—બલ્કે સમસ્ત જૈન સાહિત્યમાં અજોડ છે. આ પ્રમાણે અજ્ઝયણનું નામ રખાયાનું કારણ શું હશે એ પ્રશ્નનો ઉત્તર ૫૦ એ૦ આ૦( પૃ. ૧૭૦ )માં એ આપયો છે કે “ વેઆલીઅ છંદના નામમાં અસાધારણ આકર્ષણ હતું. એનામાં નવીનતા ઉપરાંત મનોમોહક ગેયતા હતી.” ૩. પુરાતત્ત્વ ( પું. ૨, અં. ૨ )માં પં. બેચરદાસનો “સૂત્રકૃતાંગમાં આવતાં કેટલાંક વિશેષનામો” એ નામનો લેખ છે.

અપાઇ છે. જે ભિક્ષુ( સાધુ ) સાધ્વી બનેલી સ્ત્રીને વશ થાય તેની શી દશા થાય એ અહીં વર્ણવાઇ છે. આ ઉપરાન્ત જો એ ભિક્ષુ ગૃહસ્થી સ્ત્રી સાથે બન્ધાઇ જાય તો તેની શી વલે થાય તેનું આમાં આબેહુબ અને રમૂજી વર્ણન છે.

**નરયવિભક્તિ** ( નરકવિભક્તિ )—પાપકર્મો કરનારાં નરકે જાય છે અને ત્યાં તેઓ પરમાધાર્મિકોને હાથે કેવાં કેવાં દુઃખ અનુભવે છે એ હકીકત આ અજ્ઝયણમાં સમજાવાઇ છે. વિશેષમાં આમાં 'વૈતરણી' નદીનો ઉલ્લેખ છે.

**મહાવીરથુઇ** ( મહાવીરસ્તુતિ )—મહાવીરસ્વામીની સ્તુતિ એ આ અજ્ઝયણનો વિષય છે. એમાં એમની સર્વજ્ઞતા, વીતરાગતા, તપસ્વિતા અને સહનશીલતા વિષે નિર્દેશ છે. આ ઉપરાન્ત સર્વ મનુષ્યોમાં અને મુનિઓમાં જ્ઞાન, શીલ અને તપની બાબતમાં એમની ઉત્તમતા અનેક જાતની ઉપમાઓ દ્વારા સચોટ રીતે અહીં વર્ણવાઇ છે. તેમ કરતી વેળા સર્વોત્તમ યોદ્ધા તરીકે વીસસેણ ( વિષ્વક્સેન ) અર્થાત્ [1]વાસુદેવનો અને શ્રેષ્ઠ ક્ષત્રિય તરીકે [2]દંતવક્કનો ઉલ્લેખ છે.

**કુસીલપરિભાસિઅ** (કુશીલપરિભાષિત)—કુશીલોનું કથન એ આનો શબ્દાર્થ છે. કેટલાક અજ્ઞાનીઓ એમ કહે છે કે અગ્નિ સળગાવ્યાથી એટલે કે યજ્ઞાદિકથી કે ધૂણી તાપ્યા કરવાથી મોક્ષ મળે છે, પણ જો એમ હોય તો લુહાર વગેરેને તો પાકા સિદ્ધ કહેવા જોઈએ. કેટલાકનું કહેવું છે કે મીઠાનો ત્યાગ કરવાથી મોક્ષ મળે છે પણ આ વાત યુક્તિયુક્ત નથી. શીતળ જળથી એટલે કે સવારસાંજ નાહવા–ધોવાથી મોક્ષ મળે છે એમ કેટલાક કહે છે, પણ જો એમ હોય તો જળચરોની તરત જ

---

૧. જુઓ સૂયગડચુણ્ણિ ( પત્ર ૧૮૪ ) ૨. મહાભારત ( સભાપર્વ, અ. ૩૨, શ્લો. ૩ )માં એમનું વર્ણન છે, ને આ દંતવક્ક છે એમ ગોપાલદાસ પટેલ પૃ. ૧૧૦માં કહે છે. ચુણ્ણિ ( પત્ર ૧૮૫ )માં તો આનો દાન્તવાક્ય તરીકે નિર્દેશ છે એટલું જ નહિ પણ વાક્ય વડે શત્રુને વશ કરે તે 'દાન્તવાક્ય' થાય છે એમ પણ ત્યાં કહ્યું છે.

મુક્તિ થાય. આ અજ્ઝયણમાં અનેક સ્થળે એવો ઉલ્લેખ છે કે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ બધાંમાં મનુષ્ય જેવું ચૈતન્ય છે.

**વીરિય** ( વીર્ય )—પરાક્રમ–સાચી ધર્મવીરતા એ આ અજ્ઝયણનો વિષય છે. અજ્ઞાનીઓના અને જ્ઞાનીઓના વીરત્વમાં ભેદ છે. એકનું વીરત્વ કર્મબન્ધનું કારણ છે, જ્યારે બીજાનું વીરત્વ મોક્ષપ્રાપ્તિનું સાધન છે. આ અજ્ઝયણના અન્તમાં એ નિર્દેશ છે કે કીર્તિની કામનાથી કરાયેલું તપ શુદ્ધ નથી.

[1]**ધમ્મ** (ધર્મ)—સાચા વિવેક અને વૈરાગ્યથી વાસિત બનેલા મનુષ્યે સદ્‌ગુરુનું શરણ લેવું અને હિંસા, પરિગ્રહ વગેરેનો ત્યાગ કરવો. વિશેષમાં એણે શરીરના વિરેચન, વમન, અંજન, ગન્ધ વગેરે તમામ જાતના સંસ્કારો તજી દેવા અને આહારમાં સંયમ રાખવો. આ ઉપરાન્ત એણે નિરર્થક અને અનર્થક પ્રવૃત્તિઓથી અલિપ્ત રહેવું અને બોલવામાં વિવેક રાખવો.[2] એમ અહીં ધર્મનું સ્વરૂપ સમજાવાયું છે. આ અજ્ઝયણના ૧૭મા પદ્યમાં ‘ વેહ ’ નામના દ્યૂતનો ઉલ્લેખ છે.

**સમાહિ** ( સમાધિ )—મનની અત્યન્ત સ્વસ્થતા અને એકાગ્રતા કેળવવી અને સમસ્ત જગત્ પ્રત્યે સમભાવ રાખવો એમ આ અજ્ઝયણમાં સમજાવાયું છે.

---

૧. પહેલા અજ્ઝયણથી તે આ અજ્ઝયણના સોળમા પદ્ય સુધીનો ભાગ વાંચી જતાં ક્રોધાદિકને માટે જે વિશિષ્ટ પર્યાયો નજરે પડ્યા તે વિષે મેં “ ક્રોધાદિક કષાયોના પર્યાયો અને ક્રમો ” નામના મારા લેખમાં ઊહાપોહ કર્યો છે. આ લેખ જૈ. ધ. પ્ર. (પુ. ૬૩, અં. ૧૧)માં છપાયો છે. ૨. આ સમ્બન્ધમાં આ અજ્ઝયણનું નીચે મુજબનું ૨૭મું પદ્ય આપણે નોંધીશું:—

“ होलावायं सहीवायं गोयावायं च नो वए ।
तुमं तुमं ति अमणुन्नं सव्वसो तं न वत्तए ॥ २७ ॥ ”

આની ચુણ્ણિ( પત્ર ૨૨૫ )માં કહ્યું છે કે ‘ હોલા ’ એ ‘ દેસી ’ શબ્દ છે. સરખી ઉમ્મરનાને બોલાવવામાં એ વપરાય છે. જેમકે “लायनं कोइ रे हेल्ल”.

**મગ્ગ** ( માર્ગ )—અહીં મોક્ષનો માર્ગ શો છે તે બતાવાયું છે અને એમાં અહિંસા ઉપર ભાર મૂકાયો છે. કઇ જાતની ભિક્ષા સ્વીકારવી એ પણ અહીં સમજાવાયું છે. અહિંસા જ સંપૂર્ણ ધર્મ છે—એક જ ધર્મ છે—એ જ એક વ્રત છે એ જૈન મન્તવ્યને અનુસરતું કથન આની પહેલાંનાં બે અજ્ઝયણોમાં પણ જોવાય છે.

**સમોસરણ** ( સમવસરણ )—ક્રિયાવાદ, અક્રિયાવાદ, વિનયવાદ અને અજ્ઞાનવાદ એમ વાદોના ચાર વિભાગ છે. આ વાદોને માનનારા વાદીઓનાં મન્તવ્યો અહીં રજૂ કરાયાં છે. ઉપર્યુક્ત વાદોનાં નામપૂર્વક ૧૮૦, ૮૪, ૩૨ અને ૬૭ વાદોનો એટલે કે ૩૬૩ મતોનો નિર્દેશ આની નિજ્જુત્તિ( ગા. ૧૧૯ )માં છે. આ બધાનો ઓછોવત્તો પરિચય એની ચુણ્ણિ, શીલાંકસૂરિકૃત ટીકા, તત્ત્વાર્થાધિ૦( અ. ૮, સૂ. ૧ )ની સિદ્ધસેનગણિએ રચેલી ટીકા( પૃ. ૧૨૩ ) ઇત્યાદિમાં મળે છે. આયાર, વિયાહ૦ અને નંદી પણ કેટલાક અજૈનવાદોનું સ્વરૂપ પૂરું પાડે છે. બૌદ્ધોના દીઘનિકાયનું બ્રહ્મજાલસુત્ત મહર્ષિ બુદ્ધના સમયમાંના બાસઠ અબૌદ્ધ વાદો નોંધે છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્ (૧. ૨. ૬. ૧), મૈત્રાયણી ઉપનિષદ્ ( ૬, ૧૪; ૬. ૨૦; ૭. ૮ ), માણ્ડૂક્યકારિકા ( ૧. ૭. ૯; ૨. ૨૦. ૮ ) ઇત્યાદિ બ્રાહ્મણ ગ્રન્થો ઉપર્યુક્ત જૈન અને બૌદ્ધ ગણનાને સમર્થિત કરે છે. આ બ્રાહ્મણ ગ્રંથોમાં [1]કાલ, સ્વભાવ, નિયતિ, યદૃચ્છા,

---

સહીવાય એટલે હે સખા ! એમ કહેવું તે. આ સમ્બન્ધમાં ગોપાલદાસ પટેલ પૃ. ૧૨૫માં નીચે મુજબ અર્થ કરે છે:—

"તેણે કોઇને 'હોલ્યા'–એલ્યા' કહીને ન બોલાવવો, કે 'યાર' 'દોસ્ત' કહીને કે ગોત્રનું નામ દઈને ન બોલાવવો. તું–તાં કરવું એ શિષ્ટ નથી; માટે તેમ તો કદી જ ન કરવું."

૧ કાલવાદ અથર્વવેદ (૧૯, ૫૩, ૪) જેટલો પ્રાચીન છે. એનું વિસ્તૃત વર્ણન મહાભારત( શાન્તિપર્વ ૨૨૩–૨૨૫ )માં મળે છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્ ( ૧. ૨. ૪; ૬. ૧૪. ૧૬ ), જાતક ગ્રન્થો( ક્રમાંક ૨૪૫ ), અશ્વઘોષકૃત સૌન્દરાનન્દકાવ્ય ( ૧૬, ૧૭ ) અને સાંખ્યસૂત્ર ( ૧–૧૨ )માં એનું ખણ્ડન છે. જુઓ 'મહાવીરસ્વામીનો સંયમધર્મ 'નો ઉપોદ્‌ઘાત ( પૃ. ૨૪–૨૫ ).

મહાભૂતો, પુરુષ, ઈશ્વર વગેરે સમ્બન્ધી મન્તવ્યોનું વર્ણન કે ખણ્ડન છે. અહિર્બુધ્ન્યસંહિતામાં સાંખ્યથી ભિન્ન એવાં ૩૨ તન્ત્રોનું એટલે કે દર્શનોનું વર્ણન છે.

**આહત્તહીય** ( યાથાતથ્ય )—આ અજ્ઝયણનું નામ 'આદાનપદ'થી છે અને એ રીતે આ આયારના 'આવંતિ' અજ્ઝયણનું સ્મરણ કરાવે છે. ધર્મનું યથાતથ્ય સ્વરૂપ–કેટલીક સ્પષ્ટ વાતો અહીં રજૂ કરાઈ છે. અધર્મી ભિક્ષુઓ સમાધિમાર્ગને સેવતા નથી. સાચા ભિક્ષુએ કુળ, પ્રજ્ઞા, તપ, ગોત્ર અને ધનનો મદ ન કરવો જોઈએ તેમજ પ્રશંસાની ઇચ્છા ન રાખવી જોઈએ.

**ગંથ** ( ગ્રન્થ )—આનું નામ પણ 'આદાનપદ'ના ઉદાહરણરૂપ છે. પરિગ્રહરૂપ ગાંઠનો નાશ આવશ્યક છે. શિષ્યે ગુરુનો સહવાસ ઇચ્છવો, ગુરુનો આદર કરવો, શીખવનાર પ્રત્યે વિનય સાચવવો અને ધર્મને બરાબર સમજ્યા બાદ એણે ઉપદેશ આપવાનું કાર્ય કરવું. એણે દુરાગ્રહી ન બનતાં વિભજ્યવાદને એટલે કે સ્યાદ્વાદને અનુસરવો અર્થાત્ અમુક દૃષ્ટિએ આ આમ છે અને અમુક દૃષ્ટિએ આ આમ પણ છે એમ બેવડી વાણી બોલવી (જુઓ શ્લો. ૨૨). ગોપાલદાસ પટેલે આ અજ્ઝયણનું શીર્ષક "જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું ?" એ રાખ્યું છે.

**જમઈય** ( યમકીય )—આનો અર્થ 'યમકથી યુક્ત' એમ થાય છે. દરેક શ્લોકના કે ચરણના છેલ્લા અક્ષર એ પછીના શ્લોકના કે ચરણના આદ્ય અક્ષર બને એ પ્રમાણેની રચનાવાળું આ અજ્ઝયણ હોવાથી આનું આ નામ રખાયું છે. એની નિજ્જુત્તિ( ગા. ૧૩૩ )માં આને 'આયાણિજ્જ' કહ્યું છે તે બરાબર છે, કેમકે આ શૃંખલાબદ્ધ યમકથી અલંકૃત છે. આ કામસૂત્રના 'વિદ્યાસમુદ્દેશ' અધિકારમાં વર્ણવેલી 'અન્તકડી'નું સ્મરણ કરાવે છે. વિશેષમાં આગમોની અપેક્ષાએ તો આ જાતના યમકનું આ આદ્ય ઉદાહરણ છે. જેમ બીજા અજ્ઝયણનું નામ છન્દ ઉપરથી રખાયું છે તેમ આ અલંકારના નામ ઉપરથી રખાયું છે. આમ આ આગમની

વિશિષ્ટતા છે. બીજી રીતે વિચારીએ તો અજ્ઝયણની શરૂઆત 'જમઈયં'થી થતી હોવાથી એનું 'જમઇય' એવું નામ યોજાયું છે. મહાવીરસ્વામીએ પ્રબોધેલા સંયમ–ધર્મનો સાર એ આ અજ્ઝયણનો પ્રતિપાદ્ય વિષય છે. મહાવીરસ્વામીની સર્વજ્ઞતા, સત્યસમ્પન્નતા અને સર્વ પ્રાણીઓ પ્રત્યે મૈત્રી હોઈ એમણે ઉપદેશેલો ધર્મ સાચો જ છે. એમણે મનુષ્ય જન્મનું મહત્ત્વ અને એ સાર્થક કરવાનાં સાધનો દર્શાવ્યાં છે. બુદ્ધિશાળી મનુષ્યો વસ્તુઓનાં અન્તને સેવે છે અને એથી જ તેઓ સંસારનો અન્ત આણે છે. આ માર્ગ પૂર્વે થયેલા મુક્ત પુરુષોએ બતાવ્યો છે અને એ બતાવનાર બીજા પણ થશે.

**ગાથા** (ગાથા)—આ અજ્ઝયણનું નામ 'ગાહા' પણ છે. આ નામ શા માટે પડ્યું તેનો ખુલાસો નિજ્જુત્તિ( ગા. ૧૩૯–૧૪૦ )માં બે રીતે અપાયો છે: (૧) આગલાં પન્દર અજ્ઝયણોમાંનો [1]અર્થ–ઉપદેશ આમાં એકત્રિત કરાયો હોવાથી એનું આ નામ છે, અને (૨) 'સામુદ્રક' છન્દમાં આ અજ્ઝયણ રચાયું હોવાથી એનું આ નામ છે.

આ અજ્ઝયણના 'ગાહા' એવા નામ ઉપરથી પ્રથમ સુયક્ખંધને

---

૧. ચુણ્ણિ (પત્ર ૩૦૪)માં આ સમ્બન્ધમાં કહ્યું છે : પહેલા અજ્ઝયણમાં સ્વસમયનો અને પરસમયનો જાણકાર થયેલો અને સમ્યક્ત્વને પામેલો, બીજા અજ્ઝયણમાં જ્ઞાન વગેરે દ્વારા કર્મનું વિદારણ કરતો, ત્રીજામાં કહ્યા મુજબના ઉપસર્ગોને સહન કરતો, ચોથામાં આ બધા પરીષહોમાં સ્ત્રી–પરીષહ મોટો હોવાથી તેના ઉપર વિજય મેળવનારો, પાંચમામાં નરકની વેદનાથી ઉદ્વિગ્ન બનેલો અને નરકને યોગ્ય કર્મદલિયાંને ખાલી કરતો, છઠ્ઠામાં મહાવીરસ્વામીની પેઠે પ્રયત્ન કરતો, સાતમામાં કુશીલના દોષોને જાણતો અને તેનો ત્યાગ કરતો અને સુશીલ બનેલો, આઠમામાં પણ્ડિત–વીર્યથી સમ્પન્ન બનેલો, નવમામાં કહેલા ધર્મને પામતો, દસમામાં સમ્પૂર્ણ સમાધિથી યુક્ત બનેલો, અગિયારમામાં રૂડી રીતે ભાવ–માર્ગને પામેલો, બારમામાં કુતીર્થીઓનાં દર્શનોને જાણતો અને તેને વિષે શ્રદ્ધા નહિ રાખનારો, તેરમામાં શિષ્યના ગુણદોષથી પરિચિત બનેલો અને શિષ્યના ગુણને સેવતો, ચૌદમામાં પ્રશસ્ત ભાવગ્રન્થ વડે આત્માને ભાવિત કરતો અને પન્દરમામાં લાભદાયક પ્રવૃત્તિ કરતો.

ઉત્તરજ્ઝયણ ( અ. ૩૧, શ્લો. ૧૩[1])માં 'ગાહાસોલસઅ' તરીકે ઓળખાવેલો છે. આ સમ્બન્ધમાં નેમિચન્દ્રસૂરિ ૩૪૭આ પત્રમાં કહે છે કે "ગાથા—ગાથાભિધાનમધ્યયનં ષોડશમેષાં ગાથાષોડશકાનિ સૂત્રકૃતાઽઽદ્યશ્રુતસ્કન્ધાધ્યયનાનિ તેષુ"

જેણે ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવ્યો છે, જે મુમુક્ષુ છે અને જેને શરીર ઉપરનો મોહ ત્યજી દીધો છે તે જ માહણ (બ્રાહ્મણ) કહેવાય, 'સમણ' (શ્રમણ) કહેવાય, 'ભિક્ખુ' (ભિક્ષુ) કહેવાય અથવા 'નિગ્ગન્થ' (નિર્ગ્રન્થ) કહેવાય. આમ ચાર રીતે એ સમ્બોધાય તે દરેકનાં કારણ આ અજ્ઝયણમાં અપાયાં છે. જેમકે બ્રાહ્મણ એટલા માટે કહેવાય કે રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, ચાડીચૂગલી, પરપરિવાદ, (ધર્મમાં) અરતિ, (અધર્મમાં) રતિ, માયામૃષાવાદ વગેરે સર્વ પાપકર્મોથી એ વિરત બન્યો છે, મિથ્યાત્વરૂપ કાંટાથી એ મુક્ત છે, યથાર્થ પ્રવૃત્તિવાળો છે, સદા યત્નવાન્ (ઉપયોગવાળો) છે, કદી ક્રોધ કરતો નથી કે અભિમાન કરતો નથી.

**પુંડરીય** ( પુણ્ડરીક )—આનો શબ્દાર્થ 'કમળ' છે. આ અજ્ઝયણમાં એનું અદ્ભુત રૂપક કહેવાયું છે. આથી આને અંગ્રેજીમાં "the parable of a lotus" તરીકે ઓળખાવ્યું છે તે સમુચિત છે. પુષ્કળ પાણી અને કાદવવાળી તેમજ ધોળાં કમળોથી ભરેલી એક મનોહર પુષ્કરિણી( વાવડી ) હતી. એની ચારે બાજુ ધોળાં કમળો ખૂબ ઊગ્યાં હતાં અને વચ્ચોવચ્ચ એ બધાં કમળોથી ચડી જાય એવું એક મોટું ધોળું કમળ હતું. પૂર્વ દિશામાંથી એક પુરુષ આ પુષ્કરિણી પાસે આવી ચડ્યો. તે આ કમળને જોઇને કહેવા લાગ્યો કે હું કુશળ, પણ્ડિત, વિવેકી, બુદ્ધિશાળી, પાકી ઉમ્મરનો અને માર્ગની આંટીઘૂંટી જાણનારો છું માટે હું આ ઉત્તમ કમળ લઇ આવું. આમ વિચારી એ પુષ્કરિણીમાં ઊતર્યો પણ એ કમળ સુધી જતાં પહેલાં કાદવમાં ખૂંચી ગયો. દક્ષિણ દિશામાંથી

---

१ " गाहासोलसएहिं तहा असंजमम्मि य ।
जे भिक्खू जयई निच्चं से न अच्छइ मण्डलं ॥ १३ ॥ "

આવેલો બીજો પુરુષ કમળ લેવા ગયો તેની પણ આવી દશા થઇ. પશ્ચિમ દિશામાંથી આવેલા ત્રીજા પુરુષની અને ઉત્તર દિશામાંથી આવેલા ચોથા પુરુષની પણ આ વલે થઇ. એવામાં રાગદ્વેષથી રહિત એવા એક ભિક્ષુ ત્યાં આવ્યા. તેમણે પેલા ચાર પુરુષોને કાદવમાં ખૂંચી ગયેલા જોયા. એમણે પુષ્કરિણીમાં ઊતરવાને બદલે કાંઠે ઊભા રહી બૂમ પાડી: "હે ધોળા કમળ! અહીં ઊડી આવ" અને થયું પણ તેમજ!

શ્રમણ ભગવાનના આ રૂપકનો અર્થ કોઇ સાધુ કે સાધ્વીથી ન સમજાતાં એમણે એનું રહસ્ય સમજાવ્યું: પુષ્કરિણી એ સંસાર છે, એનું પાણી તે કર્મો, કાદવ તે કામભોગો, ધોળાં કમળો તે જનસમુદાય, ઉત્તમ કમળ તે રાજા, જુદા જુદા વાદીઓ તે પેલા ચાર પુરુષો, પેલા ભિક્ષુ તે સદ્ધર્મ, કાંઠો તે સંઘ, ભિક્ષુએ પાડેલી બૂમ તે ધર્મોપદેશ અને કમળનું ઊડીને આવવું તે મોક્ષની પ્રાપ્તિ. આમ આ કમળનું રૂપક છે.

આ પછી તજ્જીવતચ્છરીરવાદ, પંચમહાભૂતવાદ, ઇશ્વરને કારણ માનનારાનો વાદ અને નિયતિવાદનું સ્વરૂપ સમજાવાયું છે. બહિરંગ પદાર્થો, નિકટનાં સગાંવહાલાં અને એથી પણ નિકટનું શરીર આપત્તિ-સમયે કંઇ કરી શકતાં નથી એથી એના ઉપર મમતા ન રાખવી ઘટે. આમ જાણી સુભિક્ષુ અહિંસાદિ પૂર્ણપણે પાળે છે અને આહારની શુદ્ધિ માટે કાળજી રાખે છે. એવા સુભિક્ષુ પાસેથી ધર્મ સાંભળી પરાક્રમી પુરુષો સમ્પૂર્ણ સિદ્ધિ મેળવે છે.[1]

**કિરિયાઠાણ( ક્રિયાસ્થાન )**—'ક્રિયાનું સ્થાન' એ આનો શબ્દાર્થ છે. પ્રાણીઓ મનુષ્યાદિ પ્રાણીઓ પ્રત્યે તેર પ્રકારે પાપકર્મ કરે છે અને એમ એમને કર્મ બંધાય છે. આ દરેક પ્રકારને 'ક્રિયાસ્થાન' કહે છે.

---

૧. આ અજ્ઝયણને અંગે આગમોદ્ધારક આનન્દસાગરસૂરિએ જે વ્યાખ્યાનો આપ્યાં હતાં તે "આગમોદ્ધારકની અમોઘ દેશના શ્રી સૂયગડાંગ પુંડરીકાધ્યયનમ્" એ નામથી હાલમાં છપાય છે. શ્રીમહાવીરકથા( ખણ્ડ ૭ )માં ભગવાન મહાવીરની જે "પંદર દૃષ્ટાંત–કથાઓ" અપાઈ છે તેમાં પૃ. ૪૬૭–૮માં પન્દરમી કથા તરીકે "શ્વેત કમળ"ની કથા છે.

એ તેરેનાં નામમાં 'પ્રત્યયિક ક્રિયાસ્થાન' એટલો ભાગ આવે છે એટલે એ અહીં ફરી ફરી ન લખતાં બાકીના ભાગનો જ હું ઉલ્લેખ કરું છું: (૧) અર્થદણ્ડ, (૨) અનર્થદણ્ડ, (૩) હિંસાદણ્ડ, (૪) અકસ્માદ્દણ્ડ, (૫) દૃષ્ટિવિપર્યાસદણ્ડ, (૬) મૃષાવાદ, (૭) અદત્તાદાન, (૮) અધ્યાત્મ, (૯) માન, (૧૦) મિત્ર, (૧૧) માયા, (૧૨) લોભ અને (૧૩) ઈર્યાપથિક. અર્થ એટલે પ્રયોજન. કોઇક પ્રયોજનને લઇને કોઇ પુરુષ હિંસા કરે કે કરાવે તો તે 'અર્થદણ્ડનું પ્રત્યયિક ક્રિયાસ્થાન' કહેવાય. કાંઇ પણ પ્રયોજન વિના એમ જો તે કરે તો તે 'અનર્થદણ્ડ૦' કહેવાય. એવી રીતે હિંસારૂપ પાપને કારણે થતું ક્રિયાસ્થાન તે 'હિંસાદણ્ડ૦' કહેવાય. આમ બારમા ક્રિયાસ્થાન સુધીનું સ્વરૂપ સમજાવાયું છે.[1] પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને ધારણ કરનારા મુનિ સાવધાનપણે ચાલે, ઊભા રહે, બેસે, ખાય, બોલે અને વસ્ત્રાદિ લે કે મૂકે તેમજ એમની પાંપણ હાલેચાલે ઇત્યાદિ એમની જે ક્રિયાંઓ થાય તે 'ઈર્યાપથિકી ક્રિયા' કહેવાય છે. આનાથી કર્મ બન્ધાય છે, પરન્તુ એ પ્રથમ સમયમાં બન્ધાયેલું કર્મ સ્પૃષ્ટ છે, એ બીજે સમયે વેદાય છે—એનું ફળ ભોગવાય છે અને ત્રીજે સમયે એ ખરી પડે છે—નાશ પામે છે. આ તેરમું ક્રિયાસ્થાન જ સેવવા યોગ્ય છે. એ સેવનાર મુક્તિ મેળવી સર્વ કાળનો અન્ત આણે છે.

કેવી કેવી રીતે લોકો ભોગની સામગ્રી મેળવે છે તેનો સવિસ્તર નિર્દેશ કરી તેઓ અધોગતિને પામે છે એમ દર્શાવાયું છે. ત્યાર બાદ

---

૧ લોભને અંગેના "ક્રિયાસ્થાનની વ્યાખ્યા તેમજ દૃષ્ટાન્ત બીજાં ક્રિયાસ્થાનોની પેઠે પ્રાસંગિક નથી....આ આખો ફકરો પછી પણ બીજા પ્રસંગોમાં પરંતુ આ જ શબ્દોમાં બે વખત આવે છે. એટલે, રાજા કે નગરનાં વર્ણનોનાં અમુક નિયત ફકરા કે જે આખા અંગસાહિત્યમાં પ્રસંગ આવતાં એક જ શબ્દોમાં વાપરવામાં આવે છે, તેમના જેવો જ આ પણ હોય અને તેની વિગતોને પ્રાસંગિક વર્ણન સાથે બહુ નિસ્બત ન પણ હોય." આમ "મહાવીરસ્વામીનો સંયમધર્મ" (પૃ. ૧૮૦)માં ટિપ્પણ છે.

ધર્મરૂપી દ્વિતીય સ્થાનનું વિવરણ કરાયું છે. એના પછી અધર્મરૂપી પ્રથમ સ્થાનનું ફરીથી વર્ણન કરાયું છે. ત્યાર પછી ધર્મરૂપી બીજું સ્થાન સંક્ષેપથી વર્ણવાયું છે. એના પછી મિશ્ર નામના ત્રીજા સ્થાનનું વર્ણન છે. અન્તમાં આ અજ્ઝયણનો સાર રજૂ કરવા એક આખ્યાયિકા અપાઈ છે.

**આહારપરિણ્ણા** ( આહારપરિજ્ઞા )—વનસ્પતિના જીવોની વૃક્ષ, વેલ, તૃણ, ઔષધિ ઇત્યાદિ તેમજ એનાં થડ, ડાળ ઇત્યાદિરૂપે વિવિધ ઉત્પત્તિ દર્શાવાયા બાદ મનુષ્યાદિની ઉત્પત્તિનો વિચાર કરાયો છે. આમ વિવિધ પ્રકારની ઉત્પત્તિ, સ્થિતિ અને વૃદ્ધિવાળાં પ્રાણીઓ વિવિધ શરીરોમાં ઉત્પન્ન થઈ વિવિધ શરીરોનો આહાર કરે છે. એટલે આહારની બાબતમાં કર્મબન્ધન છે એ જાણીને સાવધાન રહેવાનો અહીં ઉપદેશ અપાયો છે.

**પચ્ચક્ખાણકિરિયા** ( પ્રત્યાખ્યાનક્રિયા )—આચાર્ય અને ચોયગ ( ચોદક યાને વાદી ) વચ્ચેની ચર્ચારૂપ આ અજ્ઝયણ છે. જ્યાં સુધી નિયમ લઇને પાપકર્મ દૂર કરાય નહિ ત્યાં સુધી દોષ લાગે. જે કર્મબન્ધ વિષે જીવ અજ્ઞાત હોય તે પણ એને લાગે એ વાત અહીં સ્પષ્ટપણે સમજાવાઇ છે.

**અણગારસુય** ( અનગારશ્રુત )—આ અજ્ઝયણનું બીજું નામ 'આયારસુય' ( આચારશ્રુત ) છે. આની ચુણ્ણિ(પત્ર ૪૧૩)માં આને 'અનાચારશ્રુત' પણ કહ્યું છે. પદાર્થોની શાશ્વતતા અને તીર્થંકરોની વિદ્યમાનતા વિષે અહીં ઉલ્લેખ છે. નાના કે મોટા પ્રાણીને મારવાના પાપમાં સમાનતા ઇત્યાદિ વિષે એકાન્તિક કથન ન કરવું, કેમકે એથી વ્યવહાર ઘટી શકે નહિ. લોક, અલોક, જીવ, અજીવ, ધર્મ, અધર્મ, બન્ધ, મોક્ષ, પુણ્ય, પાપ ઇત્યાદિ નથી એમ નિશ્ચય ન કરવો, પણ એ છે એમ કરવો. આમ આ અજ્ઝયણમાં કહેવાયું છે. ગોપાલદાસે આનું શીર્ષક "કેટલીક સદાચારઘાતક માન્યતાઓ" એમ રાખ્યું છે.

**અદ્દઇજ્જ** (આદ્રકીય)—[1]આર્દ્રકકુમારનો ગોશાલક, બૌદ્ધ, વેદવાદી દ્વિજ, વેદાન્તી અને હસ્તીતાપસ સાથેનો વાદવિવાદ–શાસ્ત્રાર્થ અહીં અપાયો છે. આમ આ અજ્ઝયણ 'સંવાદ' સાહિત્યનો[2] નમૂનો પૂરો પાડે છે.

**નાલંદઇજ્જ** ( નાલન્દીય )—ઇન્દ્રભૂતિ ગોતમસ્વામી અને પાર્શ્વનાથના અપત્ય ( સન્તાનીય ) નિર્ગ્રન્થ ઉદક પેઢાલપુત્ર વચ્ચેની ચર્ચા આ અજ્ઝયણમાં વર્ણવાઈ છે. પ્રતિજ્ઞા ક્યારે ન પળાઈ ગણાય એ બાબત અહીં વિચારાઇ છે. અન્તમાં ચાતુર્યામિરૂપ ધર્મને બદલે પાંચ મહાવ્રતવાળો અને સપ્રતિક્રમણ ધર્મ ઉદક અંગીકાર કરે છે એ વાત છે. આજે રાજગિરને નામે ઓળખાતા 'રાજગૃહ' નગરની બહાર ઈશાન ખૂણામાં 'નાલન્દા' નામનો વાસ ( બાહિરિકા ) હતો. એમાં સેંકડો ભવનો હતાં. આ 'નાલન્દા'વાસમાં ઉપર્યુક્ત પ્રસંગ બનવાથી આ અજ્ઝયણનું નામ 'નાલંદઇજ્જ' રખાયું છે.

**દ્રવ્યાનુયોગ**—દ્રવ્યોની એટલે કે તત્ત્વોની વિચારણા તે 'દ્રવ્યાનુયોગ'. આ અર્થમાં વૈદિક ગ્રંથોમાં 'તત્ત્વજ્ઞાન' ને બૌદ્ધ ગ્રંથોમાં 'અભિધમ્મ' શબ્દ વપરાયા છે. સૂયગડમાં દ્રવ્યાનુયોગનું પ્રાધાન્ય છે. ઠાણ(સુ. ૭૨૭)માં દ્રવ્યાનુયોગ( પા. દવિયાણુઓગ )ના દસ પ્રકાર દર્શાવાયા છે.

**આવૃત્તિ**—આ૦ સમિતિ તરફથી મૂળ નિજ્જુત્તિ અને એ બન્ને ઉપરની શીલાંકસૂરિકૃત ટીકા સહિત ઇ. સ. ૧૯૧૭માં છપાયું છે. વિશેષમાં ડૉ. પી. એલ વૈદ્ય દ્વારા સમ્પાદિત અને આર્હતમતપ્રભાકરના પાંચમા મયૂખ તરીકે નિર્દેશાયેલી મૂળ તેમજ નિજ્જુત્તિ સહિતની આવૃત્તિ

---

૧ એમનું વિસ્તૃત જીવનચરિત્ર સૂયગડચુણ્ણિ ( પત્ર ૪૧૪–૫ )માં અને શીલાંકસૂરિકૃત ટીકા ( પત્ર ૩૮૭અ–૩૮૯આ )માં ને સંક્ષેપમાં સૂયગડનિજ્જુત્તિ (ગા. ૧૯૧–૯ )માં છે. ૨ આ સાહિત્યની રૂપરેખા મેં "સંવાદોનું સંકલન" એ નામના મારા લેખમાં આલેખી છે. એ અહીંના "પ્રભાકર (દાંડીઓ)"ના તા. ૧૩–૩–૪૭ના અંકમાં છપાયેલ છે. વિશેષમાં આ લેખ "સંવાદો સંબંધી જૈન સાહિત્ય" એ નામથી બે કટકે "જૈન"ના તા. ૨૩–૩–૪૭ અને તા. ૩૦–૩–૪૭ ના અંકમાં પણ પ્રસિદ્ધ થયો છે.

ઇ. સ. ૧૯૨૮માં છપાઈ છે.[1] શ્રીગોડીપાર્શ્વજૈન ગ્રન્થમાલાના ચોથા પુષ્પ તરીકે મૂળ નિજ્જુત્તિ, ઉપર્યુક્ત ટીકા અને ઉપાધ્યાય સાધુરંગકૃત દીપિકા સહિત છપાય છે.[2]

**સૂયગડનિજ્જુત્તિ**—આયારનિજ્જુત્તિની જેમ સૂયગડની આ નિજ્જુત્તિ જઇણ મરહટ્ઠીમાં પદ્યમાં રચાયેલી છે. એ સૂયગડના બન્ને સુયક્ખંધના વિવરણરૂપ છે. એમાં કુલ્લે ૨૦૫ ગાથા છે એમ ડૉ. પી. એલ. વૈદ્ય દ્વારા સમ્પાદિત આવૃત્તિ જોતાં જણાય છે. ભાં. પ્રા. વિ. સં.-માંની બે હાથપોથીમાં નિજ્જુત્તિની ૨૦૮ ગાથા છે. સૂયગડનું આ પહેલામાં પહેલું ઉપલબ્ધ થતું વિવરણ છે. આયારનિજ્જુત્તિની જેમ આ પણ શિલારૂઢ કરાયેલ છે.

**સૂયગડચુણ્ણિ**—સૂયગડ તેમજ એની નિજ્જુત્તિને લગતી આ ચુણ્ણિ છે. કિંવદન્તી પ્રમાણે આના કર્તા જિનદાસગણિ છે એમ એના મુખપૃષ્ઠ ઉપરના ઉલ્લેખ ઉપરથી જણાય છે. આ ચુણ્ણિ રતલામની ઋ. કે. શ્વે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૪૧માં પ્રસિદ્ધ થઈ છે.

**ટીકા**—આયારના ટીકાકાર શીલાંકસૂરિએ સૂયગડ અને એની નિજ્જુત્તિ ઉપર સંસ્કૃતમાં વિદ્વત્તાભરી ટીકા રચી છે. ૨૧૫આ પત્રમાં એમણે 'પાંચ આનન્તર્ય પાપ' વિષે ઊહાપોહ કર્યો છે કે જે વિષય સિદ્ધસેનગણિએ તત્ત્વાર્થાધિ૦ની ટીકા( ભા. ૨, પૃ. ૬૭ )માં ચર્ચ્યો છે.

દુનિયાના પદાર્થ જેવા હોય તેવું કહેનારનું સ્વરૂપ સમજાવતાં સૂયગડ ( સુ. ૧, અ. ૧૩, ગા. ૫ )ની ટીકા( પત્ર ૨૩૪અ )માં શીલાંકસૂરિએ બ્રાહ્મણને 'ડોડ', વણિકને 'કિરાટ', શૂદ્રને 'આભીર', અને શ્વપાકને 'ચાણ્ડાલ' કહેવા વિષે ઉલ્લેખ કર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

૧ આનો પહેલા ભાગ તરીકે નિર્દેશ છે. એ છપાયો ત્યાર પછી આજ દિન સુધી એની પ્રસ્તાવના, ટિપ્પણો, પરિશિષ્ટો, શબ્દસૂચી ઈત્યાદિ રૂપ બીજો ભાગ બહાર પડ્યો નથી. ૨ ખંભાતની બે તાડપત્રીય પ્રતિને આધારે પં. ચન્દ્રસાગરગણિજી આનું દીપિકા સહિત સમ્પાદન કરે છે. ૩ આ સમ્બન્ધમાં જુઓ અંગ્રેજી માસિક "ભારતીય વિદ્યા" ( પુ. ૮, અં. ૩-૪ ) અને NIA ( Vol. VI, No. 7, pp. 160-162 ).

" ब्राह्मणं डोडमिति ब्रूयात् तथा वणिजं किराटमिति शूद्रमाभीरमिति श्वपाकं चाण्डालमित्यादि तथा काणं काणमिति तथा खञ्जं कुब्जं वडभमित्यादि तथा कुष्ठिनं क्षयिणमित्यादि "

૨૨૫અ અને ૨૨૮અ પત્રમાં જે એકેક અવતરણરૂપ પદ્ય છે તે બન્ને પદ્યો અકલંકકૃત ન્યાયવિનિશ્ચયમાં અને લઘીયસ્ત્રયમાં અનુક્રમે ૩૨૩મા અને ચાળીસમા પદ્યરૂપે જણાય છે. શીલાંકસૂરિએ ૨૪આ પત્રમાં [1]ભગવદ્‌ગીતા-માંથી અહીં ત્રણ પદ્યો અવતરણરૂપે આપ્યાં છે. એ પદ્યો અનુક્રમે અ. ૨, શ્લો. ૨૩, અ. ૨, શ્લો. ૨૪ અને અ. ૨, શ્લો. ૧૬ છે. વિશેષમાં ૧૦૮આ પત્રમાં તેમજ ૧૦૭આ પત્રમાં અનુક્રમે નીચે મુજબનું એકેક 'અપભ્રંશ' ભાષામાં ગૂંથાયેલું પદ્ય છે:—

" वरि विस खइयं न विसयसुहु, इक्कसि विसिण मरंति ।
विसयामिस पुण घारिया णर णरएहि पडंति ॥ "

" कोद्धायओ को समचित्तु
काहोवणाहिं काहो दिज्जउ वित्त ।
को उग्घाडउ परिहियउ परिणीयउ को वा कुमारउ
पडियतो जीव खडप्फडेहि पर बंधइ पावह भारओ ॥ "

આ બન્ને પદ્યો અને બીજાની આ૦ સ૦ની આવૃત્તિમાં છપાયેલી છાયા અપભ્રંશ પાઠાવલી (પૃ. ૧૧૧-૧૧૨)માં છે. વીજાપુરમાં નિજ્જુત્તિ સહિત આ ટીકાની વિ. સં. ૧૩૨૭માં લખાયેલી તાડપત્રીય પ્રત છે. આ ટીકાની વિ. સં. ૧૪૫૪માં લખાયેલી તાડપત્રીય પ્રત સ્તમ્ભતીર્થમાં છે. સૂયગડ-(સુ. ૧, અ. ૮, ગા. ૧૮)ની ટીકા (પત્ર ૧૭૩આ)માં उड्डमहे૦વાળું પદ્ય 'ટીકા' માં છે એમ શીલાંકસૂરિ કહે છે તો આ કઇ ટીકા છે ?

હેમવિમલસૂરિના શિષ્ય હર્ષકુલગણિએ વિ. સં. ૧૫૮૩માં દીપિકા

---

૧. વસુદેવહિંડી (પૃ. ૫૦)માં સાગરચન્દ્ર પરમ ભાગવતની દીક્ષા લઇ સૂત્રથી તેમજ અર્થથી ભગવદ્‌ગીતાનો પરમાર્થ જાણનારો થયો એ મતલબનો ઉલ્લેખ છે. અહીં 'ભગવયગીયા' એવું નામ બહુવચનમાં અપાયું છે.

રચી છે અને એ સૂયગડ, એની નિજ્જુત્તિ, શીલાંકસૂરિકૃત ટીકા, પાર્શ્વચન્દ્રસૂરિકૃત બાલાવબોધ ઇત્યાદિ સહિત પ્રસિદ્ધ કરાયેલ છે ( જુઓ પૃ. ૧૬ ). ભુવનસોમના શિષ્ય ઉપાધ્યાય સાધુરંગે બૃહદ્‌વૃત્તિ એટલે કે શીલાંકસૂરિકૃત ટીકાના આધારે વિ. સં. ૧૫૯૯માં દીપિકા રચી છે.

**વાર્તિક અને બાલાવબોધ**—સૂયગડના પહેલા સુયક્ખંધ ઉપર ગુજરાતીમાં કોઇએ વાર્તિક રચ્યું છે. એની એક હાથપોથી ભાં. પ્રા. વિ. સં.માં છે. બીજું ગુજરાતી વિવરણ તે ઉપર્યુક્ત બાલાવબોધ છે.

**ભાષાન્તર**—ગોપાલદાસ જી. પટેલે સૂયગડનો ગુજરાતી છાયાનુવાદ "મહાવીરસ્વામીનો સંયમધર્મ" એ નામે તૈયાર કર્યો હતો તે "શ્રીપૂંજાભાઇ જૈન ગ્રંથમાલા–૧૦" તરીકે જૈન સાહિત્ય પ્રકાશન મંડળ તરફથી વિ. સં. ૧૯૯૨માં છપાયો છે. એનાં પૃ. ૨૪૧–૨૫૦માં સૂયગડમાંનાં સુભાષિતો અપાયાં છે. આ છાયાનુવાદનું હિન્દી ભાષાન્તર શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ તરફથી "સૂત્રકૃતાંગ સૂત્ર" એ નામથી ઇ. સ. ૧૯૩૮માં પ્રસિદ્ધ થયું છે. ગુજરાતી આવૃત્તિમાં જૈન આગમો અને એના ઇતિહાસનો કંઇક ખ્યાલ આવે એ પ્રકારનો પ્રારમ્ભમાં ઉપોદ્‌ઘાત છે. વિશેષમાં એમાં પૂરણ કસ્સપ ( પૂર્ણ કાશ્યપ ), પકુધ કચ્ચાયન ( કકુદ કાત્યાયન ), અજિત કેસકંબલ ( અજિત કેશકમ્બલિન્ ), મખ્ખ(ક્ખ)લિ ગોસાલ ( મસ્કરિન્ ગોશાલ ) અને સંજય બેલટ્ઠીપુત્ત એ પાંચનો પરિચય અપાયો છે. વિનયવાદ અને ક્રિયાવાદ વિષે અહીં ઊહાપોહ છે. પ્રારમ્ભમાં આનન્દશંકર બાપુભાઇ ધ્રુવની છ પૃષ્ઠ ( પૃ. ૯–૧૪ )ની પ્રસ્તાવના છે. એમણે પૃ. ૧૧માં કહ્યું છે: "'જૈન' થયા વિના 'બ્રાહ્મણ' થવાતું નથી, અને 'બ્રાહ્મણ' થયા વિના 'જૈન' થવાતું નથી." પહેલા પૃષ્ઠમાં તેમણે જૈન ધર્મના પ્રાચીન ગ્રન્થોને ઉદ્દેશીને કહ્યું છે કે "ઉપલબ્ધ ગ્રન્થો એના શબ્દાંશમાં ભલે કાંઇક ભિન્ન હો, પણ એના અર્થાંશમાં તો એ લગભગ યથાપૂર્વ રક્ષિત હશે એમ માનવું અપ્રમાણ નથી. પૃ. ૧૦માં તેમણે જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મોને અંગે એ ઉદ્‌ગારો કાઢ્યા છે કે આ "ત્રણ ધર્મ તે વસ્તુતઃ એક જ ધર્મની ત્રણ શાખાઓ છે...નૈતિક

સિદ્ધાન્તમાં અને આધ્યાત્મિક ઉન્નતિ સંપાદન કરવાના આચારમાં ત્રણે ધર્મમાં તત્त्वતઃ એટલી એકતા છે કે, તેઓનો પરસ્પર વિરોધ સમઝી શકાતો નથી." SBE ( Vol. XLV )માં યાકોબીએ કરેલું સૂયગડનું અંગ્રેજી ભાષાન્તર છે. Worte Mahavirasમાં સૂયગડના અમુક અમુક ભાગોનો જર્મન અનુવાદ છે.

---

## પ્રકરણ ૪ : ઠાણ અને સમવાય

**વિભાગાદિ**—સમવાયમાં સૂચવાયા મુજબ આ ત્રીજું અંગ છે. એનો ઘણોખરો ભાગ ગદ્યમાં છે. આ અંગમાં એક સુયક્ખંધ છે, દસ અજ્ઝયણો છે અને એકવીસ ઉદ્દેસણકાલ છે. બીજા, ત્રીજા અને ચોથા અજ્ઝયણના ચાર ચાર ઉદ્દેસઅ છે અને પાંચમાના ત્રણ છે, જ્યારે બાકીનાના ઉદ્દેસઅ નથી. આમ પન્દર ઉદ્દેસઅ પૈકી પ્રત્યેકનો એકેક ઉદ્દેસણકાળ ગણતાં એકવીસ ઉદ્દેસણકાલ થાય છે. ઠાણમાં કુલ્લે ૭૮૩ સુત્ત છે અને ૭૨,૦૦૦ પદો છે. ઠાણમાંનાં અજ્ઝયણોનાં કોઇ અતિપ્રાચીન કૃતિમાં વિશિષ્ટ નામો નથી; બાકી અભયદેવસૂરિએ એની ઉપર જે વૃત્તિ રચી છે તેમાં એનાં એકસ્થાનક, દ્વિસ્થાનક, ત્રિસ્થાનક એમ દશસ્થાનક એવાં નામ આપ્યાં છે.

**વિષય**—ઉપર્યુક્ત નામો સૂચવે છે તેમ પહેલાં અજ્ઝયણમાં એકની સંખ્યાવાળા પદાર્થોનું, બીજામાં બેની સંખ્યાવાળાનું એમ દસમામાં દસની સંખ્યાવાળા પદાર્થોનું નિરૂપણ છે.[1] અન્ય શબ્દોમાં કહું તો પહેલામાં એક એક બોલ, બીજામાં બે બે એમ દસમામાં દસ દસ બોલ જેના જેના હોય તેનો તેનો નિર્દેશ છે. આ પ્રમાણેની આની અને એની પછી સમવાય નામના અંગની રચના હોવાથી એ બૌદ્ધોના અંગુત્તરનિકાય ( અંકોત્તરનિકાય )નું સ્મરણ કરાવે છે. આ તો આ ઠાણની સામાન્ય રૂપરેખા થઇ. થોડાક વિસ્તારથી વિચારીશું તો

---

૧. મહાભારત ( આરણ્યક પર્વ, અધ્યાય ૧૩૪ )માં અષ્ટવક્ર એકથી તેર સુધીની સંખ્યાવાળા પદાર્થો ગણાવે છે.

જણાશે કે અ. ૩ ( સુ. ૧૨૯ ) મનુષ્યોના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ વિભાગો દર્શાવી એ દરેકના ત્રણ ત્રણ પેટાવિભાગો સૂચવે છે. અ. ૭ ( સુ. ૫૫૨ )માં સાત નયો [1]સુ. ૫૫૩માં સાત સ્વરો, તેનાં સ્થાન, ગ્રામ, મૂર્છના ઇત્યાદિ અને સુ. ૫૮૬માં સાત સમુદ્ઘાતો અને સુ ૫૮૭માં સાત નિહ્નવો વિષે ઉલ્લેખ છે. અ. ૮ ( સુ. ૬૦૭ )માં આઠ જાતના વાદીઓનો, સુ. ૬૦૮ માં આઠ મહાનિમિત્તોનો અને સુ. ૬૦૯માં ઉદાહરણપૂર્વક આઠ વિભક્તિઓનો નિર્દેશ છે. સુ. ૬૨૧માં જે આઠ રાજાઓએ મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી તેમનાં નામ છે. અ. ૧૦ ( સુ. ૭૨૭ )માં દ્રવ્યાનુયોગના, સુ. ૭૪૧માં સત્યના, સુ. ૭૪૪માં શુદ્ધ વાક્યાનુયોગના, સુ ૭૪૭માં ગણિતના અને ૭૭૭માં આશ્ચર્યના દસ પ્રકારો ગણાવાયા છે. સુ. ૭૪૨માં દિટ્ઠિવાયનાં દસ નામોનો ઉલ્લેખ છે. સુ. ૪૮માં અઢાર પાપસ્થાનકો ગણાવાયાં છે. ધ્યાનનું લક્ષણ એના ભેદપ્રભેદ, આલમ્બ ઇત્યાદિનો નિર્દેશ અ. ૪, ઉ. ૧ ( સુ. ૨૪૦ )માં મળે છે.

કેટલીક વાર સુન્દર દૃષ્ટાન્તો ( parables ) જોવાય છે. દા. ત. ચોથા અજ્ઝયણમાં સુ. ૩૪૮માં અને સુ. ૩૪૯માં ચાર પ્રકારના ગુરુઓને ચાર પ્રકારના કરણ્ડિયા સાથે, ચાર પ્રકારના સાધુઓને ચાર પ્રકારની માછલીઓ સાથે અને ચાર પ્રકારના પુરુષને ચાર પ્રકારના દડા સાથે સરખાવાયા છે. સુ. ૫૮૭માં સાત નિહ્નવોનો ઉલ્લેખ છે. એટલે કંઇ નહિ તો એ ભાગ સાતમા નિહ્નવના ઉત્પત્તિ પછી ઉમેરાયો હશે. એ નિહ્નવની ઉત્પત્તિ વીરસંવત્ ૫૮૪ ( ઇ. સ. ૫૭ )માં થઇ. આઠમા નિહ્નવ બોટિકની ઉત્પત્તિ પૂર્વે આની રચના થઇ છે એટલે એ હિસાબે આનો મોડામાં મોડો સમય ઇ. સ. ૮૦ કે ૮૩ નો અપાય કે જે વખતે શ્વેતામ્બરો અને દિગમ્બરો એમ જૈનોના બે ફિરકા પડી ગયા.

**ટીકા**—ઠાણના ઉપર નિજ્જુત્તિ, ભાસ કે ચુણ્ણિ જેવું કશું વિવરણા-

---

૧. આ સુત્તમાં પદ્યો છે.

ત્મક સાધન જાણવામાં નથી. પ્રભાવકચરિતમાંના અભયદેવસૂરિપ્રબન્ધ (શ્લો. ૧૦૪–૧૦૫)માં જણાવ્યા મુજબ શીલાંકસૂરિએ પહેલાં નવ અંગો ઉપર ટીકા રચી છે, પરન્તુ અભયદેવસૂરિ પોતે વિ. સં. ૧૧૨૦માં રચેલી ઠાણની વૃત્તિમાં કહે છે કે કોઇક કારણથી આના ઉપર કોઇ પ્રાચીન ઉન્મુદ્રણ અર્થાત્ વિવરણ નથી. જિનવલ્લભસૂરિ પણ અષ્ટસપ્તતિકામાં ઠાણ ઉપર કોઇ પૂર્વકાલીન ટીકા નથી એમ કહે છે. આ બે ઉલ્લેખો ઉપરથી તેમજ અત્યાર સુધી કોઇ પ્રાચીન વિવરણ મળ્યું નહિ હોવાથી અભયદેવસૂરિકૃત વૃત્તિ જ વિવરણાત્મક સાહિત્ય તરીકે પ્રથમ સ્થાન ભોગવે છે એમ માનવા હું લલચાઉં છું. આ વૃત્તિની વિ. સં. ૧૪૮૬માં લખાયેલી તાડપત્રીય પ્રત મળે છે. મૂળ તેમજ મેઘરાજે રચેલા ગુજરાતી બાલાવબોધ સાથે આ વૃત્તિ પ્રસિદ્ધ થઇ છે ( જુઓ પૃ. ૧૬ ). આ૦ સમિતિએ પણ આ વૃત્તિ તેમજ મૂળ બે ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે ( જુઓ પૃ. ૧૭ ).

કુશલવર્ધનના શિષ્ય નગર્ષિગણિએ વિ. સં. ૧૬૫૭માં સંસ્કૃતમાં દીપિકા રચી છે. સમયસુન્દરના શિષ્ય હર્ષનન્દને તેમજ સુમતિકલ્લોલે અભયદેવસૂરિકૃત વૃત્તિગત ગાથાઓ ઉપર વિ. સં. ૧૭૦૫ માં વૃત્તિ રચી છે.

**ભાષાન્તર**—" સ્થાનકવાસી જૈન લાઇબ્રેરી " તરફથી ઠાણના ત્રીજા અજ્ઝયણના પહેલા ઉદ્દેસઅ સુધીનું મૂળ ગુજરાતી ભાવાર્થ સાથે ઇ. સ. ૧૯૩૧માં પ્રસિદ્ધ થયું છે.

## સમવાય

**સમવાય** ( સમવાય )—આ ચોથું અંગ છે. એના કોઇ ખાસ મોટા કે નાના વિભાગો નથી; એ તો ૧૬૦ સુત્તમાં વિભક્ત કરાયેલું અંગ છે. એની રચના ઠાણને મળતી આવે છે, કેમકે પહેલાં જે જે પદાર્થની સંખ્યા એકની છે તેનો ઉલ્લેખ છે. એમ એકથી [1]સો સુધીની સંખ્યાવાળા પદાર્થોના નિરૂપણ બાદ દોઢસો, બસો, અઢીસો, ત્રણસો,

૧. ૧૮ મા સુત્તમાં બ્રાહ્મી લિપિનાં અઢાર પ્રકારનો અને ૩૬માંમાં ઉત્તરજ્ઝયણનાં ૩૬ અજ્ઝયણોનો નિર્દેશ છે.

એમ પાંચસો સુધીની, પછી છસો, સાતસો ઇત્યાદિ અગિયારસો સુધીની, ત્યાર બાદ બે હજાર, ત્રણ હજાર એમ દસ હજાર સુધીની, ત્યાર પછી લાખ, બે લાખ એમ દસ લાખ સુધીની (નવ લાખને બદલે નવ હજારની વાત કરાઈ છે); પછી એક કરોડની અને ત્યાર બાદ એક કોડાકોડી સાગરોપમની સંખ્યાવાળા પદાર્થનો નિર્દેશ છે. આમ ૧૩૫ સુત્તો પૂરાં થાય છે. એના પછી દ્વાદશાંગીનો પરિચય આપી જીવ અને અજીવ એ બે રાશિ, દેવ, નારક, શરીર, જ્ઞાન, વેદના, આહાર, આયુષ્ય, વિરહકાલ, સંહનન અને સંસ્થાન તેમજ કુલકરોનાં, ત્રણે કાળના તીર્થંકરોનાં, ચક્રવર્તીઓનાં, વાસુદેવોનાં, બળદેવોનાં[1] અને પ્રતિવાસુદેવોનાં નામ એમ અનેક બાબતો અપાઇ છે. મહાવીરસ્વામીને લગતી કેટલીક હકીકતો સુત્ત ૭, ૧૧, ૧૪, ૩૦, ૩૬, ૪૨, ૫૩–૫૫, ૭૦, ૮૨, ૮૩, ૮૯, ૧૦૪, ૧૦૬, ૧૧૦, ૧૧૧, ૧૩૪ અને ૧૩૫માં છે. મહાવીરસ્વામીએ એક જ આસને બેસી ૫૪ મુદ્દાઓ ઉપદેશ્યા હતા અને ચાતુર્માસના પ્રારમ્ભમાં પચાસ દિવસ તો યોગ્ય સ્થાન ન મળે તો તેઓ અન્ય સ્થળે જતા, પણ પછીના ૭૦ દિવસ તો ઝાડ તળે પણ સ્થિર થતા, આ વાત પણ આ અંગમાં અપાઇ છે. ખગોળ સમ્બન્ધી છૂટાછવાયા ઉલ્લેખો છે.

આમ આ અંગમાં મુખ્યતયા એકથી શરૂ કરીને કેટલાક પદાર્થોની અધિકતાવાળી અને કેટલાકની અનેક અધિકતાવાળી વૃદ્ધિ વિષે નિર્દેશ છે. એના ૧૩૯મા સુત્તમાં સમવાયનો પરિચય અપાયો છે. ત્યાં કહ્યું છે કે મેરુ વગેરે પર્વતોના વિષ્કમ્ભ, ઉત્સેધ અને પરિધિનું પરિમાણ આ અંગમાં અપાયું છે (જુઓ સુ. ૯૯ ઇત્યાદિ). વિશેષમાં આ અંગમાં સ્વ સમયનું તેમજ પર સમયનું સૂચન છે. આ ઉપરાન્ત આ અંગમાં એક જ અજ્ઝયણ છે, એક જ સુયકખંધ છે, એક જ ઉદ્દેસણકાલ છે અને એમાં ૧,૪૪,૦૦૦ પદો છે એવો ઉલ્લેખ છે.

૧૩૯મા સુત્તમાં 'સમવાય' નો 'સમાય' તરીકે ઉલ્લેખ છે, એટલે

૧. દશારમાં વાસુદેવો અને બળદેવોનો સમાવેશ થાય છે.

કે અહીં 'વ' નો લોપ કરાયેલો છે. ૧૫૭મા સુત્તમાં કપ્પનો ઉલ્લેખ કરાયો છે અને એ દ્વારા કપ્પના ભાસમાં વર્ણવેલ સમવસરણ કહેવાની ભલામણ કરાઈ છે.

**ટીકા**—સમવાયના ઉપર કોઇ નિજ્જુત્તિ, ભાસ કે ચુણ્ણિ રચાયેલી હોય એમ જણાતું નથી. વિશેષમાં અભયદેવસૂરિની પૂર્વે કોઇએ સંસ્કૃતમાં ટીકા રચી હોય તો તે આજે મળતી નથી. અભયદેવસૂરિએ જે સંસ્કૃતમાં વૃત્તિ વિ. સં. ૧૧૨૦માં અણહિલપુર પાટણમાં રચી છે તેના આદ્ય પદ્યમાં એમણે કહ્યું છે કે મોટે ભાગે અન્ય શાસ્ત્રોનો આધાર લઇને હું આ વૃત્તિ રચું છું. આ વૃત્તિ ત્રણ વાર પ્રસિદ્ધ થઈ છે: (૧) મૂળ અને મેઘરાજકૃત ગુજરાતી બાલાવબોધ સહિત (જુઓ પૃ. ૧૬). (૨) આ૦ સમિતિ તરફથી મૂળ સહિત (જુઓ પૃ. ૧૭). (૩) મૂળ સહિત ત્રીજી વારની વૃત્તિ મફતલાલ ઝવેરચંદ દ્વારા સંપાદિત થઇ છે અને પ્રકાશકના નામ વિનાની આ આવૃત્તિ ઇ. સ. ૧૯૩૮માં બહાર પડી છે, પરંતુ તેમ છતાં એમાં પ્રસ્તાવના વગેરે કશું જ નથી.

**ભાષાન્તર**—જૈન ધર્મ પ્રસારક સભા તરફથી મૂળ તથા મૂળ અને ટીકાનું જેઠાલાલ શાસ્ત્રીએ તૈયાર કરેલું ગુજરાતી ભાષાન્તર વિ. સં. ૧૯૯૫માં પ્રસિદ્ધ કરાયું છે. આમાં પ્રારમ્ભમાં (પૃ. ૧–૨૨)માં સમવાયનો વિસ્તૃત વિષયાનુક્રમ અપાયો છે તે આની મહત્તામાં વૃદ્ધિ કરે છે.

---

## પ્રકરણ ૫ : [1]વિયાહપણ્ણત્તિ (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ)

**નામ**—આ પાંચમા અંગનાં વિવિધ નામ મળે છે. જેમકે સમવાયનાં સુ. ૮૧ અને ૧૩૬માં અનુક્રમે વિવાહપણ્ણત્તિ અને વિયાહ, અંતગડદસા (વગ્ગ ૬) અને વિવાગસુય (સુય૦ ૧, અ. ૨)માં પણ્ણત્તિ, તત્ત્વાર્થાધિ૦ (અ. ૧, સૂ. ૨૦)ના ભાષ્ય(પૃ. ૯૦)માં [2]વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, એની સિદ્ધસેનગણિકૃત ટીકા(ભા. ૨, પૃ. ૬૬)માં [3]ભગવતી

---

૧. અભિધમ્મપિટકમાંના સાત ગ્રન્થો પૈકી એકનું નામ પુગ્ગલપણ્ણત્તિ છે.
૨–૩. આ સંસ્કૃત નામ છે.

ઉત્તર અપાયો છે, પણ વિચિત્રતા તો એ છે કે એ ઉત્તર ગોયમ( ગૌ-તમ )ને સમ્બોધીને અપાયો છે. પણ્ણવણા ( પય ૧૬, સૂ. ૧ )માંથી આ ઉત્તર અહીં અપાયો હોવાથી તેમ બન્યું છે એમ અભયદેવસૂરિએ વૃત્તિ( પત્ર ૭૪૨અ )માં ખુલાસો કર્યો છે.

**વિષય**—'નવકાર' મન્ત્રનાં પાંચ પદરૂપ પ્રથમ સુત્તવાળું આ અંગ મહાવીરસ્વામીના જીવન પરત્વે બીજાં બધાં અંગો કરતાં વિશેષ પ્રકાશ પાડે છે. એમાં એમના શિષ્યો અને સમકાલીન વ્યક્તિઓ વિષે નિર્દેશ છે.[1] એમનાં માતા દેવાનન્દા એમને વન્દન કરવા ગયાં ત્યારે તેમને પાનો ચઢ્યો. એમણે મહાવીરસ્વામી સામે એકી ટસે જોયા કર્યું તેનું કારણ ગૌતમસ્વામીએ પૂછ્યું એટલે મહાવીરસ્વામીએ કહ્યું કે એ મારી માતા થાય છે. આ ઉપરાન્ત આમાં અનેક બાબતો છૂટીછવાઈ વિચારાઇ છે. કેટલીક વાર તો એકની એક બાબત જુદા જુદા 'સયઅ'માં નજરે પડે છે.[2] આથી મુખ્ય મુખ્ય બાબતો વિષે એક જ સ્થળે બધું જાણવાનું મળે એ ઇરાદાથી ગોપાલદાસ પટેલે આ અંગના છાયાનુવાદમાં સમગ્ર ગ્રન્થને દસ 'ખંડ'માં વિભક્ત કર્યો છે અને એમાં ચર્ચાયેલા વિષય અનુસાર એનાં નામો યોજ્યાં છે. આ નામો 'ખંડ' શબ્દને બાજુ ઉપર રાખીએ તો આ વિષયોનાં નામ પૂરાં પાડે છે. જેમકે (૧) સાધન, (૨) ચારિત્ર, (૩) સિદ્ધાન્ત, (૪) અન્યતીર્થિક, (૫) વિજ્ઞાન, (૬) ગણિત, (૭) કુતૂહલ, (૮) દેવ, (૯) નારક અને (૧૦) અન્ય જીવ.

સ્કન્દકનું ચરિત્ર આલેખતી વેળા અભયદેવસૂરિ સ. ૨, ઉ. ૧ (સુ. ૯૨)ની વૃત્તિ( પત્ર ૨૧૯, ઋ. કે. )માં કહે છે કે મહાવીરસ્વામીના તીર્થમાં (૧૧

૧. સ. ૫, ઉ. ૪ (સુ. ૧૮૭)માં મહાવીરસ્વામીના સાત સો શિષ્યો મોક્ષે જશે એ વાત છે. ૨. આનું કારણ એમ સમ્ભવે કે મહાવીરસ્વામીને જુદે જુદે સ્થળે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ તરફથી પૂછાયેલી હકીકત જાણે વિહારચર્યાનું આલેખન કરાતું હોય તેમ રજૂ થઇ છે. કેટલાક સયઅનો ક્રમ કેવલજ્ઞાન પછીના એમના ચાતુર્માસના અંકની બરાબર છે. જેમકે ૧૫મું સયઅ.

ગણધરની) નવ વાચના થઈ હોવાથી અહીં કાલવ્યુત્ક્રમ (anachronism) દેખાય છે.

દેવો 'અદ્ધમાગહી' ભાષા બોલે છે અને બોલાતી ભાષામાં પણ એ જ ભાષા વિશિષ્ટ છે એમ સ. ૫, ઉ. ૪ ( સુ. ૧૯૦ )માં કહ્યું છે. પ્રસ્તુત પંક્તિ નીચે પ્રમાણે છે:—

" **गोयमा**! देवा णं अद्धमागहाए भासाए भासंति। सा वि य णं अद्धमागहा भासा भासिज्जमाणी विसिस्सति।"

આ અંગના બીજા સુત્તમાં "नमो बंभीए लिवीए" અર્થાત્ બ્રાહ્મી લિપિને નમસ્કાર એવો ઉલ્લેખ છે. વિશેષમાં આ અંગમાં જાતજાતની સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિગતો અપાયેલી છે એટલે જૈન દર્શનનો સામાન્ય અભ્યાસ કર્યા વિના એમાં ચંચુપ્રવેશ કરવો મુશ્કેલ છે. વિશેષમાં ગાંગેયના ભાંગા તરીકે સુપ્રસિદ્ધ અધિકાર જે સ. ૯, ઉ. ૨માં અપાયો છે તે સમજવા માટે ગણિતનું જ્ઞાન પણ આવશ્યક છે. મુંબઈ વિદ્યાપીઠની કૉલેજોમાં પ્રથમ વર્ષમાં શીખવાતા બીજગણિતમાંના ભંગ-વિકલ્પ ( permutations and combinations )ના અભ્યાસીને આમાં રસ પડે તેમ છે. ગોપાલદાસે આ પ્રકરણનું શીર્ષક " પ્રવેશનકનું ગણિત " એમ રાખ્યું છે. એના પછી એમણે " રાશિઓ " એ શીર્ષકપૂર્વક કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપરયુગ્મ અને કલ્યોજને લગતી માહિતી રજૂ કરી છે. એના અન્તમાં આવલિકાથી માંડીને પુદ્ગલપરાવર્ત સુધીનો ટૂંકમાં ખ્યાલ અપાયો છે. આમ આ ' ગણિત–ખંડ ' પૂરો કરાયો છે.

તાત્ત્વિક—દાર્શનિક બાબતો તરીકે "ચાલતું ચાલ્યું કહેવાય" ઇત્યાદિ હકીકત ( સ. ૧, ઉ. ૧, સુ, ૧૦; સ. ૮, ઉ. ૭ ), પ્રથમ નિહ્નવ જમાલિનું જીવનવૃત્તાન્ત ( સ. ૯, ઉ. ૩૩ ), ગોશાલક સમ્બન્ધી વિસ્તૃત માહિતી[1] ( સ. ૧૫ ), સ્કન્દક પરિવ્રાજકનો જાણવા જેવો અધિકાર ( સ. ૨, ઉ. ૧ ), ' મહાશિલાકણ્ટક ' સંગ્રામ ( સ. ૭, ઉ. ૯ ),

૧ ગોશાલકના સિદ્ધાન્તની જુદી રીતે રજૂઆત કરવાનો પ્રયાસ **વેણીમાધવ** બરૂઆએ A History of Pre-Buddhistic Indian Philosophy

રાહુનાં નવ નામ ( સ. ૧૨, ઉ.૬ ), રાજગૃહમાંનો ઊના પાણીનો કુંડ ( સ. ૨, ઉ. ૫ ), જત્તા ( યાત્રા ), જવણિજ્જ ( યાપનીય ), અવ્વાબાહ ( અવ્યાબાધ ) અને ફાસુઅવિહાર ( પ્રાસુકવિહાર ), તેમજ સરિસવ (સર્ષપ=સરસવ; સદૃશવયસ્), માસ(માસ; માષ=એક માપ કિંવા અડદ ), અને કુલત્થ (કુલત્થ=કળથી; કુલસ્થ)ની ભક્ષ્યતા–અભક્ષ્યતા ( સ. ૧૮, ઉ. ૧૦; સુ. ૬૪૬ )[1], વેદાદિ વૈદિક ગ્રન્થોનાં નામ ( સ. ૨, ઉ. ૧ ), તામલિ તાપસનું ઘોર બાલતપ ( સ. ૩, ઉ. ૧ ) અને દેશવિદેશની દાસીઓનાં નામ ( સ. ૫, ઉ. ૩૩; સ. ૯, ૩૩ ) એમ વિવિધ બાબતો આમાં છે.[2] વિશેષ જાણવા માટે તો શ્રીભગવતી–સારનાં પૃ. ૧૫–૨૦માં અપાયેલી અનુક્રમણિકા જોવી ઘટે.

**સંકલના**—વિયાહ૦માં સુ. ૫૯૩, ૩૮૪, ૩૮૩, ૩૬૨, ૧૧૪, ૭૩૨, ૧૭૩ અને ૧૩૩માં અનુક્રમે અણુઓગદ્દાર, આવસ્સય, ઓવવાઇય, જંબુદ્દીવપણ્ણત્તિ, જીવાજીવાભિગમ, નંદી, પણ્ણવણા અને રાયપ્પસેણઇજ્જ એમ [3]આઠ આગમોનો અમુક અમુક બાબતો માટે જોવાનો જે ઉલ્લેખ છે તે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે આગમો પુસ્તકારૂઢ કર્યા તે સમયની વ્યવસ્થાને આભારી છે.

**ચુણ્ણિ**—વિયાહ૦ ઉપર કોઇ નિજ્જુત્તિ કે ભાસ રચાયેલ હોય એમ જણાતું નથી. એના ઉપર ચુણ્ણિ રચાઇ છે, પણ એ અપ્રસિદ્ધ છે.

**વૃત્તિ**—અભયદેવસૂરિએ વિ. સં. ૧૧૨૮માં આ અંગની વૃત્તિ રચી છે

---

નામના પોતાના પુસ્તક ( પૃ. ૨૯૭–૩૧૮ )માં કર્યો છે. એમાં અપાયેલી હકીકતો ચર્ચાસ્પદ છે ને ઉપલક દૃષ્ટિએ વિચારતાં જૈન માનસને આઘાત પહોંચાડે તેવી છે.

૧. આ હકીકત નાયા૦ ( સુ. ૧, અ. ૫; સુ. ૫૫ )માં સમાન શબ્દોમાં અપાયેલી છે. આ જેમ સ્યાદ્વાદનું ઉદાહરણ પૂરું પાડે છે તેવાં અનેક ઉદાહરણો આ વિયાહ૦માં છે. જુઓ અનેકાન્તજયપતાકા( ભા. ૨ )નો મારો અંગ્રેજી ઉપોદ્‌ઘાત ( પૃ. ૧૦૧–૨ ) ૨. આ અંગ મહાવીરસ્વામીનાં વિવિધ નામો તેમજ એમના કેટલાક શિષ્યોનાં નામ પૂરાં પાડે છે. જુઓ જૈ. સા. સં. ઇ. ( પૃ. ૫૩ ). ૩. H I L ( Vol. II, p. 443 )માં આચારદસા વિષે પણ આમ નોંધ છે.

અને તેમ કરવામાં એમણે યશશ્ચન્દ્રગણિની સહાય લીધી છે. વિશેષમાં આ વૃત્તિ દ્રોણસૂરિએ સુધારી છે. આ પ્રમાણેની હકીકતો આ વૃત્તિની પ્રશસ્તિમાં વૃત્તિકારે જાતે આપી છે. વિશેષમાં પ્રારમ્ભના ત્રીજા પદ્યમાં એમણે કહ્યું છે કે આ અંગની ટીકા અને ચૂર્ણિ તેમજ જીવાભિગમ વગેરેની વૃત્તિના અંશોને વિચારી હું આ પાંચમા અંગનું વિશેષતઃ વિવરણ રચું છું. આમ જે ચુણ્ણિનો અહિં ઉલ્લેખ છે તે શું ઉપર્યુક્ત ચુણ્ણિ છે? એમણે જે ટીકાનો નિર્દેશ કર્યો છે તે તો લઘુ ટીકા છે. મલયગિરિ-સૂરિએ બીજા સયઅ ઉપર વૃત્તિ રચી છે. જુઓ જૈ. સા. સં. ઇ. (પૃ. ૨૭૪) તેમજ પાંચમા અને છઠ્ઠા કર્મગ્રન્થની વિદ્વદ્વલ્લભ મુનિ પુણ્યવિજયજીએ રચેલી પ્રસ્તાવના (પૃ. ૧૯). અભયદેવસૂરિકૃત વૃત્તિ મૂળ, રામચન્દ્રગણિકૃત સંસ્કૃત અનુવાદ અને મેઘરાજકૃત ગુજરાતી બાલા-વબોધ સહિત પ્રસિદ્ધ થયેલી છે (જુઓ પૃ. ૧૬). આ વૃત્તિ મૂળ સહિત આ૦ સમિતિ તરફથી પણ છપાઇ છે (જુઓ પૃ. ૧૭). ઋ. કે. શ્વે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૩૭માં સયગ ૧–૭ અને એના વિષયા-નુક્રમ સહિત આ છપાઇ છે. વિશેષમાં આ સંસ્થા તરફથી મૂળના પ્રતીક-પૂર્વક અનન્તહંસગણિના શિષ્ય દાનશેખરસૂરિની વૃત્તિ ઇ. સ ૧૯૩૫માં છપાયેલી છે. ભાં. પ્રા. સં. મં.માં વિયાહ૦ની ૩૧૧૪ જેટલા ગ્રંથાગ્રવાળી અવચૂર્ણિની એક હાથપોથી છે.

**ભાષાન્તર**—મૂળ (સયગ ૧–૨), એની અભયદેવસૂરિકૃત વૃત્તિ અને એ બન્નેનો પં. બેચરદાસે કરેલો અનુવાદ [1]પ્રથમ ખંડ તરીકે શ્રીજિનાગમપ્રકાશક સભા તરફથી વિ. સં. ૧૯૭૪માં અને સયગ ૩–૬ ઉપર્યુક્ત વૃત્તિ અને એ બન્નેનો પં. બેચરદાસકૃત અનુવાદ આ સભા તરફથી વિ. સં. ૧૯૭૯માં છપાયેલ છે. સયગ ૭–૧૫ પં. ભગવાનદાસ હરખચંદ દોશીના અનુવાદ સહિત ગુજરાત વિદ્યાપીઠે તૃતીય ખંડ તરીકે વિ. સં. ૧૯૮૫માં છપાવેલ છે. ચોથો ખંડ જૈન સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ તરફથી વિ. સં. ૧૯૮૮માં છપાયેલો છે. આ ચોથા ખંડના પ્રારમ્ભમાં

---

૧. આમાં અન્તમાં મૂળ અને વૃત્તિમાંના શબ્દોની 'સૂચી' છે.

અ. બેચરદાસે વિદ્વત્તાભરી સમાલોચના વિસ્તારથી આપી છે. મૂળ તરીકે સયગ ૧૬–૪૧ અપાયાં છે, સાથે સાથે પં. ભગવાનદાસકૃત અનુવાદ છે, અને અન્તમાં [1]સાત પરિશિષ્ટો છે.

આ અંગ ગુજરાતી ભાષાન્તર સહિત હી. હં. તરફથી પ્રસિદ્ધ થયેલ છે. ગોપાલદાસ પટેલે આ અંગનો છાયાનુવાદ તૈયાર કર્યો છે અને એનું નામ "શ્રીભગવતીસાર" રાખ્યું છે. શ્રીજૈન સાહિત્ય પ્રકાશન સમિતિ તરફથી "શ્રીપૂંજાભાઈ જૈન ગ્રંથમાલા–૧૬" તરીકે આ અનુવાદ ઇ. સ. ૧૯૩૮માં પ્રસિદ્ધ થયો છે. એના અન્તમાં વિસ્તૃત 'સૂચિ' અપાઇ છે. પ્રારમ્ભમાં ઉપોદ્ઘાત છે. એના ૧૩મા પૃષ્ઠમાં કહ્યું છે કે "ભગવતીસૂત્રમાંથી 'સુભાષિતો' જેવું કાંઇ તારવી કાઢી શકાય તેવું ન હોવાથી, આ માળાના અન્ય ગ્રંથોની જેમ તે વિભાગ આ વખતે પડતો મૂક્યો છે." ગોપાલદાસનો પ્રસ્થાન (પુ. ૨૭, અં. ૧, પૃ. ૬૬–૭૪; સંવત્ ૧૯૯૫)માં "મહાવીર-સ્વામીનો માંસાહાર" એ નામનો લેખ પ્રસિદ્ધ થયો ત્યારે આ અનુવાદ (પૃ. ૩૦૦)ની નીચે મુજબની પંક્તિઓએ જૈનોમાં ઉલ્કાપાત જગાવ્યો હતો:—

"હું હમણાં મરણ પામવાનો નથી, પણ ૧૬ વર્ષ જીવવાનો છું. માટે તું મેંઢિક નગરમાં રેવતી ગૃહપત્ની છે, તેને ત્યાં જા. તેણે મારે માટે બે કબૂતર રાંધીને તૈયાર કર્યાં છે, પણ તેને કહેજે કે મારે તેમનું કામ નથી; પરંતુ ગઇ કાલે બિલાડાએ મારેલા કૂકડાનું માંસ તેણે તૈયાર કરેલું છે, તે મારે માટે લઇ આવ."

મૂળ પાઠ નીચે મુજબ છે:—

"तं गच्छह णं तुमं **सीहा!** मेंढियगामं नगरं **रेवतीए** गाहावतिणीए गिहं। तत्थ णं **रेवतीए** गाहावइतिणीए ममं अट्ठाए दुवे कपोयसरीरा उवक्खडिया तेहिं नो अट्ठो अत्थि। से अण्णे पारियासिए मज्जारकडे कुक्कुड-

---

१. પ્રથમ પરિશિષ્ટ તરીકે સમસ્ત અંગના પારિભાષિક શબ્દો અપાયા છે. (૧) દેશ, નગરી અને પર્વતાદિનાં નામ, (૨) ચૈત્ય અને ઉદ્યાનનાં નામ, (૩) અન્યતીર્થિકો અને તાપસો, (૪) સાધુ અને સાધ્વી, (૫) શ્રાવક અને શ્રાવિકા અને (૬) મૂળમાં સાક્ષીરૂપે ઉલ્લેખાયેલા ગ્રન્થોનાં નામ એ બાકીનાં ૭ પરિશિષ્ટો છે.

मंसए तमाहराहि, एएणं अट्ठो" —સ. ૧૫, ઉ. ૯; સુ૦ ૫૫૭

આમાં કપોય, મજ્જાર અને કુક્કુડ શબ્દો જે વપરાયા છે તે ઉપલક દૃષ્ટિએ વિચારતાં કબૂતર, બિલાડી અને કૂકડો એ અર્થવાચક છે, પણ આ પ્રસંગ અહિંસાના અનન્ય અને સાચા આરાધક અને ઉપદેશકને અંગેનો—શ્રમણોને કેવળ પ્રવૃત્ત માંસ લેવાની ના નહિ પાડનારા પણ નિવૃત્ત માંસ માટે પણ તેમજ કહેનારા અને નિયમો ઘડનારા જ નહિ પણ બરાબર પાળનારાને અંગેનો છે, એ વાત ધ્યાનમાં લેતાં તેમજ એ શબ્દોના કુષ્માણ્ડ (કોળું), એક જાતનો વાયુ અથવા વિરાલિક નામની વનસ્પતિ અને બીજપૂરક (બીજોરું) એમ અન્ય અર્થો પણ થાય છે અને તેનું નિઘણ્ટુ અને સુશ્રુતસંહિતા (૪૬) સમર્થન કરે છે ત્યારે આમ અનુવાદ થાય ખરો ?

મહાપરિનિબ્બાણ સુત્તંતમાં 'સૂકરમદ્દવ' શબ્દ વપરાયો છે. એનો અર્થ 'સૂવરનું સૂકું માંસ' ન કરતાં 'એક જાતની વનસ્પતિ' એમ કરવાનો છે એમ ભાં. પ્ર. સં. મં.ના 'રૌપ્ય મહોત્સવ અંક' (Vol. XXIII)માં ફા ચો (Fa chow)એ "Sūkara-maddava and the Buddha's death" નામના લેખમાં પૃ. ૧૩૩માં પ્રતિપાદન કર્યું છે. તેમણે એ વાત સ્પષ્ટ કરી છે કે બુદ્ધે પોતાના ભિક્ષુઓને માંસ અને મત્સ્ય ખાવાની અનુજ્ઞા આપી છે એ ખરું, પણ અહીં તો આ સૂકરમદ્દવનો અર્થ 'કોઈ છોડ કે fungus' છે.

જૈન આગમો અઢાર 'દેશી' ભાષાના મિશ્રણરૂપ 'અદ્ધમાગહી' ભાષામાં રચાયા છે એટલે જે શબ્દો દેશાન્તરમાં ભિન્ન અર્થમાં વપરાતા હોય તેવા પણ અહીં વપરાયેલા મળી આવે તેમાં નવાઈ નથી. ન્યાય-મંજરી (૪)માં 'ચૌર' શબ્દનો અર્થ દાક્ષિણાત્યો ઓદન અર્થાત્ ભાત કરે છે એમ કહેવાયું છે. પંજાબમાં મકાઈને 'કૂકડી' અને મહા-રાષ્ટ્રમાં એક ખાદ્ય પદાર્થને 'ચકલી' કહે છે. ગુજરાતી ભાષામાં ઘોડો, પોપટી, સમડી ઇત્યાદિ 'પ્રાણી' વાચક શબ્દોના બીજા પણ અર્થ છે. "ઇશુ ખ્રિસ્ત"માં એના લેખક કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા પૃ.

૧૧માં લખે છે કે યોહાન ( John ) locustsનો આહાર કરતો હતો એનો અર્થ એ નથી કે એ "તીડનો આહાર કરતો. પણ એ જુદો જ શબ્દ છે. બાવળ, ખેર જેવાં ઝાડોના પરડા પણ 'લોકસ્ટ' કહેવાય છે." પુરોડાશ અને પશુ વચ્ચે સર્વથા સમાનતા દર્શાવવા માટે બ્રાહ્મણમાં પ્રયાસ કરાયો છે. ત્યાં ચોખાના લોટનો લોમ તરીકે, એના કણિયાનો વાળ તરીકે, એમાં પાણી રેડાતાં એનો ચામડી તરીકે, એ પાણી સાથે મેળવાતાં એનો માંસ તરીકે, એ શેકાતાં એનો હાડકાં તરીકે ને એને ચૂલા પરથી ઉતારી એના ઉપર માખણ ચોપડાતાં એને મજ્જા તરીકે ઓળખાવેલ છે. જુઓ J U B ( Vol. VIII, Pt. 2, Sept. 1939 ). ગોટલા ( ઠળિયા ) માટે અટ્ઠિ ( અસ્થિ ) શબ્દ ભાસના ચારુદત્ત ( પૃ. ૮ ) વગેરેમાં વપરાયો છે આમ આ સંબંધમાં ઘણું કહી શકાય તેમ છે[1] પણ અહીં જૈ. સ. પ્ર. ( વ. ૬, અં. ૬–૭ )માં છપાયેલા લેખો તરફ અને ખાસ કરીને બે જૈનાચાર્યના–આનંદસાગરસૂરિજીના અને વિજયલાવણ્યસૂરિજીના લેખ તરફ ધ્યાન ખેંચી વિરમીશું.

શુબ્રિંગે Die Jainas (Religionsgesch, Lesebuch)માં વિયાહ૦ના અમુક ભાગોનો જર્મન અનુવાદ આપ્યો છે. હર્નલે પંદરમા સયગનું અંગ્રેજીમાં સંક્ષિપ્ત ભાષાન્તર કર્યું છે અને એ ઉવાસગદસાના અનુવાદના પરિશિષ્ટરૂપે છપાયું છે. શ્રાવસ્તી નગરીના શંખ શ્રાવકની કથા જે સ. ૧૨, ઉ. ૧ ( સુ. ૪૩૭–૪૪૦ )માં આવે છે તેનો સાર શ્રીમહાવીર–કથા ( પૃ. ૪૩૧–૨ )માં અપાયો છે.

યન્ત્ર—વિ. સં. ૧૬૯૫માં વિદ્યમાન અને ૨૭ સૂત્રો ઉપર ગુજરાતીમાં ગદ્યમાં ટબ્બા–બાલાવબોધ રચનારા ધર્મસિંહે ઠાણની જેમ વિયાહ૦નાં યન્ત્રો રચ્યાં છે.

---

૧ જૈન સૂત્રો ચચ્ચાર અનુયોગને બન્ધબેસતા થાય એવી એની રચના છે એમ મનાય છે. એટલે આ તમામ અનુયોગોને અનુકૂળ અર્થ નીકળી શકે માટે 'કપોય' વગેરે શબ્દો ખાસ યોજાયા હોય એવી કલ્પના થઇ શકે તેમ છે.

## પ્રકરણ ૬ : નાયાધમ્મકહા ( જ્ઞાતાધર્મકથા )

**નામ અને એનો અર્થ**—આ નામ ભગવદ્‌ગીતાની પેઠે નારીજાતિમાં અને બહુવચનમાં છે. એનાં સંસ્કૃત નામો અને એના અર્થ વિષે વિવિધ હકીકત જોવાય છે. તત્ત્વાર્થરાજ૦ ( પૃ. ૫૧ )માં ' જ્ઞાતૃધર્મકથા ' તરીકે અને ગોમ્મટસાર (ગા. ૩૫૬)માં ' ણાહધમ્મકહા ' તરીકે ઓળખાવાયેલા આ છટ્ઠા અંગનું નામ તત્ત્વાર્થાધિ૦ ( અ. ૧, સુ. ૨૦ )ના ભાષ્ય( પૃ. ૯૦ )માં ' જ્ઞાતધર્મકથા ' અપાયું છે. સિદ્ધસેનગણિએ એનો અર્થ કરતી વેળા જ્ઞાત એટલે ઉદાહરણ એવો અર્થ કર્યો છે અને તેમ કરી ઉદાહરણો દ્વારા જેમાં ધર્મ કહેવાયો છે તે ' જ્ઞાતધર્મકથા ' એમ કહ્યું છે. નંદી ( સુ. ૫૧ )ની ચુણ્ણિ ( પત્ર ૫૩ )માં ' ણાતાધમ્મકહા ' સમજાવતાં એવો ઉલ્લેખ કરાયો છે કે "णात त्ति आहरणा दिट्ठंतिओ वा णज्जइ ते णाता, एते पढमसुयखंधे, अहिंसादिलक्खणस्स धम्मस्स कहा धम्मकहा, धम्मियाओ वा कहाओ धम्मकहाओ अक्खाणग त्ति वुत्तं भवति, एते वितियसुयखंधे." આનો અર્થ એ છે કે જ્ઞાત એટલે દૃષ્ટાન્ત અથવા દાર્ષ્ટાન્તિક અર્થ જેના વડે જણાય તે ' જ્ઞાત '. એ પહેલા સુયક્ખંધમાં છે. અહિંસાદિરૂપ ધર્મની કથા તે ' ધર્મકથા ' અથવા ધાર્મિક કથા તે ' ધર્મકથા '. એ આખ્યાન છે એમ કહેવાનું થાય છે. એ બીજા સુયક્ખંધમાં છે. હેમચન્દ્રસૂરિએ અ૦ ચિ૦ ( કાણ્ડ ૨, શ્લો. ૧૫૭ )ની વિવૃતિ ( પૃ. ૧૦૪ )માં જ્ઞાતરૂપ મુખ્યતાવાળી ધર્મકથાઓ એમ અર્થ કર્યો છે. નંદી ( સુ. ૫૧ )ની વૃત્તિ ( પત્ર ૧૦૩ )માં હરિભદ્રસૂરિએ જ્ઞાતાનિ–उदाहरणानि तत्प्रधाना धर्मकथाः ज्ञाताधर्मकथाः " એમ કહ્યું છે. એટલે કે એમના મતે ઉદાહરણની મુખ્યતાવાળી ધર્મકથા તે ' જ્ઞાતાધર્મકથા ' છે. મલયગિરિસૂરિએ નંદી (સુ. ૫૧)ની વૃત્તિ ( પત્ર ૨૩૦આ–૨૩૧અ )માં આ નામ સમજાવતાં હરિભદ્રસૂરિની જેમ એક અર્થ આપ્યો છે, જ્યારે બીજો અર્થ નીચે મુજબ દર્શાવ્યો છે:—

" ज्ञातानि–ज्ञाताध्ययनानि प्रथमश्रुतस्कन्धे धर्मकथा द्वितीयश्रुतस्कन्धे यासु ग्रन्थपद्धतिषु (ता) ज्ञाताधर्मकथाः, पृषोदरादित्वात् पूर्वपदस्य दीर्घान्तता "

આનો અર્થ એ છે કે જે ગ્રન્થપદ્ધતિઓમાં પહેલા શ્રુતસ્કન્ધમાં જ્ઞાત-એટલે જ્ઞાત–અધ્યયનો છે અને બીજામાં ધર્મકથાઓ છે તે 'જ્ઞાતાધર્મકથા' છે. અહીં 'જ્ઞાત' એ પૂર્વ પદમાંના 'અ' નો 'આ' પૃષોદરાદિપણાને લઇને છે. સમવાય (પત્ર ૧૧૬ આ)ની વૃત્તિમાં અભયદેવસૂરિએ મલયગિરિ-સૂરિની માફક એમણે આપેલા બે અર્થો આપ્યા છે. વિશેષમાં જ્ઞાતમાંના 'અ'નો 'આ' સંજ્ઞાત્વને લઇને છે એમ કહ્યું છે. અ૦ બેચરદાસે "ભ૦ મ૦ ધ૦ [નાયધમ્મકહા]"ના ટિપ્પણમાં પૃ. ૧૭૯માં કહ્યું છે કે "ઐતિહાસિક અર્થ કરવામાં આવે તો જ્ઞાત એટલે જ્ઞાતપુત્ર–મહાવીરે કહેલી ધર્મકથાઓ એવો અર્થ જરૂર થઇ શકે." પૃ. ૧૮૦માં એમણે એ ઉલ્લેખ કર્યો છે કે "તે [1]બધામાં ભગવાન મહાવીરના નામ સાથે સંબંધ જોડનારો ઐતિહાસિક અર્થ વધુ સુસંગત છે, માટે જ આ સૂત્રનું "નાયધમ્મકહા" મુખપૃષ્ઠ ઉપર અમે મૂકેલું છે."

**વિભાગ**—આ અંગમાં બે સુયક્ખંધ છે અને એનાં 'નાય' (જ્ઞાત) અને ધમ્મકહા (ધર્મકથા) એવાં નામ સકારણ છે. આ ઉપલબ્ધ પહેલા સુયક્ખંધમાં ઓગણીસ અજ્ઝયણ અને બીજામાં દસ [2]વગ્ગ છે. સમવાય(સુ. ૧૪૧)માં અને નંદી(સુ. ૫૧)માં પણ આમ જ વિભાગો અપાયા છે. વિશેષમાં એમાં એ ઉલ્લેખ છે કે ૧૯ જ્ઞાતો પૈકી પહેલાં જે દસ છે તે 'જ્ઞાત' જ છે. એમાં આખ્યાયિકા વગેરેનો સમ્ભવ નથી. બાકીનાં નવ જ્ઞાતો પૈકી દરેકમાં પાંચસો ચાળીસ પાંચસો ચાળીસ આખ્યા-યિકાઓ છે. વિશેષમાં એકેક આખ્યાયિકામાં પાંચસો પાંચસો ઉપાખ્યા-યિકાઓ છે અને એકેક ઉપાખ્યાયિકામાં પાંચસો પાંચસો આખ્યાયિકો-પાખ્યાયિકાઓ છે. એટલે કે એકંદર એક અબજ એકવીસ કરોડ અને પચાસ લાખ (૧,૨૧,૫૦,૦૦૦૦૦) આખ્યાયિકોપાખ્યાયિકાઓ છે.

ધમ્મકહાના દસ વગ્ગ પૈકી એકેકમાં પાંચસો આખ્યાયિકા, એકેક આખ્યાયિકામાં પાંચસો ઉપાખ્યાયિકા અને એકેક ઉપાખ્યાયિકામાં પાંચસો

---

૧ બધા અર્થમાં. ૨ અભયદેવસૂરિકૃત વૃત્તિ(પત્ર ૧૧૦ અ)માં કહ્યું છે કે વર્ગ એટલે સમૂહ, સંજ્ઞાત્વ એથી અર્થાધિકારના સમૂહરૂપ અધ્યયનો તે જ દસ વર્ગો જાણવાં.

આખ્યાયિકોપાખ્યાયિકાઓ છે. આમ આખ્યાયિકોપાખ્યાયિકાની સંખ્યા એક અબજ પચ્ચીસ કરોડ ( ૧,૨૫,૦૦,૦૦,૦૦૦ ) છે. અહીં નવ જ્ઞાત સમ્બન્ધી જે આખ્યાયિકાદિ કહેલ છે તેનાં લક્ષણ સમાન હોવાથી એ આ ૧૨૫ કરોડમાંથી બાદ કરતાં પુનરુક્તિ રહિત આનું પ્રમાણ સાડાત્રણ કરોડ ( ૧૨૫ કરોડ ઓછા ૧૨૧ાા કરોડ ) બતાવાયું છે. આજે તો આટલી સંખ્યામાં કથાનકો મળતાં નથી.

**ચરિત અને કલ્પિત કથાઓ**—સમવાય( સુ. ૧૪૧ )માં કહ્યું છે તેમ આ અજ્ઝયણોમાં અપાયેલી કથાઓ પૈકી કેટલીક ખરેખર બનેલી છે—ચરિત છે અને કેટલીક ઉપજાવી કાઢેલી છે—કલ્પિત છે.

ઉપર્યુક્ત દસ વગ્ગ તે અનુક્રમે અમુક અમુક દેવની અગ્રમહિષીઓના વર્ગરૂપ છે. જેમકે ( ૧ ) ચમરની, ( ૨ ) [1]બલિ વૈરોચેન્દ્રની, ( ૩ ) અસુરેન્દ્ર સિવાય બાકીના દક્ષિણના નવ ઇન્દ્રોની, ( ૪ ) અસુરેન્દ્ર સિવાયના ઉત્તરના નવ ઇન્દ્રોની ( ૫ ) દક્ષિણના વાનવ્યન્તરોની, ( ૬ ) ઉત્તરના વાનવ્યન્તરોની, ( ૭ ) ચન્દ્રની, ( ૮ ) સૂર્યની, ( ૯ ) શક્રની અને ( ૧૦ ) ઈશાન ઇન્દ્રની. દસ વગ્ગમાં અજ્ઝયણોની સંખ્યા અનુક્રમે નીચે મુજબની છે એમ બીજા સુયક્ખંધ ઉપરથી જણાય છે:—

૫, ૫, ૫૪, ૫૪, ૩૨, ૩૨, ૪, ૪, ૮ અને ૮.

દક્ષિણના નવ ઇન્દ્રો પૈકી પ્રત્યેકને ૭ ૭ અગ્રમહિષીઓ છે. એ દરેકનું વૃત્તાન્ત તે એકેક અજ્ઝયણનો વિષય છે. આમ ૫૪ અજ્ઝયણો છે. ઉત્તરના નવ ઇન્દ્રોને માટે પણ આ પ્રમાણે વિચાર કરવો એટલે એને અંગે ૫૪ અજ્ઝયણો છે. પાંચમા વગ્ગનાં ૩૨ અજ્ઝયણોનાં નામ એ વગ્ગના પ્રારમ્ભમાં અને દસમા વગ્ગનાં આઠ અજ્ઝયણોનાં નામ એ વગ્ગના પ્રારમ્ભમાં પદ્યમાં દર્શાવાયાં છે.

---

૧ મહાભારતના 'આદિ' પર્વના 'સમ્ભવ' પર્વમાં દાનવોનો વંશ વર્ણવાયો છે. એમાં વિરોચન, કુમ્ભ, નિકુમ્ભ, બલિ, મહાકાલ, શમ્બર વગેરે નામો અપાયાં છે તે તુલનાથે વિચારવાં જેવાં છે.

[વિષય—પહેલા સુયક્ખંધનાં અજ્ઝયણનાં નામો આ અંગમાં જ લગભગ પ્રારમ્ભમાં પદ્યો દ્વારા સૂચવાયાં છે. એ નામના નિર્દેશપૂર્વક આપણે વિષયનો વિચાર કરીશું.

**ઉક્ખિત્તણાય** (ઉત્ક્ષિપ્ત–જ્ઞાત)—આમાં મેઘકુમારે હાથીના ભવમાં સસલાને બચાવવા માટે પગ ઊંચો કર્યો હતો એનું વર્ણન છે. એ ઉપરથી આ અજ્ઝયણનું આ નામ યોજાયું છે અને તે સાર્થક છે. ગર્ભની રક્ષા માટે કેવી સંભાળ લેવાઈ હતી તે આમાં નિર્દેશાયું છે. મેઘકુમારનો જન્મ થતાં ચાર દિવસ સુધી જે સંસ્કારાદિ કરાયા તેનો અહીં ઉલ્લેખ છે. વિશેષમાં કલાચાર્ય પાસે મેઘકુમાર જે [1]બોત્તેર કલાઓ શીખ્યા તેનાં અહીં નામો અપાયાં છે. એઓ અઢાર 'દેશી' ભાષાઓના જાણકાર બન્યાનો પણ અહીં ઉલ્લેખ છે. આ અજ્ઝયણમાં મેઘનું વિસ્તૃત વર્ણન છે.

**સંઘાડ** (સંઘાટ)—ધન્ય શેઠ અને વિજય ચોર એ બેને એક સાથે 'સંઘાડ'માં એટલે કે હેડમાં બાંધ્યા ત્યાંથી આ કથા ઊપડે છે માટે એનું આ નામ છે. વિજય ચોર ક્યાં ક્યાં ભમ્યો તે દર્શાવાયું છે. અન્તમાં દેહને શા માટે પોષવો એ બતાવાયું છે. 'સુંસમા' અજ્ઝયણમાં પણ આની માફક આહારનું પ્રયોજન સમજાવાયું છે.

**અંડ** (અણ્ડ)—આનો અર્થ 'ઈંડું' થાય છે. આ અજ્ઝયણમાં મોરનાં ઈંડાંની વાત આપી ઉપનય બતાવાયો છે.

**કુમ્મ** (કૂર્મ)—કૂર્મ એટલે કાચબો. એ કાચબાના વર્તનની હકીકત દ્વારા સંયમી અને અસંયમી સાધુની સમજણ અપાઇ છે.

**સેલગ** (શૈલક)—સેલગ (શૈલક) રાજર્ષિનો વૃત્તાન્ત અહીં અપાયો છે એટલે એ ઉપરથી આ નામ યોજાયું છે. વસુદેવના પુત્ર કૃષ્ણના

---

૧. કામસૂત્રના 'વિદ્યાસમુદ્દેશ' પ્રકરણમાં અપાયેલી ચોસઠ કળાઓમાં આ બોત્તેર કળા કેવી રીતે સમાઈ શકે તે ભ૦ મ૦ ધ૦ (પૃ. ૧૯૫–૨૦૧)માં દર્શાવાયું છે.

સમયમાં થાવચ્ચાપુત્ત(સ્થાપત્યાપુત્ર) થયા. તેઓ બાવીસમા તીર્થંકર અરિષ્ટનેમિનું પ્રવચન સાંભળી દીક્ષા લેવા તત્પર થયા. તે સમયે એમની માતા થાવચ્ચાએ અનુકૂળ તેમજ પ્રતિકૂળ વચનો દ્વારા એમને સમજાવવા પ્રયાસ કર્યો. એમણે ન જ માન્યું. ત્યારે થાવચ્ચા કૃષ્ણ પાસે ચામરાદિ માગવા ગઇ. એના ઉત્તરમાં કૃષ્ણે કહ્યું કે હું જાતે જ એમનો નિષ્ક્રમણ–સત્કાર કરીશ અને પછી એમણે તેમ કર્યું. થાવચ્ચાપુત્તે દીક્ષા લીધા પછી પરિવ્રાજક શુક સાથે તેમને વિનય, શૌચ, યાત્રા, યાપનીય, [1]સરિસવ [2]ઇત્યાદિ સમ્બન્ધમાં વિચારની આપલે થઇ અને શુકે જૈન દીક્ષા અંગીકાર કરી. થાવચ્ચાપુત્તનો ઉપદેશ સાંભળીને સેલગ રાજાએ શ્રાવકનાં વ્રત ગ્રહણ કર્યાં હતાં તેમણે હવે શુકનો ઉપદેશ સાંભળી દીક્ષા લીધી. એક વેળા તેઓ માંદા પડ્યા ત્યારે તેમના પુત્ર મણ્ડૂકે તેમને માટે ઔષધ વગેરેનો પ્રબન્ધ કર્યો. એમાં 'મદ્ય' પણ આપવાનું હતું. સાજા થયા પછી પણ સેલગે મદ્યાદિનું સેવન ચાલુ રાખ્યું અને એઓ પ્રમત્ત અને કુશીલ બની ગયા. પન્થક સિવાય બીજા બધા શિષ્યો એમને ત્યજી ગયા. ચાતુર્માસિક પ્રતિક્રમણ કરતી વેળા પન્થકે એમના ચરણમાં મસ્તક મૂક્યું. એ સ્પર્શથી એઓ ચીડાયા, પણ અન્તે સાચી વસ્તુ સમજાતાં શિથિલતાનો ત્યાગ કરી શુદ્ધ સંયમ પાળવા લાગ્યા.

આ અજ્ઝયણમાં પાંચ મહાવ્રતોની હકીકત થાવચ્ચાપુત્તે કહી તે તેમજ ચાતુર્માસિક પ્રતિક્રમણનો ઉલ્લેખ એ બાવીસમા તીર્થંકરના તીર્થમાં કેવી રીતે ઘટી શકે તે વિચારવા જેવું છે.

**તુંબ** (તુમ્બ)—'તુંબ' અર્થ 'તુમ્બડું' થાય છે. એ લેપવાળું હોય તો પાણીમાં ડૂબે છે અને લેપ વગરનું બનતાં તરે છે. એ ઉદાહરણ દ્વારા આત્માની અધોગતિ (ભારેપણું) અને ઉન્નતિ (હલકાપણું) સમજાવાઇ હોવાથી આ અજ્ઝયણનું નામ 'તુંબ' પડાયું છે.

---

૧. જુઓ પૃ. ૮૩. ૨. હું એક છું, અનેક છું, અક્ષય છું એ હકીકત સ્યાદ્વાદદૃષ્ટિએ સમજાવાઇ છે.

સામ્પરાયિક કર્મ આઠ પ્રકારનું છે તેથી અહીં કાણા વિનાના તુમ્બડાને દાભથી વીંટી તેના ઉપર માટીનો લેપ લગાવી તેને તડકે સુકવવો એ બાબત ઉપરાઉપરી આઠ વાર કરવાની કહેવાઇ છે.

**રોહિણી** ( રોહિણી )—એક શેઠિયાની રોહિણી નામની પુત્રવધૂની કથાનો ઉપનય અહીં દર્શાવાયો છે એથી એનું આ નામ રખાયું છે. શેઠિયાને ઉજ્જ્ઝિકા, ભોગવતી, રક્ષિકા અને રોહિણી નામની ચાર પુત્ર-વધૂઓ હતી. પહેલીએ એના નામ પ્રમાણે સસરાએ આપેલા પાંચ ડાંગરના દાણા ફેંકી દીધા, બીજી એના નામને જાણે ચરિતાર્થ કરતી હોય તેમ તે ખાઇ ગઇ, ત્રીજીએ એ સંગ્રહી રાખ્યા અને ચોથીએ એ ઉગાડ્યા. આ કથા દ્વારા શ્રમણોની ચાર કોટિ બતાવાઇ છે. આ જ કથા થોડા ફેરફાર સાથે સર્વાસ્તિવાદના વિનયવત્થુમાં જોવાય છે. એક જર્મન પુસ્તકના "બુદ્ધ અને મહાવીર" નામના અનુવાદમાં કહ્યું છે કે બાઇબલના નવા કરારમાં મેથ્યુ અને લ્યૂકની સુવાર્તામાં આને મળતી કથા છે. એ કથાને લઇને એ પુસ્તકમાં ભારત અને ખ્રિસ્તિ સમાનતાઓ દર્શાવાઈ છે.

**મલ્લિ** ( **મલ્લ** )—અહીં ૧૯મા તીર્થંકર મલ્લિનાથનો વૃત્તાન્ત છે એ ઉપરથી આનું આ નામ રખાયું છે. 'તીર્થંકરનામગોત્ર' કર્મ બાંધવાનાં વીસ સ્થાનકો અહીં ગણાવાયાં છે. રાજકુમારી મલ્લિએ પોતાને વરવા આવેલા છ યે રાજાઓને સુવર્ણમૂર્તિ ઉપરનું ઢાંકણું ખોલી કેવી રીતે પ્રતિબોધ પમાડ્યો તેની હકીકત અહીં અપાઈ છે.

કુણાલના રુપ્પિ ( રુક્મિન્ ) રાજાએ પોતાની પુત્રીના ચાતુર્માસિક સ્નાનનો ઉત્સવ કર્યો તે વિષે એણે પોતાના વર્ષધરને પૂછ્યું ત્યારે તેણે મલ્લિના સ્નાન–ઉત્સવનાં વખાણ કર્યાં.

**માયંદી** ( માકન્દી )—માયંદી સાર્થવાહના બે પુત્રો નામે જિન-રક્ષિત અને જિનપાલિતનો આમાં અધિકાર આવતો હોવાથી આ નામ યોજાયું છે. જિનરક્ષિત જિનપાલિત સાથે અગિયાર વાર 'લવણ' સમુદ્રની સફરે ગયો હતો અને બન્ને ભાઇઓ ક્ષેમકુશળ પાછા ફર્યા હતા.

બારમી વાર તેઓ ગયા ત્યારે તેમની નૌકા ડૂબી ગઇ.[1] પણ એક મોટું પાટિયું હાથ લાગતાં તેઓ તરતાં તરતાં 'રયણદીવ'(રત્નદ્વીપ)માં ગયા. એ દ્વીપની અધિષ્ઠાયિકા રયણદીવદેવયા (રત્નદ્વીપ-દેવતા) એમની પાસે આવી અને એમને ધમકી આપીને પોતાના મહેલમાં લઇ જઇ એ દેવી એમની સાથે વિવિધ ભોગો ભોગવવા લાગી.

એક વેળા 'લવણ' સમુદ્રના અધિપતિએ રયણદીવદેવયાને 'લવણ' સમુદ્રમાં જે ઘાસ, પત્ર, કાષ્ઠ, કચરો કે બીજું અશુચિ પડેલ હોય તે બધું એકવીસ વાર આંટા મારીને સાફ કરવાનું કહેતાં એ દેવી ગઈ. એ વેળા એ દક્ષિણ દિશામાં ન જવા માટે બન્ને ભાઇઓને સમજાવતી ગઇ, પણ આ ભાઇઓ તો એ દિશામાં ગયા. ત્યાં શૂળીમાં પરોવાયેલા એક પુરુષને તેમણે રડતો સાંભળ્યો. એ કાકન્દીનો રહેવાસી હતો ને ઘોડાનો વેપારી હતો. એણે કહ્યું કે પૂર્વ દિશામાં સેલગ (શૈલક) યક્ષનું મન્દિર છે. ત્યાં એ યક્ષ અશ્વરૂપે રહે છે અને ચૌદસે, આઠમે, પૂનમે અને અમાસે એ બોલે છે કે કોને તારું, કોને બચાવું ? ચૌદસે બન્ને ભાઇઓએ ત્યાં જઇ યક્ષની પૂજા કરી બચાવવા વિનન્તિ કરી અને યક્ષે હા પાડી. એણે કહ્યું કે મારી પીઠ પર બેસી જાઓ.[2] પેલી દેવી આવી તમને બીવડાવે કે લોભાવે તોપણ તમે દૃઢ મન રાખી બેસી રહેજો; પણ જો તમે ચલિત થયા તો હું તમને મારી પીઠ પરથી 'લવણ' સમુદ્રમાં ફેંકી દઇશ અને એ દેવી તમને તરત જ મારી નાંખશે.

થોડી વારે દેવી આવી ત્યારે તેનાં વચનોથી જિનરક્ષિત ચલિત થયો અને તેનો દેવીએ નાશ કર્યો, પણ જિનપાલિત ડગ્યો નહિ એથી યક્ષે તેને પોતાની જન્મભૂમિ સુધી પહોંચાડ્યો. આગળ ઉપર મહાવીરસ્વામી ત્યાં પધાર્યા ત્યારે જિનપાલિતે દીક્ષા લીધી. જિનપાલિતની માફક સાધુ-સાધ્વીઓએ વર્તવું એમ અન્તમાં કહેવાયું છે.

**ચંદિમા (ચન્દ્રમસ્)**—આત્માની શુદ્ધિનો વિકાસ અને હ્રાસ કેવી

૧. આનું આબેહુબ ઉત્પ્રેક્ષાઓથી પરિપૂર્ણ વર્ણન અપાયું છે. ૨ પાંખવાળા ઘોડાનો ઉલ્લેખ વલાહસ્સ-જાતક (ક્રમાંક ૧૯૬)માં છે.

રીતે થાય છે એ સમજાવવા ચન્દ્રનું ઉદાહરણ અહીં અપાયું છે અને એ રીતે આ નામ સાર્થક છે.

**દાવદ્દવ** ( દાવદ્રવ )—દાવદ્દવ નામના વૃક્ષોનો દાખલો આપી આરાધક અને વિરાધક અંશથી તેમજ સર્વથા કોને કહેવા તે આમાં સમજાવાયું હોવાથી આનું આ નામ રખાયું છે.

**ઉદગણાઅ** (ઉદક-જ્ઞાત)—આનો અર્થ 'પાણીનું ઉદાહરણ' એમ થાય છે. એ દ્વારા વસ્તુનું સ્વરૂપ અહીં સમજાવતાં કહ્યું છે કે પરમાણુઓના સ્વભાવ ને સંયોગની વિચિત્રતા અનુસાર વસ્તુ સારી કે ખરાબ બને છે. એટલે એમાં રાગદ્વેષને સ્થાન નથી. આમાં 'ચાતુર્યામ'રૂપ ધર્મનો ઉલ્લેખ છે.

**મંડુક્ક** ( મણ્ડૂક )—મંડુક્ક એટલે દેડકો. નન્દ મણિયારના દેડકા તરીકેના જન્મની હકીકત અહીં અપાઇ છે. એણે મણિયારના ભવમાં મોટી પુષ્કરિણી બન્ધાવી અને તેને ચિત્રસભા, પાકશાળા, ઔષધાલય અને [1]આલંકારિક સભા વડે અલંકૃત કરી હતી. આ અજ્ઝયણમાં સોળ રોગોનાં નામ ગણાવાયાં છે અને રોગ દૂર કરવાના અનેક જાતના ઉપાયોનો નિર્દેશ છે. આસક્તિ અને અનાસક્તિનું ફળ આ અજ્ઝયણમાં સમજાવાયું છે.

**તેયલિ** ( તેતલિ )—'તેયલિપુર' નગરના કનકરથ રાજાના તેયલિપુત્ત ( તેતલિપુત્ર ) નામના પ્રધાનની હકીકત અહીં અપાઇ હોવાથી એનું આ નામ યોજાયું છે. આ નગરના મૂષિકારદારક નામના એક સોનીની કન્યા નામે પોટ્ટિલાને તેયલિપુત્ત પરણે છે, પણ આગળ ઉપર એને એના ઉપર અભાવ થાય છે ત્યારે એ સ્ત્રી શ્રમણો, બ્રાહ્મણો વગેરેને દાન દેવામાં વખત પસાર કરે છે. સુવ્રતા આર્યા ભિક્ષાર્થે આવતાં પતિની પ્રીતિ મેળવવા માટે કોઇ ચૂર્ણ, મન્ત્ર, કામણ કે વશીકરણ કે ઔષધિ હોય તો તે બતાવવા કહે છે. આર્યા આ સાંભળી કાને હાથ દે છે અને ધર્મ સંભળાવે છે. એ ઉપરથી પોટ્ટિલા શ્રાવિકા બને છે ને અન્તે દીક્ષા લે છે; પણ તે પૂર્વે તેયલિપુત્ત એ બાબતની અનુમતિ આપતાં એવી

---

૧. હજામની દૂકાન ( hair-cutting salloon ).

કબૂલાત કરાવે છે કે જો તું દેવગતિને પામે તો તારે મને અહીં આવી પ્રતિબોધ પમાડવો. પોટ્ટિલા કાળ કરી સ્વર્ગે જાય છે, અને પછી તેયલિપુત્તની શરત યાદ આવતાં તેને પ્રતિબોધ પમાડવા આવે છે. અનેક પ્રયાસ કરવા છતાં જ્યારે કંઇ અસર થઇ નહિ ત્યારે કનકરથની પછી એની ગાદીએ આવેલા એના પુત્ર કનકધ્વજ અને તેયલિપુત્તની વચ્ચે એણે વિરોધ ઊભો કર્યો. એથી તેયલિપુત્ત ભયભીત બન્યો. એણે ઝેર ખાધું પણ એ મર્યો નહિ. ગળે તરવાર ચલાવી તો એ નિષ્ફળ ગઇ. ગળે ફાંસો ખાધો તો એ તૂટી ગયો. ડોકે ભારી શિલા બાંધીને પાણીમાં પડ્યો તો એ ડૂબ્યો નહિ. ઘાસની ગંજીને આગ લગાડી તેમાં પેઠો તો આગ ઓલવાઇ ગઇ અને એ મર્યો નહિ. આથી એ ખૂબ નિરાશ થયો એટલે પેલો પોટ્ટિલદેવ પોટ્ટિલાના રૂપમાં હાજર થયો અને બોલ્યો: આગળ મોટો ખાડો છે, પાછળ ગાંડો હાથી આવે છે, બન્ને બાજુએ ઘોર અન્ધારું છે, વચમાં બાણો વરસે છે, ગામ સળગ્યું છે અને રણ ધગધગે છે. તો હે તેયલિ! હવે ક્યાં જવું? તેયલિપુત્તે કહ્યું કે દીક્ષા લેવી જેથી કોઇ જાતનો ભય રહેશે નહિ. પોટ્ટિલદેવે કહ્યું કે તો તું કેમ બીએ છે? આ સાંભળી તેયલિપુત્તને જાતિસ્મરણ જ્ઞાન થાય છે અને એ યોગી બને છે. કનકધ્વજ એને પગે પડે છે અને એમનો ઉપદેશ સાંભળી શ્રાવકધર્મ સ્વીકારે છે. તેયલિપુત્ત અન્તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બને છે.

આ હકીકતનો સારાંશ આવસ્સયચુણ્ણિ(ભા. ૧, પત્ર ૪૯૯–૫૦૧)માં છે. પોટ્ટિલાની દીક્ષા પછીની કેટલીક હકીકત ઇસિભાસિયના દસમા અજ્ઝયણ નામે તેયલિપુત્તઅજ્ઝયણમાં પૃ. ૮–૯માં જોવાય છે.

**નંદીફલ** ( નન્દીફળ )—આ એક ઝાડનું નામ છે. એનાં પત્ર, પુષ્પ ફળ, વર્ણ, રસ, ગન્ધ, સ્પર્શ અને છાયા ઘણાં મનોહર હોય છે, પણ એની છાયામાં વિસામો લેનારનું તેમજ એનાં ફળ ખાનારનું પણ મૃત્યુ થાય છે. આ નંદીફલનું ઉદાહરણ આપી સંયમ લીધા બાદ કામગુણોમાં ન લલચાવાનો ઉપદેશ અપાયો છે અને એ માટે એક સાર્થવાહની કથા કહેવામાં આવી છે.

આ સાર્થવાહે કેવી તૈયારી કરીને અને [૧]કયા કયા ધર્મવાળાને સાથે લઇને પ્રયાણ કર્યું તે દર્શાવાયું છે.

**અવરકંકા** (અપરકંકા)—આ એક નગરનું નામ છે. એને અહીં 'અમરકંકા' તેમજ 'અપરકંકા' પણ કહ્યું છે. આ નગરનો રાજા દ્રૌપદીને લઇ ગયો એ વાત આ અજ્ઝયણમાં આવતી હોવાથી એનું આ નામ રખાયું છે.

[૨]નાગશ્રીએ તૈયાર કરેલું કડવી તુંબડીનું શાક ધર્મરુચિને વહોરાવ્યું. એમણે ગુરુને બતાવતાં તેમણે એ નહિ ખાતાં પરઠવવા કહ્યું. તેમ કરવા જતાં એક ટીપું જમીન ઉપર એમણે મૂકયું તો એના ગન્ધથી હજારો કીડી ત્યાં આવી અને એ ચાખતાં મરી ગઇ. એ ઉપરથી ધર્મરુચિ જાતે જ એ શાક ખાઇ ગયા અને એથી એમનું મૃત્યુ થયું. તેમ થતાં નાગશ્રીની વગોવણી થઇ, અને એના પતિએ એને કાઢી મૂકી. એ સોળ રોગોથી પીડિત થઇ મરી ગઇ. કાલાન્તરે એનો સુકુમાલિકા તરીકે જન્મ થયો. સાગર સાથે એનાં લગ્ન થયાં. એના અંગના સ્પર્શથી સાગરને ખૂબ વેદના થઇ અને એણે એનો ત્યાગ કર્યો. પછી એ દ્રમકના સમાગમમાં આવી પણ દ્રમક પણ એને મૂકીને નાઠો. સુકુમાલિકાએ આખરે દીક્ષા લીધી. એક વેળા એ ધ્યાન ધરવા બહાર ગઇ. ત્યાં ગણિકાને પાંચ પુરુષો વડે સત્કારાતી જોઇ એ સાધ્વીએ અવાન્તર ભવમાં એવાં સુખભોગ મેળવવા નિયાણું (નિદાન) કર્યું. કાળ કરી એ દ્રૌપદી તરીકે જન્મી. એ ઉમ્મરલાયક થતાં દ્રુપદ રાજાએ સ્વયંવર રચ્યો ને કૃષ્ણ વગેરેને આમન્ત્રણ આપ્યું. સ્વયંવરમાં દ્રૌપદી પાંચ પાણ્ડવોને પરણી.

એક વેળા [૩]નારદ આકાશમાંથી ઊતરી પાણ્ડુ રાજાના મહેલમાં

---

૧ ચરક, ચીરિક, ચર્મખંડિક, ભિચ્છુંડ, પંડુરંગ, ગૌતમ, ગોવ્રતી, ગૃહિધર્મી, ધર્મચિન્તક, અવિરુદ્ધ, વિરુદ્ધ, વૃદ્ધ, શ્રાવક, વૃદ્ધ શ્રાવક, રક્તપટ અને નિર્ગ્રન્થનો અહીં નામોલ્લેખ છે. ૨ આની કથા બૃહત્કથાકોશ (૫૭, ૨૦૪) સાથે સરખાવાય તેમ છે. ૩ આનું વર્ણન આ અજ્ઝયણમાં છે.

આવ્યા. તે સમયે દ્રૌપદીએ એનો આદરસત્કાર ન કર્યો. એથી વેર લેવા માટે તેઓ અવરકંકાના રાજા પદ્મનાભ પાસે ગયા અને પ્રસંગ નીકળતાં દ્રૌપદીનાં ભારોભાર વખાણ કર્યાં. એ ઉપરથી એ રાજાએ પોતાના પૂર્વના મિત્ર દેવ પાસે એનું હરણ કરાવ્યું. નારદ દ્વારા એનાં સમાચાર જાણી કૃષ્ણે 'લવણ' સમુદ્રના અધિષ્ઠાતા સુસ્થિતને પોતાની પાસે બોલાવી 'લવણ' સમુદ્રમાં થઇને છ રથો જાય તેટલો માર્ગ કરી આપવા કહ્યું. તેમ થતાં કૃષ્ણ અને પાંચ પાણ્ડવો અવરકંકામાં આવ્યા. સૌથી પ્રથમ પાણ્ડવોનું પદ્મનાભ સાથે યુદ્ધ થયું, પણ તેમાં તેઓ હાર્યા. પછી કૃષ્ણે પદ્મનાભની પીઠ પકડી અને નરસિંહરૂપ ધારણ કરી અવરકંકાને ભોંયભેગી કરી એટલે એ રાજા દ્રૌપદીને શરણે ગયો. દ્રૌપદીના કહેવા પ્રમાણે એ વર્ત્યો એટલે કૃષ્ણે એને જતો કર્યો. દ્રૌપદીને લઇને છ યે જણ ભરત-ખણ્ડમાં આવવા નીકળ્યા. ગંગા આવતાં નાવમાં બેસી પાણ્ડવો એ નદી ઊતરી ગયા, અને કૃષ્ણ તો સુસ્થિત દેવને મળવા માટે રોકાયા. પાણ્ડવોએ નાવ પાછું ન મોકલ્યું ત્યારે એક હાથે ઘોડા અને સારથિથી યુક્ત રથને ઊંચકી બીજે હાથે સાડીબાસઠ (૬૨ાા) યોજન પહોળી ગંગા તરીને કૃષ્ણ સામે કાંઠે આવ્યા. પાણ્ડવોએ તેમને આમ મુસીબતમાં મૂક્યા તેથી એમણે ચીડાઇને પાંચ પાણ્ડવોને દેશનિકાલની આજ્ઞા કરી. એ ઉપરથી આખરે તેમને 'પાણ્ડુમથુરા' વસાવી ત્યાં રહેવું પડ્યું. આગળ ઉપર ધર્મઘોષ પાસે પાંચે પાણ્ડવોએ અને દ્રૌપદીએ દીક્ષા લીધી. પાણ્ડવો મુક્તિને વર્યા અને દ્રૌપદી દેવ તરીકે ઉત્પન્ન થઇ. તપની પાછળ આસક્તિ (નિયાણું કરાયું) હોય તો તે ફળતું નથી એ વાત અહીં સમજાવાઇ છે.

**આઇણ્ણ** ([1]આજાનેય)—'આઇણ્ણ'નો અર્થ 'કુલીન' ઘોડો એમ થાય છે. અભયદેવસૂરિએ એને માટેના સંસ્કૃત શબ્દ તરીકે 'આકીર્ણ'નો ઉલ્લેખ કર્યો છે, પણ એના કરતાં 'આજાનેય' વધારે સંગત જણાય છે. આ અજ્ઝયણમાં કુલીન ઘોડાઓની વાત આવતી

૧. બૌદ્ધ સાહિત્યમાં આ અર્થમાં 'આજઞ્ઞ' અને 'આજાનિય' શબ્દ વપરાયા છે.

હોવાથી એનું આ નામ રખાયું છે. કેટલાક વહાણવટી વણિકો દેશાન્તરમાં ગયા ત્યારે તેમનાં વહાણ તૂટું તૂટું થતાં તેઓ 'કાલિક' દ્વીપમાં ઊતર્યા. ત્યાંના ઘોડાઓ એમને જોઇને ભાગી ગયા. વણિકો સોનું વગેરે લઈ સ્વદેશ પાછા ફર્યા. રાજાને ઘોડાઓની વાત કહી ત્યારે તેણે એ લઈ આવવા માટે કહ્યું. ઘોડાઓને લલચાવવા જાતજાતની વીણા તેમજ બીજાં વાદ્યો, લાકડાની રંગબેરંગી મનોમોહક બનાવટો, વિવિધ પ્રકારના સુગન્ધી પદાર્થો, અનેક સ્વાદિષ્ટ વસ્તુઓ, અનેક જાતનાં સુંવાળાં વસ્ત્રો અને પત્થરો વગેરે પદાર્થો રાજાએ આપ્યાં. એ વહાણમાં ચડાવી વણિકો ઘોડા લેવા 'કાલિક' દ્વીપમાં ગયા અને એ ઘોડાઓને વાદ્યાદિના મધુર શબ્દાદિ દ્વારા લલચાવી પકડ્યા અને વહાણમાં ચડાવી સ્વદેશ લાવ્યા. તેમને કેળવીને પછી એ રાજાને સોપ્યા. આનો ઉપનય અન્તમાં અપાયો છે.

**સુંસુમા ( સુંસમા )**—ધન્ય શેઠની સુંસુમા નામની કન્યાની આમાં વાત આપી આહારનું પ્રયોજન સમજાવાયું છે. એ ઉપરથી આ નામ યોજાયું છે. ચિલાત નામનો દાસપુત્ર એ છોકરીને રમાડતો અને એની સાથે રમવા આવનારને પજવતો. એથી એના શેઠે એને કાઢી મૂક્યો. તેમ થતાં એ તદ્દન વણ્ઠી ગયો અને વખત જતાં ચોરોનો ઉપરી બન્યો. એક દહાડો ચિલાત પાંચસે ચોરોને લઇને ધન્યનું ઘર લૂંટવા ગયો. માલમિલકતની સાથે સાથે એ સુંસુમાને ઉપાડી ચાલતો થયો. એના પિતા અને પાંચે ભાઇઓ એની પાછળ પડ્યા. પકડાઈ જવાનો વારો આવતાં ચિલાતે સુંસુમાનું મસ્તક તરવાર વડે ધડથી જુદું કર્યું અને એ જ લઇને એ ઘોર જંગલમાં નાઠો અને તરસનો માર્યો મરી ગયો.

આ તરફ પેલા છ જણ ચિલાતને પકડી શક્યા નહિ, પણ તેમને સુંસમાનું શબ મળ્યું. આ બધા એટલા બધા ભૂખ્યાતરસ્યા થયા હતા કે એકે બીજાઓને પોતાનું માંસ ખાવા ને લોહી પીવા કહ્યું, પરન્તુ અન્તે તેમ ન કરતાં સુંસમાનું જ માંસ ખાઇ ને લોહી પી તેઓ રાજગૃહમાં આવ્યા, કેમકે એ સિવાય બીજો કોઇ માર્ગ ન હતો. સુંસુમાના પિતાએ મહાવીરસ્વામીની પાસે દીક્ષા લીધી અને કાળ કરી એઓ સ્વર્ગે સંચર્યા.

મોક્ષ મેળવવા માટે શરીર સહાયક છે એટલે એ શરીરને ટકાવવા માટે જ આહારપાણી છે એમ આ અજ્ઝયણના અન્તમાં સૂચવાયું છે.[1]

**પુંડરીયણાય** (પુણ્ડરીક-જ્ઞાત)—મહાપદ્મ રાજાને પુણ્ડરીક અને કણ્ડરીક નામે બે પુત્રો હતા. એ પૈકી ખાસ કરીને મોટા પુત્રનો વૃત્તાન્ત આ અજ્ઝયણમાં આવતો હોવાથી એનું આ નામ યોજાયું છે. ધર્મોપદેશ સાંભળી પુણ્ડરીક શ્રાવક બન્યો તે વેળા કણ્ડરીકે દીક્ષા લીધી. એક વેળા કણ્ડરીક માંદા પડ્યા ત્યારે પુણ્ડરીકે યોગ્ય વૈદ્યો અને ઔષધો દ્વારા એમનો ઉપચાર કરાવ્યો. સાજા થયા પછી એઓ આચારમાં શિથિલ બન્યા અને કાલાન્તરે દીક્ષા છોડી પુણ્ડરીકને હાથે રાજગાદીએ બેઠા અને અવસાન થતાં અધોગતિને પામ્યા. પુણ્ડરીકે દીક્ષા લઇ એ રૂડી રીતે પાળી અને કાળ કરી એઓ સર્વાર્થસિદ્ધમાં અવતર્યા.

અન્તમાં સંયમ પાળનારની અને એથી ભ્રષ્ટ થનારની શી દશા થાય છે તે અહીં સમજાવાયું છે.

**કાલી ઇત્યાદિ**—જિતશત્રુ રાજાના રાજ્યમાં રહેનારા કાલને કાલશ્રી નામે પત્ની હતી. આ દમ્પતીને 'કાલી' નામની પુત્રી હતી. એણે પાર્શ્વનાથનો ઉપદેશ સાંભળી દીક્ષા લીધી, અને એ પુષ્પચૂલાની શિષ્યા બની. વખત જતાં એ સંયમ યથાયોગ્ય ન પાળતાં સ્વચ્છન્દી બની. એનું અવસાન થતાં એ 'ચમરચંચા' રાજધાનીમાં 'કાલી' દેવી તરીકે ઉત્પન્ન થઇ.

રાઈ (રાજી ?), રયણી (રજની), વિજ્જુ(વિદ્યુત્) અને મેહા (મેઘા કે મેધા ?) એ ચારની કથા આ કાલી પ્રમાણે છે. આમ પહેલા વગ્ગનાં પાંચ અજ્ઝયણોનો સાર છે. બાકીના વગ્ગનાં અજ્ઝયણમાંનાં

૧ અટવી ઊતરવી બાકી હતી ત્યારે ભાતું ખૂટી જવાથી દમ્પતીએ પોતાના પ્રિય પુત્રનું માંસ વિલાપ કરતાં કરતાં ખાધું એ કથા સંયુત્તનિકાયમાં અપાઈ છે અને ત્યાં શરીરના નિર્વાહને માટે જ આહાર લેવો એ વાત સ્પષ્ટ કરાઇ છે. વિસુદ્ધમગ્ગમાં અને શિક્ષાસમુચ્ચયમાં આ હકીકતનો નિર્દેશ છે. વિશેષ માટે જુઓ ભ૦ મ૦ ધ૦નું ટિપ્પણ (પૃ. ૨૫૧-૨૫૩).

સ્ત્રીપાત્રોની કથા કાલીના જેવી છે. સાતમા વગ્ગમાં સૂર્યની ચાર અગ્રમહિષીનાં સુરપ્રભા, આતપા, અર્ચિર્માલી અને પ્રભંકરા એ નામ અને આઠમામાં ચન્દ્રની ચાર અગ્રમહિષીનાં ચન્દ્રપ્રભા, જ્યોત્સ્નાભા, અર્ચિર્માલી અને પ્રભંકરા એ નામ દર્શાવાયાં છે.

**આવૃત્તિ ને વિવૃતિ**—મૂળ આ૦ સમિતિ તરફથી, જૈ૦ ધ૦ પ્ર૦ સભા તરફથી તેમજ ઇ. સ. ૧૯૪૦માં પ્રો. એન. વી. વૈદ્ય તરફથી છપાયેલું છે. ઇ. સ. ૧૮૮૧માં સ્તાઇનથાલ (Steinthal) દ્વારા આ અંગનો અમુક અંશ સમ્પાદિત કરાયો હતો. અભયદેવસૂરિએ નાયા૦ ઉપર વિ. સં. ૧૧૨૦માં અણહિલપુરમાં સંસ્કૃતમાં વિવૃતિ રચી છે. પ્રારમ્ભમાં એમણે કહ્યું છે અન્ય ગ્રન્થમાં જોવાયેલો જ્ઞાતાધર્મકથાંગનો અનુયોગ કહું છું. મૂળ સહિત આ વિવૃતિ આ૦ સમિતિ તરફથી પ્રસિદ્ધ થયેલી છે.

**ભાષાન્તર**—આ છઠ્ઠા અંગનો કેવળ અનુવાદ "ભ૦ મ૦ ધ૦" એ નામથી ગૂજરાત વિદ્યાપીઠ (અમદાવાદ) તરફથી "શ્રીપૂંજાભાઈ જૈન ગ્રંથમાલા–૩" તરીકે ઇ. સ. ૧૯૩૧માં પ્રસિદ્ધ થયો છે. એના અનુવાદક અધ્યાપક બેચરદાસ દોશી છે. એમણે શરૂઆતમાં ટૂંકું નિવેદન કર્યું છે, અને આ અનુવાદ ગાંધીજીને અર્પણ કર્યો છે. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે "દૃષ્ટિ અને બોધ" એવા શીર્ષકથી ૧૮ પૃષ્ઠ (પૃ. ૧૧-૨૮)ની પ્રસ્તાવના લખી છે. એ તેમજ અનુવાદકે ઐતિહાસિક, [1]ભૌગોલિક અને જૈન આચારવિષયક શબ્દો ઉપર બીજા સમ્પ્રદાયોનાં શાસ્ત્રો સાથેની તુલનાવાળાં વિસ્તૃત 'ટિપ્પણો' આપ્યાં છે. એ ટિપ્પણો આ પુસ્તકનું મહત્ત્વ વધારે છે. વિશેષમાં અનુવાદના પહેલા પૃષ્ઠની સામે મેઘકુમારના અન્તઃપુરનું વિવિધરંગી ચિત્ર પ્રાચીન હાથપોથી-

---

૧. 'અંગ' દેશ, 'ચમ્પા' નગરી, રાજગૃહ, મગધ, વૈભાર પર્વત, વિપુલ પર્વત; વારાણસી, દ્વારિકા, રૈવતક, મિથિલા, મધ્યદેશ, અહિચ્છત્રા, કામ્પિલ્ય યાને કમ્પિલા, પાણ્ડુમથુરા, હત્થકપ્પ, ઉજ્જયન્ત, હત્થિસીસ, જંબુદ્વીપ, નીલવન્ત પર્વત, શ્રાવસ્તી, અરક્ખુરી, સાકેતપુરી અને કૌશામ્બી સમ્બન્ધી ટિપ્પણ છે.

માંથી અપાયું છે. અન્તમાં 'કોશ' અપાયો છે. "જૈ૦ ધ૦ પ્ર૦ સભા" તરફથી મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર બે ભાગમાં (પહેલામાં ૧–૮ અજ્ઝયણ પૂરતું) વિ. સં. ૧૯૮૫ અને વિ. સં. ૧૯૮૬માં એમ અનુક્રમે બહાર પડ્યું છે. પ્રો. એન. વી. વૈદ્યે સુય. ૧, અ૦ ૪–૮ અંગ્રેજી અનુવાદાદિ સહિત અને અ. ૯ ને અ. ૧૬નો અંગ્રેજી અનુવાદ ટિપ્પણું અને પ્રસ્તાવના સહિત ઇ. સ. ૧૯૪૦માં છપાવેલ છે.

**સારાંશ**—સ્ટ્રાસ્બર્ગથી ઇ. સ. ૧૯૦૭માં ડબ્લ્યુ હિટ્ટમન (Hüttemann)નો Die Jñata-Erzählungen im sechsten Anga des Kanons der Jinisten નામનો જર્મન નિબન્ધ છપાયો છે. એમાં એણે આ અંગની કથાઓનો સારાંશ આપ્યો છે. સાથે સાથે એણે અન્ય સાહિત્યમાંથી સમાન કથાઓનો નિર્દેશ કર્યો છે. વિશેષમાં દસવેયાલિયનિજ્જુત્તિ પ્રમાણે ગ્નાતોની યોજના રજૂ કરી છે.

શ્રીમહાવીર-કથા (ખણ્ડ ૩)માં નાયા૦ની તેર કથાઓ ગુજરાતીમાં અપાઇ છે: તુંબડાં (૧–૬), બે કાચબા (૧–૪), બે ઇંડાં (૧–૩), નન્દીફલ (૧–૧૫), ચન્દ્રમા (૧–૧૦), રોહિણી (૧–૭), ઘોડાઓ (૧–૧૭), મલ્લિ (૧–૮), ખાઇનું પાણી (૧–૧૨), સુંસુમા (૧–૧૮), બે સાથે બાંધ્યા (૧–૨), કણ્ડરીક અને પુણ્ડરીક (૧–૧૯), તેમજ દાવદ્દવનાં ઝાડ (૧–૧૧).

---

## પ્રકરણ ૭: ઉવાસગદસા (ઉપાસકદશા)

**વિભાગ અને નામ**—સ્થાપનાની દૃષ્ટિએ આ સાતમું અંગ એક સુયક્ખંધરૂપ છે અને તેમાં દસ અજ્ઝયણો છે. ઉવાસગ એટલે ઉપાસક યાને શ્રાવક. આ આગમમાં એની ક્રિયાનું દસ અજ્ઝયણો દ્વારા પ્રતિપાદન કરાયું હોવાથી એનું 'ઉવાસગદસા' એવું નામ યોજાયું છે. આ નામ મૂળે નારીજાતિમાં બહુવચનમાં છે.

**વિષય**—મહાવીરસ્વામીના દસ ઉપાસકોના ગૃહસ્થાશ્રમની આછી

રૂપરેખા આલેખી[1] સંયમ તરફનું એમનું વલણ બતાવવાનો સૂત્રકારનો આશય છે. એકેક ઉપાસકને અંગે એકેક અજ્ઝયણ છે.

**આણંદ (આનન્દ)**—આ નામના પહેલા અજ્ઝયણમાં આનન્દ શ્રાવકની વાત છે. એણે મહાવીરસ્વામી પાસે પાંચ અણુવ્રતો અને [2]સાત શિક્ષાવ્રતો ગ્રહણ કર્યાં અને મહાવીરસ્વામીએ દરેક વ્રતના અતિચારોનું નિરૂપણ કર્યું. પછી આનન્દના કહેવાથી એની પત્ની શિવનન્દા પણ મહાવીરસ્વામી પાસે ગઇ અને ધર્મ સાંભળી એણે ગૃહસ્થધર્મ સ્વીકાર્યો. વ્રતો પાળતાં આનન્દને પૂર્વમાં 'લવણ' સમુદ્રથી માંડીને લોલુયચ્ચુય (લોલુપાચ્યુત) નરક જોઈ શકે એટલા વિશાળ પ્રમાણનું અવધિજ્ઞાન થયું. આ વિષે વાત નીકળતાં ગૌતમસ્વામીએ આવું વિશાળ અવધિજ્ઞાન ગૃહસ્થને ન હોય એમ કહ્યું, પણ પોતાનું આ કથન ખોટું છે એમ મહાવીરસ્વામી પાસેથી જાણતાં એમણે આનન્દની ક્ષમા યાચી.

**કામદેવ**—આ બીજું અજ્ઝયણ કામદેવને વિષે છે. એણે પણ આનન્દની પેઠે વ્રતો ગ્રહણ કર્યાં. એને ચલિત કરવા એક દેવે [3]પિશાચનું રૂપ વિકુર્વ્યું. એમાં એ ફાવ્યો નહિ ત્યારે એણે [4]હાથીનું અને પછી [5]સર્પનું એમ બે રૂપ વિકુર્વ્યાં. અન્તે નિષ્ફળ જતાં એણે કામદેવની પ્રશંસા કરી.

કામદેવે ઉપસર્ગ સહન કર્યા તેમ એ સહન કરવા જોઇએ એમ મહાવીરસ્વામીએ સાધુ-સાધ્વીને કહ્યું.

**ચુલણીપિય (ચુલણીપિતૃ)**—અહીં એ વાત છે કે ગૃહસ્થ ચુલણીપિયને ચલિત કરવા એક દેવ એના ત્રણ પુત્રોને વારાફરતી મારી નાખી તેનું લોહી એના ઉપર છાંટે છે. એની માતાની આવી દશા કરાતી જોઇ એ કોલાહલ કરી મૂકે છે ત્યારે એની માતા ત્યાં આવી એને શાન્ત કરે છે અને ચલિત થવા બદલ આલોચના લેવાનું કહે છે.

---

૧ H I L (Vol. II, p. 449 fn.)માં સૂચવાયું છે કે આ અંગના વિષયોનું વિસ્તૃત વર્ણન પાઇય ગાથામાં રચાયેલી "વર્ધમાનદેશના" નામની કૃતિમાં નજરે પડે છે. ૨ આમાં ત્રણ ગુણવ્રતોનો સમાવેશ કરાયો છે. ૩-૫ આ ત્રણેનું અહીં વર્ણન અપાયું છે, અને તેમાં પિશાચનું વર્ણન બહુ વિસ્તૃત છે.

**સુરાદેવ**—અહીં એ વાત છે કે સુરાદેવને એક દેવ ચલિત કરવા માટે એના શરીરમાં સોળ રોગો ઊભા કરવાની ધમકી આપે છે અને તેમાં એ ફાવે છે. એની પત્ની ધન્ના ( ધન્યા ) કોલાહલ સાંભળી દોડી આવી પોતાના પતિને શાન્ત કરે છે.

**ચુલ્લસયગ** ( ક્ષુલ્લશતક )—એક દેવ ચુલ્લસયગને એનાં વ્રત ભાંગવા કહે છે અને જો એ તેમ ન કરે તો એનો પૈસો હરી લઇ એને ભિખારી બનાવી દેવાની ત્રણ વાર ધમકી આપે છે. છેવટે એ શ્રાવક એને પકડવા દોડે છે. એ વેળા એની પત્ની આવી એને શાન્ત પાડે છે.

**કુંડકોલિય** ( કુણ્ડકોલિક )—એક દેવ ગૃહસ્થ કુણ્ડકોલિયને ગોશાલકનો મત સ્વીકારવાનું કહે છે, પણ એ એને દાખલા–દલીલથી નિરુત્તર કરે છે એ વાત અહીં આવે છે. મહાવીરસ્વામી આ ઉપાસકની પ્રશંસા કરે છે અને પોતાનાં સાધુ–સાધ્વીને એનો ધડો લેવા કહે છે.

**સદ્દાલપુત્ત** ( સદ્દાલપુત્ર )—આમાં સદ્દાલપુત્ત કુંભાર જે આજીવિક સમ્પ્રદાયનો હતો તેની વાત આવે છે. એ ગોશાલકનો ભક્ત હતો. એક દેવ એને મહાવીરસ્વામીની ઉપાસના કરવાનું કહે છે. એ ઉપરથી એ એમને વન્દન કરવા જાય છે અને પોતાને ત્યાં આવવા કહે છે. મહાવીરસ્વામી ત્યાં જાય છે અને માટીનાં પાત્રો કેમ બન્યાં તે પૂછે છે. કુંભાર એનો ઉત્તર આપે છે. એના પ્રત્યુત્તર તરીકે મહાવીરસ્વામી પૂછે છે કે પુરુષના પ્રયત્ન જેવાને સ્થાન છે કે નહિ ? કુંભાર એની ના પાડે છે ત્યારે મહાવીરસ્વામી એને પ્રશ્ન કરે છે કે આ તારાં તૈયાર થયેલાં પાત્રોને કોઇ ભાંગી નાંખે કે તારી પત્ની સાથે દુરાચાર સેવે તો તું શું કરે ? એના ઉત્તર તરીકે કુંભાર તેને મારી નાંખવા સુધીની વાત કરે છે. આ ઉપરથી નિયતિવાદની પોકળતા મહાવીરસ્વામી એને સમજાવે છે. એથી એ મહાવીરસ્વામી પાસે બાર વ્રત સ્વીકારે છે, અને એની પત્ની અગ્ગિમિત્તા ( અગ્નિમિત્રા ) પણ એના કહેવાથી તેમ કરે છે, ગોશાલક એ કુંભારને પોતાના મતમાં પાછો લાવવા આવે છે ત્યારે કુંભાર એને પ્રશ્ન પૂછે છે કે કોણ મહાબ્રાહ્મણ છે, કોણ મહાગોપ છે, કોણ મહાસાર્થવાહ છે, કોણ

મહાધર્મકથી છે અને કોણ મહાનિર્યામક છે? એના ઉત્તરમાં એ મહાવીરસ્વામીનું નામ દે છે. કુંભાર મહાવીરસ્વામી સાથે વાદવિવાદ કરવા કહે છે ત્યારે એ એમની સામે ન ટકી શકે એમ કહે છે. મહાવીરસ્વામીની પ્રશંસા ગોશાલકે કરી તે બદલ એ કુંભાર એને પીઠ, ફલક ઇત્યાદિ આપે છે.

એક વેળા એક દેવ એ કુંભારને ઉપસર્ગ કરે છે અને એની પત્નીને ઉઠાવી જવાની વાત કરે છે ત્યારે એ એને પકડવા દોડે છે. ત્યાં તો એની પત્ની એને શાન્ત પાડે છે.

**મહાસયય** (મહાશતક)—અહીં મહાસયયનો અધિકાર છે. એને તેર પત્ની છે. તેમાં રેવઈ (રેવતી) બાર સપત્નીને મારી નાંખે છે અને પોતાની સાથે ખૂબ ભોગ ભોગવવા મહાસયયને વિનવે છે, પણ એ ના પાડે છે. એ તો શ્રાવકની ૧૧ પ્રતિમા વહન કરે છે.

**નંદિણીપિય** (નન્દિનીપિતૃ)—અહીં નંદિણીપિય શાન્ત રીતે આનન્દની પેઠે પોતાનું ગૃહસ્થજીવન ગુજારે છે એ વાત છે.

**સાલિહિપિય** (સાલિહિપિતૃ)—સાલિહિપિય નંદિણીપિયની પેઠે શાન્તિથી પોતે લીધેલાં વ્રત અને **૧૧** પ્રતિમાનો નિર્વાહ કરે છે એ અહીં કહેવાયું છે.

**સંકલના**—ઉવાસગદસા આજે જે સ્વરૂપમાં મળે છે તે જોતાં પહેલા અજ્ઝયણ (પૃ. ૧૮[1])માં પણ્ણત્તિનો એટલે કે વિયાહપણ્ણત્તિ નામના પાંચમા અંગનો નિર્દેશ છે. વિશેષમાં આ અજ્ઝયણ (પૃ. ૧૫)માં જે 'પૂરણ'નો ઉલ્લેખ છે એ પાંચમા અંગ (સ. ૩, ઉ. ૨; સુ. ૧૪૩)માં છે. આ સાતમા અંગમાં 'વણ્ણઅ' શબ્દ કેટલીક વાર વપરાયેલો છે. દાખલા તરીકે પહેલા અજ્ઝયણના પ્રારમ્ભ (પૃ. ૩)માં 'નયરી' પછી અને 'ચેઇએ' પછી અને ચોથા પૃષ્ઠમાં 'રાયા'ને ઉદ્દેશીને. આ ત્રણે વર્ણનોથી શું સમજવું તેનું સ્પષ્ટીકરણ કરતાં અભયદેવસૂરિ ઓવવાઇય જોવાનું સૂચવે છે. આ વણ્ણઅ બંગાળી કવિતામાંના નિયત અંશો (clichés)નું

---

૧. આ અંક ડૉ. પી. એલ. વૈદ્ય દ્વારા સમ્પાદિત આવૃત્તિ પ્રમાણે છે.

અને સર્વાસ્તિવાદીઓના આગમોનું સ્મરણ કરાવે છે.[1] આ સાતમા અંગમાં કેટલેક સ્થળે **જાવ** શબ્દ વપરાયેલો છે. એ પાલિ સાહિત્યમાં વપરાયેલા 'પેય્યાલમ્'નું સ્મરણ કરાવે છે. એ દ્વારા સૂચિત અધ્યાહૃત ભાગ અન્યાન્ય આગમોમાં જોવાય છે. જેમકે પૃ. ૩, પં. ૪ ગત **જાવ**થી નિર્દિષ્ટ ભાગ તેમજ પૃ. ૧૫, § ૬૬માં એ પ્રમાણે સૂચવાયેલ ભાગ છઠ્ઠા અંગમાં અને એના પછીની બીજી પંક્તિમાં તેમજ પૃ. ૪, § ૩, પૃ. ૪, § ૬ અને પૃ. ૫, § ૧૧માં નિર્દેશાયેલ ભાગ ઓવવાઇયમાં નજરે પડે છે. પૃ. ૧૩, § ૫૯માં જે **જાવ** શબ્દ વપરાયો છે અને એ દ્વારા જે રથનું વર્ણન સમજી લેવાનું છે એ વર્ણન સાતમા અજ્ઝયણ (પૃ. ૫૩, § ૨૦૬)માં જોવાય છે. આથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે આ વર્ણન પહેલાં કેમ ન અપાયું? આનો ઉત્તર ટીકાકારનો ઉલ્લેખ વિચારતાં એમ આપી શકાય કે અન્ય પ્રતિઓમાં તો એ સાતમા અજ્ઝયણમાં પણ અપાયું જ નથી.

આ પ્રમાણે આ સાતમા અંગમાં પાંચમા અને છઠ્ઠા અંગના પાઠો સૂચવાય તેમાં કશો વાંધો નથી, પણ ઓવવાઇય જે પાછળથી રચાયેલું છે તેનું સૂચન તે કાલવ્યુત્ક્રમના ઉદાહરણ તરીકે લેખાય તેનું શું એમ વાંધો ઉઠાવી શકાય. આનો ઉત્તર એ અપાય કે પહેલાં એ પાંચમા અંગ જેવા કોઇ અંગમાં હશે અને પાછળથી દેવર્દ્ધિગણિએ આગમો પુસ્તકારૂઢ કર્યા ત્યારે એ સૂચનરૂપ વર્ણનોને ઓવવાઇયમાં સ્થાન અપાયું હશે. આ ઉત્તર સ્વીકારાય યા નહિ, પણ એથી કંઇ સમગ્ર સાતમા અંગની પ્રાચીનતા ઊડી જતી નથી. એમાં એવો એક ઉલ્લેખ

---

૧. H I L (Vol. II, p. 451) માં કહ્યું છે કે આ વર્ણકો લાંબા સામાસિક શબ્દોના સમૂહથી લક્ષિત એવી આલંકારિક શૈલીમાં યોજાયેલાં છે. એ આગમોના પ્રાચીન પદ્યાત્મક વિભાગોના અંશ હોય એવો પૂરેપૂરો સમ્ભવ છે. પ્રાચીનમાં પ્રાચીન ટીકાઓ એને આલંકારિક ગદ્ય ગણે છે. પ્રો. યાકોબીએ એક એમાં લાંબા છન્દના અવશેષો (traces) જોવા પ્રયત્ન કર્યો હતો કે જે છન્દ કડીઓ રચવા માટે ગોઠવાયેલો ન હતો. પ્રો. યાકોબીએ પોતે કહ્યું છે કે જોકે આ વર્ણકો છન્દોબદ્ધ છે છતાં એ કવિતા કરતાં ગદ્યને વધારે મળતાં છે શુબ્રિંગ આ છન્દને-વેઢને આર્યાનો પુરોગામી ગણે છે. જુઓ પૃ. ૩૫નું ટિપ્પણ.

જણાતો નથી કે જે આ આગમને મહાવીરસ્વામીના જીવન દરમ્યાન રચાયાની વિરુદ્ધ અનુમાન કરવા માટે આપણને પ્રેરે.

**આવૃત્તિ અને વૃત્તિ**—આ૦ સમિતિ તરફથી અભયદેવસૂરિકૃત [1]વૃત્તિ સહિત આ અંગ ઇ. સ. ૧૯૨૦માં છપાયું અને સવૃત્તિક મૂળ જૈ. આ. સભા તરફથી વિ. સં. ૧૯૭૭માં છપાયું તે પૂર્વે ઇ. સ. ૧૮૮૫–૧૮૮૮માં Bibliotheca Indicaમાં કલકત્તાથી આ અંગ ઉપર્યુક્ત વૃત્તિ તેમજ ડૉ. હર્નલકૃત અંગ્રેજી અનુવાદ સહિત છપાયું હતું. ડૉ. પી. એલ. વૈદ્યે આ અંગ શબ્દસૂચી, વર્ણકાદિવિસ્તાર, ગોશાલકના મતને અંગે વિયાહ૦નું પન્દરમું સયગ, સૂયગડ( ૨–૬ )માંનાં ૨૫ પદ્યો, સામઞ્ઞફલસુત્તનો પ્રસ્તુત ભાગ અને અંગ્રેજી ટિપ્પણો એ સહિત સમ્પાદિત કરી ઇ. સ. ૧૯૩૦માં બહાર પાડ્યું છે. મૂળ એના તેમજ વૃત્તિનાં અનુવાદ અને [2]ઉપોદ્ઘાત સહિત પં. ભગવાનદાસ હર્ષચંદ્રે વિ. સં. ૧૯૯૨માં છપાવેલ છે. અનુવાદક એઓ પોતે છે.

**ભાષાન્તર**—અધ્યાપક બેચરદાસ દોશીએ "ભગવાન મહાવીરના દશ ઉપાસકો" એ નામથી આ આગમનો અનુવાદ કર્યો છે અને એ "શ્રીપૂંજાભાઇ જૈન ગ્રંથમાલા–૪" તરીકે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ તરફથી ઇ. સ. ૧૯૩૧માં પ્રસિદ્ધ થયેલ છે. પ્રારમ્ભમાં અનુવાદકનું નાનકડું નિવેદન છે. "સત્પુરુષધર્મ" એ નામે દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરે લખેલી પ્રસ્તાવના તેમજ અનુવાદકે અન્તમાં આપેલાં ટિપ્પણો એ બે આ પુસ્તકનાં મહત્ત્વનાં અંગો છે. આ અંગ અને એની અભયદેવસૂરિકૃત ટીકાનું ગુજરાતી તેમજ હિન્દી ભાષાન્તર મૂળ સહિત શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન સંઘ ( કરાંચી ) તરફથી પ્રસિદ્ધ થયેલું છે. ડૉ. હર્નલનું અંગ્રેજી ભાષાન્તર છપાયેલું છે. એ આજે દુષ્પ્રાપ્ય છે તો એનો ઉદ્ધાર થવો ઘટે.

**લેખ**—હર્નલે Encyclopædia of Religions and Ethics

---

૧ આના અન્તમાંનો ઉલ્લેખ જોતાં જણાય છે કે નાયા૦ની ટીકાની રચના પૂર્વે આની રચના થઇ છે. ૨ આમાં મૂળનો સવિસ્તર પરિચય અપાયો છે.

( Vol. I, pp. 259-268 )માં આજીવિક સમ્પ્રદાયને વિષે અંગ્રેજીમાં વિદ્વત્તાપૂર્ણ અને વિસ્તૃત લેખ લખ્યો છે એનું શીર્ષક "Ājīvikas" રખાયું છે. આ લેખનો મુખ્યતયા શાબ્દિક અનુવાદ ગુજરાતીમાં ચુનીલાલ પુરુષોત્તમ બારોટે કર્યો છે, અને એ સમગ્ર અનુવાદ જૈ. સા સં. ( ખં. ૩, અં. ૪, પૃ ૩૩૪-૩૫૮ )માં છપાયો છે. પૃ. ૩૫૮-૩૫૯માં 'આ લેખમાં વપરાયેલા સંકેતોની સમજુતી' અપાઈ છે, જ્યારે પૃ. ૩૫૭-૩૫૮માં આજીવિકો વિષે જે છૂટાછવાયા લેખો વગેરે પ્રસિદ્ધ થયા છે તેની યાદી છે.

---

## પ્રકરણ ૮ : અંતગડદસા ને અણુત્તરોવવાઇયદસા

**નામની સાર્થકતા**—જેમણે સંસારનો અન્ત આણ્યો છે તેઓ 'અન્તકૃત્' કહેવાય છે.[૧] એમના વક્તવ્યથી યુક્ત દસ અજ્ઝયણરૂપ ગ્રન્થપદ્ધતિઓ તે 'અન્તકૃદ્દશા' છે. આના પહેલા વગ્ગ( વર્ગ )માં દસ અજ્ઝયણ છે. એને શબ્દવ્યુત્પત્તિનું નિમિત્ત ગણી આ અંગનું આ નામ પડાયું છે એમ અભયદેવસૂરિ આની વૃત્તિમાં કહે છે.

**વિભાગ**—આજે જે સ્વરૂપમાં આપણને અંતગડદસા મળે છે તેના અન્તમાં એવો ઉલ્લેખ છે કે આ એક સુયક્ખધ છે, એને આઠ વગ્ગ છે, એના આઠ દિવસમાં ઉદ્દેસ કરાય છે. પહેલા, બીજા, ચોથા, પાંચમા અને આઠમા વગ્ગમાં દસ દસ ઉદ્દેસગ, ત્રીજામાં અને સાતમામાં તેર તેર અને છઠ્ઠામાં સોળ ઉદ્દેસગ છે. આમ કુલ ૯૨[૨] ( ૫૦+૨૬+૧૬ ) ઉદ્દેસગ છે. આ અંગમાં દરેક વગ્ગના લગભગ પ્રારમ્ભમાં ગાથા દ્વારા તે તે વગ્ગનાં અજ્ઝયણોનાં નામ ગણાવાયાં છે. એ ઉપરથી ઉદ્દેસગ તે જ અજ્ઝયણ છે એમ જોઇ શકાય છે.

સમવાય ( સુ ૧૪૩ )માં આ અંગના સાત વગ્ગની નોંધ છે, જ્યારે ઉપલબ્ધ અંગમાં આઠ છે. વિશેષમાં આ સમવાયમાં તેમજ

---

૧ એઓ અન્તસમયે કેવલજ્ઞાન પામી તરત જ મોક્ષે ગયેલા છે. ૨ "પાપ, પુણ્ય અને સંયમ"ના ઉપોદ્‌ઘાતમાં ૯૩નો અંક અપાયો છે તે ભૂલ છે.

ઠાણુ ( ઠા. ૧૦; સુ. ૭૫૫ )માં એનાં દસ અજ્ઝયણોનો ઉલ્લેખ છે, જ્યારે આપણે ઉપર જોઈ ગયા તેમ ઉપલબ્ધ આગમમાં તો બાણુ અજ્ઝયણો છે. વિશેષમાં ઠાણુ ( સુ. ૭૫૫ )માં દસ અજ્ઝયણોનાં જે નામ અપાયાં છે, તે આ ઉપલબ્ધ આગમમાં છે જ નહિ અને વિશેષ વિચિત્રતા તો એ છે કે એમાંનાં કેટલાંક નવમા અંગનાં અજ્ઝયણોનાં નામ તરીકે જોવાય છે. આ ઉપરથી એમ લાગે છે કે આ અંગનું મૂળ સ્વરૂપ પૂરેપૂરૂં જળવાઇ રહ્યું નથી.

**વિષય—**પહેલા વગ્ગમાં બારવતી ( દ્વારવતી અર્થાત્ દ્વારકા )નું વર્ણન છે અને કૃષ્ણ વાસુદેવનાં પત્ની, પુત્ર વગેરેની સંખ્યા અપાયેલી છે. વિશેષમાં અન્ધકવૃષ્ણિ રાજાની ધારિણી દેવીના દસ પુત્રો નેમિનાથ પાસે દીક્ષા લઇ, બાર ભિક્ષુપ્રતિમા સેવી અને 'ગુણરત્નસંવત્સર' તપ કરી 'શત્રુંજય' ગિરિ પર જઈ અનશન કરી મોક્ષે ગયાનો અધિકાર છે.

બીજા વગ્ગમાં આ રાજારાણીના અન્ય આઠ પુત્રો વિષે પણ આવો ઉલ્લેખ છે

ત્રીજા વગ્ગમાં તેર કુમારોનો અધિકાર છે. પહેલાં અજ્ઝયણમાં કહ્યું છે કે નાગ નામના ગૃહસ્થને સુલસા નામની પત્ની છે. એનો પુત્ર અણિયસકુમાર નેમિનાથ પાસે દીક્ષા લઇ 'શત્રુંજય' ગિરિ પર એક માસની સંલેખના કરી મોક્ષે જાય છે. એનાં પછીનાં ૭ અજ્ઝયણમાં દેવકીના ૭ પુત્રો વિષે આવી હકીકત છે. આઠમા અજ્ઝયણમાં સમાન રૂપવાળા આ જ ૭ પુત્રો દેવકીને ત્યાં ભિક્ષાર્થે જાય છે અને એમને જોઈ દેવકીને અતિમુક્તક મુનિએ કહેલી વાત યાદ આવે છે કે તમને એકસરખા રૂપવાળા આઠ પુત્રો થશે. આની પ્રતીતિ માટે એ નેમિનાથ પાસે જાય છે. ત્યાં એને ખબર પડે છે કે એના જ આ ૭ પુત્રો છે અને તેને સુલસાએ ઉછેરી મોટા કર્યા છે. પછી એ પોતાના ૭ પુત્રોને વન્દન કરવા જાય છે ત્યારે એને પાનો ચડે છે. દેવકીને પુત્રની અભિલાષા થતાં કૃષ્ણ હરિણગમેષીને ઉદ્દેશીને તપ કરી એની ઇચ્છા પૂર્ણ કરે છે. દેવકીને પુત્ર થાય છે અને તેનું નામ ગજસુકુમાલ

રખાય છે. એ મોટો થતાં કૃષ્ણ એને માટે એક કન્યાને પસન્દ કરી તેને કન્યાના અન્તઃપુરમાં રખાવે છે. પણ ગજસુકુમાલ દીક્ષા લે છે અને એ જ દિવસે સ્મશાનમાં મહાપ્રતિમા અંગીકાર કરે છે. એવામાં પેલી કન્યાનો પિતા સોમિલ એને જોઈ ગુસ્સે થઇ એના માથા પર માટીની પાળ બાંધી, ચિતામાંથી અંગારા લઇ, માથા પર મૂકી, નાશી જાય છે. આ મરણાન્ત કષ્ટ ગજસુકુમાલ સમતાથી સહન કરે છે. આ તરફ કૃષ્ણ નેમિનાથને વન્દન કરવા જાય છે. એ માર્ગમાં ઇંટ ગ્રહણ કરવામાં એક વૃદ્ધને મદદ કરે છે. નેમિનાથ પાસેથી ગજસુકુમાલનો વૃત્તાન્ત જાણી કૃષ્ણ પાછા ફરે છે ત્યારે સોમિલ એને જોઇને ભયભીત બની મરી જાય છે. નવમાથી અગિયારમા અજ્ઝયણમાં દ્વારવતીના બળદેવ રાજાની ધારિણી રાણીના ત્રણ પુત્રો પૈકી એકેકનો સંક્ષેપમાં અધિકાર છે. બારમા અને તેરમા અજ્ઝયણમાં એવી રીતે વસુદેવની પત્ની ધારિણીના બે પુત્રોનો અધિકાર છે. આ પાંચે 'શત્રુંજય' ઉપર સિદ્ધ થયા છે.

ચોથા વગ્ગમાં દસ [1]યાદવકુમારોનો અધિકાર છે. એ દસે નેમિનાથ પાસે દીક્ષા લઇ, અન્તકૃત્ કેવલી થઇ, 'શત્રુંજય' ઉપર અનશન કરી મોક્ષે ગયા છે.

પાંચમા વગ્ગમાં કૃષ્ણની [2]આઠ રાણી અને એના પુત્ર શામ્બની બે પત્ની દીક્ષા લઈ મોક્ષે જાય છે એ અધિકાર છે. પહેલા અજ્ઝયણમાં દ્વારવતીનો નાશ મદિરા, અગ્નિ અને દ્વીપાયનથી થશે એમ નેમિનાથ કૃષ્ણના પ્રશ્નનો ઉત્તર આપે છે.

---

૧. આનાં નામ અનુક્રમે જાલિ, મયાલિ, ઉવયાલિ, પુરિસસેણ ( પુરુષસેન ), વારિસેણ ( વારિષેણ ), પજ્જુન્ન ( પ્રદ્યુમ્ન ), સંબ ( શામ્બ ), અનિરુદ્ધ ( અનિરુદ્ધ ), સચ્ચનેમિ ( સત્યનેમિ ) અને દઢનેમિ ( દૃઢનેમિ ) છે. પહેલા યાદવકુમાર વસુદેવ અને ધારિણીના પુત્ર છે. એ પછીના પાંચ કૃષ્ણ અને રુક્મિણીના પુત્ર છે. સાતમાના પિતા કૃષ્ણ છે અને માતા જામ્બુવતી છે. આઠમાના પિતા પ્રદ્યુમ્ન અને માતા વૈદર્ભી છે. નવમા અને દસમા યાદવકુમાર સમુદ્રવિજય અને શિવાદેવીના પુત્રો છે અને એ રીતે એઓ નેમિનાથના ભાઇ થાય છે. ૨. પઉમાવતી ( પદ્મા-

છટ્ઠા વગ્ગમાં સોળ કુમારોનો અધિકાર છે. એના ત્રીજા અજ્ઝયણમાં અર્જુનમાલી અને મુદ્ગરપાણિ યક્ષની વાત આવે છે. પન્દરમા અજ્ઝયણમાં બાલમુનિ અતિમુકતનો અધિકાર છે. એમાં એ મુનિ દીક્ષા લીધા પૂર્વે માતાપિતાને કહે છે કે હું જેને જાણું છું તેને જ જાણતો નથી અને જેને જાણતો નથી તેને જ જાણું છું. આમ આ એક કોયડા-કથા (riddle-story) છે. સોળમા અજ્ઝયણમાં વાણારસીના રાજા અલક્ખ (અલક્ષ) નેમિનાથ પાસે દીક્ષા લઈ મોક્ષે જાય છે એમ કહ્યું છે.

સાતમા વગ્ગમાં સેણિય (શ્રેણિક) રાજાની તેર રાણીની વાત આવે છે અને આઠમા વગ્ગમાં એની બીજી દસ રાણીનો અધિકાર છે. પહેલી ચાર રાણીઓ અનુક્રમે રત્નાવલી, કનકાવલી, લઘુસિંહનિષ્ક્રીડિત અને મહાસિંહનિષ્ક્રીડિત નામની તપશ્ચર્યા કરે છે. પાંચમીથી આઠમી સપ્તસપ્તમિકા, લઘુસર્વતોભદ્રા, મહાસર્વતોભદ્રા અને ભદ્રોત્તર એ પ્રતિમાનું અનુક્રમે આરાધન કરે છે. નવમી રાણી મુકતાવલી અને દસમી આયંબિલ વદ્ધમાણ (આચામ્લ વર્ધમાન) તપ કરે છે.[3]

**પાત્રોનાં નામ**—શ્રીમહાવીર-કથા(પૃ. ૪૨૬-૪૨૮)માં આ અંગમાંનાં પાત્રોનાં નામ તેમજ તેમને લગતી થોડીક વિગતો અપાઈ છે.

**વિવરણાદિ**—આ અંતગડદસા તેમજ અણુત્તરોવવાઇયદસા અને વિવાગસુય અભયદેવસૂરિકૃત વિવરણ સહિત એક ગ્રન્થરૂપે આ૦ સમિતિ તરફથી ઇ. સ. ૧૯૨૦માં પ્રસિદ્ધ થયેલાં છે. વિશેષમાં આ આઠમું અંગ તેમજ નવમું અંગ તેમજ એનો અર્થ અને એ ઉપરનાં અભયદેવસૂરિકૃત વિવરણના અર્થ તેમજ બંને અંગના સારરૂપ પ્રસ્તાવના જૈ. ધ. પ્ર. સભા તરફથી વિ. સં. ૧૯૯૦માં છપાયેલ છે. ડૉ. પી. એલ વૈદ્યે આ બન્ને અંગો શબ્દકોશ, અંગ્રેજી પ્રસ્તાવના, ટિપ્પણ અને 'સ્કન્દક-કથાનકમ્' નામના પરિશિષ્ટ સહિત ઇ. સ. ૧૯૩૨માં છપાવેલ છે. એમ. સી.

વતી), ગોરી (ગૌરી), ગંધારી (ગાન્ધારી), લક્ખણા (લક્ષ્મણા), સુસીમા (સુસીમા), જંબુવઈ (જામ્બુવતી), સચ્ચભામા (સત્યભામા), રુપ્પિણી (રુક્મિણી).

૩ આ વિવિધ તપની સ્થાપના જૈ. ધ. પ્ર. સભાવાળી આવૃત્તિમાં છે.

[1]મોદીએ આ બન્ને અંગો અંગ્રેજી પ્રસ્તાવના, અનુવાદ, ટિપ્પણ અને શબ્દકોશ સહિત સમ્પાદિત કર્યાં છે અને એ શંભુલાલ જગશી તરફથી ઈ. સ. ૧૯૩૨માં છપાયેલ છે. પ્રો. એન. વી. વૈદ્યે અંગ્રેજી પ્રસ્તાવના, અનુવાદ અને ટિપ્પણ અને શબ્દકોશ સહિત આ બે અંગો સમ્પાદિત કર્યાં છે અને એ ઇ. સ. ૧૯૩૭માં "ખડાયતા બૂકડીપો" તરફથી પ્રસિદ્ધ થયેલ છે. ડૉ. બાર્નેટે બન્ને અંગોનો અંગ્રેજી અનુવાદ કર્યો છે અને એ ઇ. સ. ૧૯૦૭માં છપાયો છે. પૂ. જૈ. ગ્રન્થ-માલામાં "પાપ, પુણ્ય અને સંયમ" એ નામનું જે પુસ્તક ઇ. સ. ૧૯૪૦માં છપાયું છે તે ૧૧મા, ૮મા અને ૯મા અંગોના છાયાનુવાદરૂપ છે.

## અણુત્તરોવવાઇયદસા ( અનુત્તરોપપાતિકદશા )

**વિભાગ**—આજે ઉપલબ્ધ થતા અણુત્તરોવવાઇયદસામાં ત્રણ વગ્ગ છે. પહેલામાં દસ, બીજામાં તેર અને ત્રીજામાં દસ એમ એકંદર તેત્રીસ અજ્ઝયણ છે. ઠાણ (ઠા. ૧૦; સુ. ૭૫૫)માં તેમજ સમવાય ( સુ. ૧૪૪ )માં આ અંગનાં દસ અજ્ઝયણો છે એવો ઉલ્લેખ છે. ઠાણમાં આપેલાં દસ અજ્ઝયણનાં નામમાંથી ત્રણ નામ ત્રીજા વગ્ગમાં છે.

**વિષય**—પહેલા વગ્ગમાં શ્રેણિક રાજાના દસ પુત્રો પૈકી એકેકનો એકેક અજ્ઝયણમાં અધિકાર છે. સાત પુત્રોની માતા ધારિણી છે, બીજા બેની ચેલ્લણા છે અને છેલ્લાની નન્દા છે. દસે પુત્રો મહાવીરસ્વામી પાસે દીક્ષા લઇ કાળ કરી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા છે.

બીજા વગ્ગમાં એ વાત છે કે શ્રેણિક રાજા અને ધારિણી રાણીના તેર પુત્રોએ મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી અને કાળ કરી તેઓ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા છે.

ત્રીજા વગ્ગમાં ધન્ન ( ધન્ય )નો અધિકાર છે. આ મુનિની તપસ્યાની પ્રશંસા મહાવીરસ્વામીએ કરી છે. એમની એ તપસ્યા એટલી બધી તીવ્ર

---

૧ કાલવ્યુત્ક્રમનો પ્રશ્ન એમણે પ્રસ્તાવના (પૃ. ૨૩)માં ઉઠાવ્યો છે અને વિયાહ૦ ( સ. ૨, ઉ. ૧; સુ. ૧ )ના ઉપરની અભયદેવસૂરિકૃત વૃત્તિ ( પત્ર ૧૨૪ )માંથી સ્કન્દકને લગતું અવતરણ આપી એ ન મનાય એમ કહ્યું છે.

હતી કે એમનું શરીર હાડપિંજર બની ગયું હતું. આનું આબેહુબ વર્ણન અહીં કરાયું છે. એ મુનિ 'વિપુલાચલ' પર અનશન કરી કાળ કરી સર્વાર્થસિદ્ધ નામના સર્વોત્તમ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા છે. બીજા [1] નવ જણનો પણ વૃત્તાન્ત આવો છે.

**પાત્રોનાં નામ**—આ અંગમાંનાં કેટલાંક પાત્રોનાં નામ શ્રીમહાવીર-કથા ( પૃ. ૪૨૫ )માં અપાયાં છે.

**સારાંશ**—વીરસંવત્ ૨૪૪૯માં છપાયેલા શીઘ્રબોધ ( ભા. ૧૭–૨૨ )માં જેમ પૃ. ૧–૪૩માં સાતમા અંગનો જ્ઞાનવિજયજીએ કરેલો હિંદી સારાંશ છે તેમ પૃ. ૪૪–૯૩માં આ આઠમા અંગનો અને પૃ. ૯૪–૧૦૭માં નવમા અંગનો છે.

---

## પ્રકરણ ૯ : પણ્હાવાગરણ ને વિવાગસુય

**નામ અને વિભાગ**—પ્રશ્નો ( પણ્હ ) અને તેનું સ્પષ્ટીકરણ ( વાગરણ ) રજૂ કરનારો ગ્રન્થ તે 'પણ્હાવાગરણ' એમ આ અંગના નામનો શબ્દાર્થ છે. એમાં બે દાર( દ્વાર )રૂપ બે વિભાગ છેઃ ( ૧ ) આસવ–દાર ( આશ્રવ–દ્વાર ) અને ( ૨ ) સંવર–દાર ( સંવર–દ્વાર ). આ બંનેમાં પાંચ પાંચ અજ્ઝયણ છે. નંદીમાંના આ નામના ગ્રન્થમાં ૧૦૮ પ્રશ્નો, ૧૦૮ અપ્રશ્નો, ૧૦૮ પ્રશ્નાપ્રશ્નો, વિદ્યાતિશયો, તેમજ નાગકુમાર અને અન્ય ભવનપતિઓની સાથે મુનિઓની વાતચીત હોવાનો ઉલ્લેખ છે. આથી એમ કહી શકાય કે વિદ્યાઓ, મન્ત્રો અને અતિશયોને લગતો વિભાગ આજે લુપ્ત બન્યો છે. આ ઉપલબ્ધ અંગ એક સુયક્ખંધરૂપ છે, એમાં એકસરા દસ અજ્ઝયણો છે ને દસ દિવસમાં એનો ઉદ્દેશ કરાય છે એમ અન્તમાં ઉલ્લેખ છે.

---

૧. એમનાં નામ સુનક્ખત્ત ( સુનક્ષત્ર ), ઇસિદ્દાસ ( ઋષિદાસ ), પેલ્લઅ ( પેલ્લક ), રામપુત્ત ( રામપુત્ર ), ચંદિમા ( ચન્દ્રમસ્ ), પિટ્ઠ ( પૃષ્ઠ ), પેઢાલપુત્ત ( પેઢાલપુત્ર ), પુટ્ટિલ ( પુષ્ટિલ ) અને વેહલ્લ ( વિહલ્લ ) છે. આ નવનાં તેમજ ધન્નના નામ ઉપરથી દસ અજ્ઝયણનાં નામ પડાયાં છે.

**વિષય**—આસ્રવ-દ્વારમાં હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ ને પરિગ્રહ વિષે વિસ્તારથી ઊહાપોહ કરાયો છે. આ હિંસાદિ પાંચે અવ્રતનાં ત્રીસ ત્રીસ નામો અહીં અપાયાં છે. અન્તમાં ઉપસંહારરૂપે પાંચ પદ્યો છે. સંવર-દ્વારમાં અહિંસાનાં સાઠ નામો અપાયાં છે. આ સાર્વભૌમ મહાવ્રત ઉપરાન્ત બીજાં ચાર મહાવ્રતો વિષે અહીં વિસ્તૃત હકીકત અપાઈ છે. વિશેષમાં પાંચે મહાવ્રતો પૈકી પ્રત્યેકની પાંચ પાંચ ભાવનાનું પણ નિરૂપણ છે.

**વિવરણાદિ**—આ દસમા અંગ ઉપર અભયદેવસૂરિએ સંસ્કૃતમાં વિવૃતિ રચી છે અને એનું 'નિર્વૃતિ' કુળના દ્રોણસૂરિએ સંશોધન કર્યું છે. મૂળ સહિત આ વિવૃતિ આ૦ સમિતિ તરફથી ઇ. સ. ૧૯૧૯માં પ્રસિદ્ધ થઈ છે. આ અંગ ઉપર જ્ઞાનવિમલસૂરિએ સંસ્કૃતમાં [1]વિવરણ રચ્યું છે. એનો પ્રથમાદર્શ સુખસાગરે તરણિપુર( સુરત )માં તૈયાર કર્યો હતો. આ વિવરણ મૂળ સહિત બે ખણ્ડમાં "મુક્તિવિજયજી જૈન ગ્રન્થમાલા "માં ગ્રન્થાંક ૭ અને ૯ તરીકે વિ. સં. ૧૯૯૩ અને વિ. સં. ૧૯૯૫માં અનુક્રમે પ્રસિદ્ધ થયું છે.[2] આસ્રવ-દ્વાર પૂરતો વિભાગ ગુજરાતી અનુવાદ સહિત નગીનદાસ નેમચંદ શાહ તરફથી વિ. સં. ૧૯૯૮માં પ્રસિદ્ધ થયો છે. એના અન્તમાં એમાં જ્ઞાનવિમલસૂરિકૃત વિવરણનો લાભ લેવાયાનો ઉલ્લેખ છે.

## વિવાગસુય ( વિપાકશ્રુત )

**નામ અને વિભાગ**—પાપ અને પુણ્યના વિપાકને-ફળને લગતું આ અંગ હોવાથી આનું આ નામ સાર્થક છે. એમાં બે સુયક્ખંધ છે. પહેલાનું નામ 'દુહવિવાગ' ( દુઃખવિપાક ) છે અને બીજાનું 'સુહવિવાગ' ( સુખ-વિપાક ) છે. દુહવિવાગમાં તેમજ સુહવિવાગમાં દસ દસ અજ્ઝયણ છે. બીજો સુયક્ખંધ પહેલાની અપેક્ષાએ ઘણો નાનો છે. ઠાણ ( ઠા.

---

૧ આમાં પ્રાસંગિક શ્લોકો પુષ્કળ છે. લબ્ધિસ્તોત્ર અને પિંડનિજ્જુત્તિનો સંક્ષેપમાં આ વિવરણમાં સમાવેશ કરાયો છે. ૨ આ આવૃત્તિ તૈયાર કરવામાં ગંગવિજયના શિષ્ય નયવિજયે વિ. સં. ૧૭૯૩માં એટલે વિવરણકાર કાળધર્મ પામ્યા ત્યાર બાદ વીસ વર્ષે લખેલી હાથપોથીનો ઉપયોગ કરાયો છે.

૧૦; સુ. ૭૫૫ )માં જે દસ અજ્ઝયણવાળા કમ્મવિવાગદસા નામના ગ્રન્થનો ઉલ્લેખ છે તે દુહવિવાગ છે. એમાં કેવળ અજ્ઝયણનાં નામમાં ફેર છે; બાકી વસ્તુ તો એ જ છે.

**વિષય**—દુહવિવાગના પહેલા **મિયાપુત્ત**(મૃગાપુત્ર)ના અજ્ઝયણમાં મિયાપુત્તનો અધિકાર છે. એ જન્મથી જ આંધળો, મૂગો, બહેરો ને ઠૂઅડો જન્મ્યો હતો. એને હાથ, પગ વગેરે ન હતાં પરન્તુ તેનો આકારમાત્ર હતો. આ પ્રમાણેની એની અવસ્થા એણે પૂર્વ ભવમાં આચરેલાં પાપને આભારી હતી. એ પાંચસે ગામનો સૂબો હતો ત્યારે ભારે કર નાંખીને, ખોટા લાગા ઊભા કરીને, ધાડો પડાવીને, આગ લગડાવીને અને વણજારાઓને અને સંઘોને લૂંટીને એ લોકોને ખૂબ રંજાડતો હતો. એ લાંચીઓ હતો. એનું નામ 'ઇક્કાઇ' હતું. એ મરીને નારક થયો અને ત્યાંથી મિયાપુત્ત તરીકે જન્મ્યો. ગૌતમસ્વામી એને જોવા ગયા હતા.

**ઉજ્ઝિયઅ** ( ઉજ્ઝિતક )—આમાં ઉજ્ઝિયઅની કથા છે. કામજ્ઝયા ( કામધ્વજા ) નામની ગણિકાના વર્ણનથી આની શરૂઆત થાય છે. એ બોત્તેર કળામાં અને ગણિકાને લગતા ચોસઠ ગુણોમાં કુશળ હતી અને અઢાર 'દેશી' ભાષાની જાણકાર હતી. એ હજાર ગણિકાઓની અગ્રેસર હતી. રાજાએ એને પોતાની ઉપપત્ની બનાવી અને ઉજ્ઝિતકને એને ત્યાં જવાની મનાઈ કરી, છતાં એ જતો. એક દહાડો રાજાએ એને ત્યાં જોયો અને એણે તેના વધ માટે આજ્ઞા કરી.

ઉજ્ઝિતક પૂર્વ ભવમાં ફાંસો નાંખી જાનવર પકડતો હતો. એને ઉપ્પલા (ઉત્પલા) નામે પત્ની હતી. એ ગર્ભવતી બનતાં એને દોહગ ઉત્પન્ન થયો કે ગાય, બળદ વગેરેનાં અવયવો રાંધી, તળી, ભૂંજી, સૂકવી અને મીઠું ચડાવી સુરા, મધુ, મેરક ( ? તાડી ), જાતિ ( મદ્ય ), [1]સીધુ અને [2]પ્રસન્ના ઇત્યાદિ સાથે ખાવાં. એના પતિએ એનો એ દોહદ પૂરો કર્યો.

---

૧–૨. દારૂની જાત છે. "પાપ, પુણ્ય અને સંયમ" (પૃ. ૨૩)માં આના ગોળની રાબમાંથી બનાવેલ દારૂ ને દ્રાક્ષાદિનો દારૂ એમ અનુક્રમે અર્થ અપાયા છે.

**અભગ્ગસેન** ( અભગ્નસેન )—વિજયસેન ચોરને અભગ્ગસેન નામે પુત્ર હતો. એના હાથ તળે પાંચસે ચોર હતા. એ બહુ અધર્મી, કુશીલ અને અનાચારી હતો. રાજા એને એક વાર ફોસલાવી પકડી લે છે. પછી ચકલે ચકલે એનાં સગાંવહાલાંને કાપી નાંખી તેમનાં માંસના કટકા એને ખવડાવવામાં આવે છે અને એને મારવામાં આવે છે. આ ચોર પૂર્વ જન્મમાં જાતજાતનાં પ્રાણીઓનાં ઈંડાંનો વેપાર કરતો હતો અને ખૂબ ઈંડાં ખાતો હતો અને દારૂ પીતો હતો.

**સગડ** ( શકટ )—અહીં સગડનો અધિકાર છે. એ નિરાધાર બનતાં વ્યસની બન્યો અને એ એક ગણિકાની સાથે ભોગ ભોગવવા લાગ્યો. એ નગરના રાજાના મન્ત્રીએ એને ત્યાંથી હાંકી કઢાવી ગણિકાને પોતાની રખાત બનાવી; તેમ છતાં સગડ એને ત્યાં એક દિવસ ગયો. મન્ત્રીએ એને પકડ્યો ને રાજાની પરવાનગી લઈ એણે એ સગડને તેમજ ગણિકાને રીબાવી રીબાવીને મારી નાંખવાની આજ્ઞા કરી. પૂર્વ જન્મમાં એ સગડ છાગલિક ( ભરવાડ ) હતો અને એ અનેક જાતનાં જાનવરોનાં માંસ વેચતો હતો અને ખાતો હતો. એ દારૂડિયો પણ હતો.

**બહસ્સઇદત્ત** ( બૃહસ્પતિદત્ત )—બહસ્સઇદત્ત એ જિયસત્તુ ( જિતશત્રુ ) રાજાનો પુરોહિત હતો. એ રાજાનું રાજ્યબળ વધે એ ઇરાદાથી એ પુરોહિત ચારે વર્ણના એકેક છોકરાને પકડાવી જીવતો–જીવત તેની છાતી કપાવી એમાંથી માંસપિણ્ડ કાઢી રાજાને માટે શાન્તિહોમ કરતો. આઠમે અને ચૌદસે એવા બબ્બે છોકરાનાં, ચાર માસ પૂર્ણ થતાં ચચ્ચારનાં, છ માસ પૂરા થતાં આઠ–આઠનાં અને વર્ષ પૂર્ણ થતાં સોળ–સોળનાં હૃદયનો એ હોમ કરતો. એ મરીને નરકે ગયો અને ત્યાંથી નીકળી સોમદત્ત પુરોહિતના પુત્ર તરીકે જન્મ્યો. એનું નામ બહસ્સઇદત્ત રખાયું. ઉદયન રાજાએ એને પુરોહિત બનાવ્યો. અને પોતે અન્તઃપુરમાં હોય તો ત્યાં આવવાની છૂટ આપી. એ રાણી સાથે ભ્રષ્ટ બન્યો અને પકડાતાં એને કમોતે મારી નાંખવાનો રાજાએ હુકમ કર્યો.

**નંદિસેણ** (નન્દિસેન)—નંદિસેણ એ રાજાનો પુત્ર હતો. એ સાઠ

વર્ષનો થયો તો પણ રાજા જીવતો હોવાથી એને રાજગાદી મળી નહિ એટલે એણે રાજાના હજામને કહ્યું કે તું રાજાના ગળામાં અસ્ત્રો ખોસી એને મારી નાંખશે તો તને હું અડધું રાજ્ય આપીશ. હજામે હા તો પાડી પણ ગભરાઇ જતાં રાજાને એણે કહી દીધું. એ ઉપરથી રાજાએ પુત્રને પકડી મંગાવી તેને મારી નાંખવાની સજા ફરમાવી. આ રાજપુત્ર પૂર્વ ભવમાં ચારગપાલઅ (ગુપ્તિપાલ) હતો ત્યારે અપરાધીને ફરમાવાયેલી સજાઓનો ક્રૂર અને નિષ્ઠુરપણે અમલ કરતો હતો. કમકમાટી ઉત્પન્ન થાય એવું એનું અહીં વર્ણન છે.

**ઉંબરદત્ત**—(ઉમ્મરદત્ત) અહીં ઉંબરદત્તની વાત છે. એ પૂર્વ ભવમાં ધન્વન્તરિ વૈદ્ય હતો અને જાતજાતનાં માંસ ખાવાનું એ રોગીઓને કહેતો. મરીને એ નરકે ગયો. ત્યાંથી એ સાગરદત્ત સાર્થવાહના પુત્ર તરીકે ઉત્પન્ન થયો. એક વેળા તેને સોળ રોગ થયા.

**સોરિયદત્ત** (શૌરિકદત્ત)—અહીં સોરિયદત્ત નામના માછીની કથા છે. એ સુકલકડી, ભૂખ્યો, હાડપિંજર જેવો માછી ગળામાં માછલીનો કાંટો ચોંટી ગયો હોવાથી દુઃખી દુઃખી થઇ ગયો હતો. એ પૂર્વ જન્મમાં મિત્ર નામના રાજાનો સિરીઅ (શ્રીદ) નામનો રસોઇઓ હતો. એ રાજા માટે જાતજાતનાં પશુપંખીનાં માંસ વિવિધ રીતે રાંધતો અને એ પોતે પુષ્કળ ખાતો અને દારૂ પીતો. મરીને એ નરકે ગયો અને ત્યાંથી નીકળી સમુદ્દદત્ત (સમુદ્રદત્ત)ની પત્નીના પેટે પુત્ર તરીકે ઉત્પન્ન થયો. સોરિય (શૌરિક) નામના યક્ષની ઉપાસના કરવાથી એનો જન્મ થયો હોવાથી એનું નામ 'સોરિયદત્ત' રખાયું.

**દેવદત્તા**—આમાં દેવદત્તાની કથા છે. એનો પતિ રાજા હતો. એ પોતાની માતાની ખૂબ ભક્તિ કરતો એટલે પત્ની સાથે ભોગ ભોગવવા એને પૂરતો સમય મળતો નહિ. આથી દેવદત્તાએ એક વેળા મદ્યપાન કરીને ઘસઘસાટ ઊંઘતી એની સાસુની ગુદામાં ખૂબ તપાવેલો લોઢાનો સળિયો ખોસી દીધો. સાસુએ મરતાં મરતાં ચીસ પાડી એટલે દાસીઓ આવી પહોંચી. તેમણે દેવદત્તાને નાસતી જોઇ રાજાને ખબર આપી. એ

ઉપરથી રાજાએ દેવદત્તાને શૂળીએ ચડાવવાની આજ્ઞા કરી.

દેવદત્તા પૂર્વ ભવમાં સિંહસેન નામનો રાજા હતો. એને ૫૦૦ રાણીઓ હતી. એ સામા (શ્યામા) નામની રાણીમાં એટલો બધો આસક્ત રહેતો કે બીજી બધી રાણીઓએ પોતપોતાની માતાને ખબર આપી. તેમણે શ્યામાને મારી નાંખવાની યોજના ઘડી. એ વાતની શ્યામાને ખબર પડતાં તે [1]કોપગૃહમાં ગઇ. રાજા ત્યાં ગયો અને તેને સમજાવી. પછી રાજાએ સો થાંભલાવાળું [2]કૂટાગાર તૈયાર કરાવ્યું, અને પોતાની ૪૯૯ સાસુઓને નિમંત્રણ આપી તેમાં ઉતારો આપ્યો. મધરાતે રાજાએ એ કૂટાગારને આગ લગાડી અને સાસુઓના પ્રાણ લીધા.

અંજૂ—આમાં શૂળની વેદનાથી પીડાતી અંજૂ નામની રાણીની વાત છે. એ પૂર્વ ભવમાં ગણિકા હતી. વશીકરણાદિ પ્રયોગ વડે રાજા-રજવાડાં વગેરેને વશ કરી એ તેમની સાથે ખૂબ ભોગ ભોગવતી હતી. એ મરીને નરકે ગઇ. ત્યાંથી એ એક શેઠને ત્યાં પુત્રી તરીકે અવતરી. એનું નામ 'અંજૂ' રખાયું. એ મોટી થતાં એ ગામના રાજાના જોવામાં આવી અને એ એની સાથે પરણ્યો.

આમ જે દસ પાપીઓની અહીં કથા છે તે સૌમાં કાલાન્તરે સત્સંગથી સદ્‌ભાવ જાગે છે, અને એના પ્રભાવે આગળ ઉપર એ બધાં મુક્તિનાં અધિકારી બને છે.

બીજા સુયક્ખંધમાં પહેલા અજ્ઝયણમાં સુબાહુની કથા વિસ્તારથી અપાઇ છે. બાકીની નવ કથામાં સામાન્ય વિગતોમાંના ફેરફારોનું સૂચન છે. બધી કથામાં મુનિવરને ભિક્ષા આપી પુણ્ય ઉપાર્જન કરવાની વાત આવે છે. સુબાહુ રાજકુમાર છે. એ મહાવીરસ્વામીનો ધર્મોપદેશ સાંભળી બાર વ્રતો લે છે. પૂર્વ ભવમાં એણે સુદત્ત મુનિનો અન્નપાન વડે સત્કાર કર્યો હતો.

---

૧ રાણી રિસાય ત્યારે જે ઓરડામાં ભરાઇ બેસે તે. ૨ જેમાં મરજી મુજબ સમાઈ શકાય કે જેને બંધ કરી શકાય કે બાળી શકાય એવો છૂપાં બારીબારણાં અને ભોંયરાંવાળો મહેલ.

**તુલના**—HIL ( Vol. II, p. 452 )માં સૂચવાયું છે કે આ અંગમાંની કથાઓ બૌદ્ધોની અવદાન-શતક અને કર્મ-શતકમાં અપાયેલી કથાઓની રીત પ્રમાણેની છે.

**પાત્રોનાં નામ**—શ્રીમહાવીર-કથા( પૃ. ૪૨૪-૫ )માં આ અંગમાંનાં પાત્રોનાં નામ અપાયાં છે. એમાં નગર અને દેશનાં નામ પણ છે.

**વિવરણ**—વિવાગસુય પર અભયદેવસૂરિએ વૃત્તિ રચી છે. એ મૂળ સહિત આ૦ સમિતિ તરફથી ઇ. સ. ૧૯૨૦માં પ્રસિદ્ધ થઇ છે. મૂળ અંગ્રેજી પ્રસ્તાવના, ટિપ્પણ, શબ્દકોશ, અને વર્ણકાદિ વિસ્તાર સહિત ડૉ. પી. એમ. વૈદ્યે ઇ. સ. ૧૯૩૩માં છપાવ્યું છે. અંગ્રેજી પ્રસ્તાવના, અનુવાદ, ટિપ્પણ, શબ્દકોશ અને ઉપર્યુક્ત સંસ્કૃત વૃત્તિ સહિત આનું સમ્પાદન કાર્ય વી. જે. ચોકસીએ અને એમ. સી. મોદીએ કર્યું છે અને એ ગૂર્જર ગ્રન્થરત્નકાર્યાલય તરફથી ઇ. સ. ૧૯૩૫માં છપાયેલ છે. એ. ટી ઉપાધ્યેએ મૂળ અંગ અંગ્રેજી અનુવાદ, ટિપ્પણ અને પ્રસ્તાવના સહિત તૈયાર કરી ઇ. સ. ૧૯૩૫માં છપાવ્યું છે.

---

## પ્રકરણ ૧૦ : ઓવવાઇય ને રાયપસેણિય

**ઉવંગની વ્યવસ્થા**—દિટ્ઠિવાય નામના બારમા અંગનો ઉચ્છેદ ગયેલો હોવાથી અને ઉવંગો અંગો સાથે સમ્બદ્ધ હોવાથી હવે એનો વિચાર કરાય છે. તત્ત્વાર્થાધિ૰( અ. ૧, સૂ. ૨૦ )ના ભાષ્યની ટીકા-( પૃ. ૯૩ )માં સિદ્ધસેનગણિ કહે છે કે ગણિપિટકરૂપ ગ્રન્થમાં છૂટીછવાઈ બાબતોને ગુંચવાયેલી સ્થિતિમાં જોઇને [1]ગણધરોએ અને એમના શિષ્ય વગેરેએ આ આવડા ગ્રન્થમાં કેમ માશે એમ વિચારી આ અંગ આચાર છે, આ એનું ઉપાંગ છે એવી વ્યવસ્થા કરી.[2] પણ્ણવણા એ વીરસંવત્ ૩૭૬માં સ્વર્ગે સંચરેલા આર્ય શ્યામની કૃતિ ગણાય છે. બાકી બધાં ઉવંગો માટેના કર્તાનાં નામ જાણવામાં નથી.

---

૧ સમુદાયના નાયક. ૨ આ સમ્બન્ધમાં હરિભદ્રસૂરિ તત્ત્વાર્થાધિ૰ની ટીકા ( પત્ર ૭૬ )માં કહે છે કે જ્યાં આચારાદિરૂપ અર્થ સમાપ્ત થાય છે તે આચારાદિ છે, અને જ્યાં વિચિત્ર અન્ય અર્થ છે તે રાજપ્રસેનકીયાદિ ઉપાંગ છે.

**વિષય**—સિદ્ધસેનગણિએ ઔપપાતિક (પા. [1]ઓવવાઇય) તેમજ રાજપ્રસેનકીય (પા. રાયપસેણિય)નો ઉપાંગ તરીકે ઉલ્લેખ કર્યો છે.[2] નંદી અને પક્ખિયસુત્તમાં આ બન્નેને ઉક્કાલિય સુય ગણેલાં છે. આયારના ઉવંગ તરીકે ઓવવાઇયનો નિર્દેશ કરાય છે. આમાં ચમ્પા નગરી, પૂર્ણભદ્ર ચૈત્ય, એની આસપાસનો વનખંડ, એમાં રહેલું અશોક વૃક્ષ, ભંભસાર (બિમ્બિસાર) ઉર્ફે શ્રેણિકના પુત્ર કૂણિય (કૂણિક) યાને બૌદ્ધો પ્રમાણે અજાતશત્રુ રાજા અને એની ધારિણી રાણી એ બધાંનાં વર્ણનો પ્રારમ્ભમાં છે. 'જાવ' શબ્દોથી અન્ય આગમોમાં આ ઉવંગની ભલામણ કરાઇ છે એ ઉપરથી આ આગમ સૌથી પહેલું કે આયાર પછી તરત જ પુસ્તકારૂઢ કરાયું હશે એમ લાગે છે.

આ પહેલા ગણાતા ઉવંગમાં મહાવીરસ્વામીનું ચમ્પામાં સમવસરણ થયું અને કૂણિય રાજા એમને વન્દન કરવા સપરિવાર ગયા એ હકીકત અપાઇ છે. મહાવીરસ્વામીના શ્રમણોની વિવિધ તપશ્ચર્યાનો તેમજ તપના બાર પ્રકારનો અને એના ઉપપ્રકારોનો અહીં ઉલ્લેખ છે. દેવો અને દેવીઓનું એમના સમવસરણમાં આગમન અહીં વર્ણવાયું છે[3]. મહાવીર-સ્વામીની દેશના એ આધુનિક વિદ્વાનો દ્વારા 'સમોસરણ' તરીકે ઓળખાવાતા આ ઉવંગના પૂર્વાર્ધની છેલ્લી બાબત ગણાય. આ પૂર્વાર્ધમાં એકથી એકસઠ સુત્ત છે. તેમાં ૫૭મા સુત્તમાં સાધુઓનાં અને શ્રાવકોનાં વ્રત વિષે ઉલ્લેખ છે.

ઇન્દ્રભૂતિ મહાવીરસ્વામી પાસે આવી એમને વિવિધ પ્રશ્નો પૂછે છે એ હકીકતથી ઉત્તરાર્ધની શરૂઆત થાય છે. ૭૪મા સુત્તમાં [4]જાતજાતના

---

૧ નંદી (સુ. ૪૪)માં આનો 'ઉવવાઇય' તરીકે અને પક્ખિયસુત્ત (પત્ર ૬૧ આ)માં 'ઓવાઇય' તરીકે ઉલ્લેખ છે. ૨ જુઓ તત્ત્વાર્થાધિ૦ (અ. ૬, સૂ. ૧૪)ની ટીકા (ભા. ૨, પૃ. ૨૭) અને અ. ૧, સૂ. ૨૦ની ટીકા (ભા. ૧, પૃ. ૯૪). ૩ ૩૮મા સુત્તમાં દેવીઓનું–અપ્સરાઓનું વર્ણન છે. ૪ આ યાદી વિયાહ૦ (સ. ૧૧, ઉ. ૯; સુ. ૪૧૭)માં અક્ષરશઃ મળે છે, તેમ છતાં ત્યાં આની ભલામણ કરાઇ નથી, જો કે આ જ સુત્તમાં આગળ ઉપર "जहा उववाइए" એવી ભલામણ છે.

તાપસોની અને ત્યાર પછીથી છેક સોમા સુત્ત સુધી અમ્બડ વગેરે અનેક પરિવ્રાજકોની વાત આવે છે. આના પછી અમ્બડના દઢપઇણ્ણ (દૃઢપ્રતિજ્ઞ) તરીકેના જન્મની હકીકત અપાઇ છે. ત્યાર બાદ કેવલજ્ઞાનીઓએ કરેલા સમુદ્ઘાત તેમજ સિદ્ધોના નિવાસસ્થાન અને તેમની સ્થિતિ વિષે ઉલ્લેખ છે. સુ. ૧૬૮–૧૮૯[1] ૨પદ્યમાં છે અને એ ઉત્તરાર્ધનો અન્તિમ ભાગ છે. આમ દેવ અને નારક તરીકેનાં જન્મ ( ઉપપાત ) અને મોક્ષ-ગમન એ આ ઉવંગના મુખ્ય વિષય છે.

**વિવરણાદિ**—મુખ્યતયા ગદ્યમાં રચાયેલું આ ઉવંગ શબ્દકોશ સાથે ઇ. લૉયમન દ્વારા રોમન લિપિમાં ઇ. સ. ૧૮૮૩માં સમ્પાદિત કરાયું હતું.[3] અભયદેવસૂરિની ટીકા અને અમૃતચન્દ્રસૂરિના બાલાવબોધ સહિત આ આગમ વિ. સં. ૧૯૩૬માં[4] અને ઉપર્યુક્ત ટીકા સાથે એ ઇ. સ. ૧૯૩૬માં[5] પ્રસિદ્ધ થયેલ છે, જ્યારે કેવળ મૂળ આર્હત મત પ્રભાકરના સપ્તમ મયૂખ તરીકે ઇ. સ. ૧૯૩૧માં પ્રો. એન. જી. સુરુ દ્વારા સમ્પાદિત થઈ બહાર પડ્યું છે. આ આગમનાં છેલ્લાં કેટલાંક પદ્યોનું શુબ્રિંગે જર્મનમાં ભાષાન્તર કર્યું છે[6] અને એ ઉપરથી એનું અંગ્રેજી ભાષાન્તર HIL ( Vol. II, pp. 454–5 )માં અપાયું છે. વિ. સં. ૧૬૫૯-ની આસપાસમાં મેઘરાજે ઓવવાઇય તેમજ રાયપસેણિય ઉપર બાલાવ-બોધ રચેલ છે.

## રાયપસેણિય ( રાજપ્રશ્નીય )

**નામ અને અર્થ**—સૂયગડના ઉવંગ તરીકે ઓળખાવાતા આ આગમનાં વિવિધ નામો છે. નંદીની મુદ્રિત આવૃત્તિ( સુ. ૪૪ )માં 'રાયપસેણિય' નામ છે,[7] જ્યારે એની કેટલીક હાથપોથીમાં 'રાયપસેણઇઅ'

૧ વીસવીસિયાની વીસમી વીસિયાનાં ૨–૨૦ પદ્યો આની સાથે સરખાવવાં જેવાં છે. ૨ ૪૯મા સુત્તમાં બે સંગ્રહગાથા છે, ૫૬મા સુત્તના અન્તમાં ૭ પદ્યો છે, અને ૭૬મા સુત્તમાં બે પદ્યો છે. ૩ જુઓ AKM (VIII, 2). ૪ જુઓ પૃ. ૧૬. ૫ જુઓ પૃ. ૧૭. ૬ જુઓ Die Jainas ( Rel. Leseb ), p. 29f. ૭ આ હિસાબે આ આગમ વિક્રમની પાંચમી સદી કરતાં પ્રાચીન ગણાય.

એવું નામ જોવાય છે. પકિખયસુત્તમાં આનો ' રાયપ્પસેણઇય ' તરીકે અને વિયાહ૦( સુ. ૧૩૩ )માં તેમજ આવસ્સયચુણ્ણિ( ભા. ૧, પત્ર ૧૪૨ )માં ' રાયપ્પસેણઇજ્જ ' તરીકે ઉલ્લેખ છે. સિદ્ધસેનગણિએ અને હરિભદ્રસૂરિએ એને ' રાજપ્રસેનકીય ' તરીકે, વાદી દેવસૂરિના ગુરુ મુનિચન્દ્રસૂરિએ ' રાજપ્રસેનજિત ' તરીકે, અભયદેવસૂરિએ [1]' રાજપ્રશ્નકૃત ' તરીકે અને મલયગિરિસૂરિએ 'રાજપ્રશ્નીય' તરીકે ઓળખાવેલ છે.

આ આગમમાં [2]પએસી ( પ્રદેશી ) રાજા કેસી ( કેશી ) ગણધરને પ્રશ્ન પૂછે છે એ હકીકતને અનુલક્ષીને ' રાજપ્રશ્નીય ' નામ યોજાયું છે એમ મલયગિરિસૂરિ આ આગમની વૃત્તિમાં કહે છે. એ ઉપરથી એમણે આનું પાઇય નામ ' રાયપસેણીઅ ' કલ્પ્યું હોય એમ લાગે છે. દીઘનિકાયના સુત્તપિટકમાં પાયાસિસુત્તમાં પસેનદીઅ( પ્રસેનજિત ) રાજાએ આપેલા રાજદેય ભાગને પાયાસી રાજા ભોગવે છે એ હકીક્ત આવે છે. એટલે આ આગમની કોઇ પ્રાચીન વાચનામાં પ્રસેનજિતનો ઉલ્લેખ આવતો હશે તે જોઇને કે એવી પરમ્પરા છે એમ જાણીને ' રાજપ્રસેનજિત ' કે ' રાજપ્રસેનીય ' જેવું એનું નામ યોજાયું હોય એવી કલ્પના કરાય છે.

**વિષય**—ઓવવાઇયની પછી પુસ્તકારૂઢ થયેલા આ આગમના બે ભાગ પડાય છે. પહેલો ભાગ સૂર્યાભ દેવ સાથે સમ્બન્ધ ધરાવે છે, જ્યારે બીજો ભાગ આ દેવના [3]પએસી રાજા તરીકેના પૂર્વ ભવ સાથે અને દેવગતિમાંથી આવ્યા બાદ દઢપઇણ્ણ ( દઢપ્રતિજ્ઞ ) તરીકેના એમના ઉત્તર ભવ સાથે સમ્બન્ધ ધરાવે છે. આમ આ આગમમાં એક જ વ્યક્તિના ત્રણ ભવનું વર્ણન છે. વિસ્તારથી કહું તો મહાવીરસ્વામી ' આમલકપ્પા ' નગરીમાં પધાર્યા ત્યારે સૂર્યાભ દેવને એ વાત અવધિજ્ઞાન વડે જણાઈ એટલે એણે ' નમુત્થુણં ' વડે એમની સ્તુતિ કરી

૧ જુઓ વિયાહ૦ (સ. ૧૧, ઉ. ૯; સુ. ૪૧૭)ની ટીકા (પત્ર ૫૧૯અ). ૨ વેબરે આ ઉપરથી આ આગમનું નામ ' રાયપએસીય ' હોવાની કલ્પના કરી છે. ૩ આ ઉપરથી આ બીજા ભાગના કેટલાક આધુનિક સમ્પાદકોએ એનું નામ " પએસિકહાણયં " રાખ્યું છે.

અને [1]વિમાન રચાવી એમાં બેસી એ પરિવાર સહિત એમને વન્દન કરવા આવ્યો. એમને વન્દન કરી એણે ધર્મદેશના સાંભળી. પછી બત્રીસ પ્રકારનાં નાટક ભજવી બતાવવા એણે મહાવીરસ્વામીની ત્રણ વાર સમ્મતિ માંગી, પણ એમણે મૌન સેવ્યું એટલે એણે દેવકુમારો અને દેવકુમારી વિકુર્વી તેમને નાટક ભજવવા ફરમાવ્યું. આઠ મંગળોના અભિનયપૂર્વક પ્રથમ પ્રકારનું નાટક કરાયું, અને [2]છેલ્લા નાટકમાં મહાવીરસ્વામીનાં ચ્યવન, ગર્ભસંહરણ, જન્મ, અભિષેક, બાલક્રીડા, યૌવન, નિષ્ક્રમણ, તપશ્ચર્યા, કેવલજ્ઞાનની પ્રાપ્તિ, તીર્થનું પ્રવર્તન અને નિર્વાણ એ બાબતો બતાવાઇ. અનેક દેવકુમારોએ અને દેવકુમારીઓએ ચાર પ્રકારના [3]વાજિંત્ર વગાડ્યાં, ઉત્ક્ષિપ્ત વગેરે ચાર પ્રકારનાં [4]સંગીત સુણાવ્યાં, અંચિત વગેરે ચાર પ્રકારનું નૃત્ય કર્યું, અને દાર્ષ્ટાન્તિક વગેરે ચાર પ્રકારનો અભિનય કર્યો. ત્યારબાદ વન્દન કરી સૂર્યાભદેવ સપરિવાર પોતાને સ્થાને ગયો. એના ગયા પછી ગૌતમસ્વામીએ સૂર્યાભનું વિમાન ક્યાં છે એવો પ્રશ્ન મહાવીરસ્વામીને પૂછ્યો એટલે એમણે એનો સવિસ્તર ઉત્તર આપતાં, સુધર્મા સભા વગેરેનું તેમજ આ દેવનું અને એના વૈભવનું પણ વર્ણન કર્યું. આવો વૈભવ એને શાથી મળ્યો એમ ગૌતમસ્વામીએ પ્રશ્ન કર્યો ત્યારે એનો 'પએસી' રાજા તરીકેનો પૂર્વભવ મહાવીરસ્વામીએ કહ્યો. આત્માનું અસ્તિત્વ ન માનનારા આ રાજાને પાર્શ્વાપત્ય કેશી ગણધર પ્રતિબોધ પમાડે છે એ વાત એમણે કહી. સાથે સાથે સૂર્યાભ દેવ ચ્યવીને મહાવિદેહમાં દૃઢપ્રતિજ્ઞ તરીકે જન્મી નિર્વાણ પામશે એમ કહી એનું સવિસ્તર જીવનચરિત્ર કહ્યું.

---

૧ આનું ઘણું ઝીણવટભર્યું વર્ણન કરાયું છે. એ કોઇ શિલ્પશાસ્ત્રી ધ્યાનપૂર્વક વાંચે વિચારે તો એ એક નવ્ય અને ભવ્ય મહાલય કલ્પી શકે અને શિલ્પશાસ્ત્રને લગતા પારિભાષિક શબ્દો પણ મેળવી શકે. ૨ ૧૫માથી ૧૯મા નાટક તરીકે 'ક'થી 'મ' સુધીના ૨૫ અક્ષરોનો અભિનય કરાયો. ૩–૪ અનેક પ્રકારનાં વાજિંત્રનાં નામો, એને વગાડવાની રીતો, સંગીતના પ્રકારો ઇત્યાદિ હકીકત જે અહીં અપાઈ છે તે વાદનવિદ્યા અને સંગીતના અભ્યાસીને વિચારવા જેવી છે. વાજિંત્રના નિર્દેશ માટે જુઓ પૃ. ૯૯ અને ૧૨૭.

**મહત્ત્વ**—HIL ( Vol. II, p. 455 )માં સૂચવાયા મુજબ સાહિત્યની દૃષ્ટિએ આ ઉવંગ ઘણું મહત્ત્વનું છે. એની પાયાસિસુત્ત સાથેની વિલક્ષણ [1]સમાનતા જાણવા માટે તેમજ સંગીત, વાદ્ય, શિલ્પ અને જૂની ગુજરાતી ભાષાનો અભ્યાસ કરવા માટે આ એક ઉત્તમ સાધન છે. કૌટિલ્યના અર્થશાસ્ત્ર ( પૃ. ૨૨૨ )માં બ્રાહ્મણ અપરાધીને જેમ શિક્ષા ફરમાવાઇ છે તેમ અહીં પણ જોવાય છે.[2] ૫૪મા સુત્તમાં જાતજાતના ઉત્સવોનો ને ચાતુર્યામ ધર્મનો અને ૭૨મા સુત્તમાં ચાર પ્રકારની પર્ષદા અને ચાર પ્રકારનાં વ્યવહારાદિનો ઉલ્લેખ છે.

**વિવરણાદિ**—આ૦ સમિતિ તરફથી ઇ. સ. ૧૯૨૦માં આ આગમ મલયગિરિસૂરિકૃત વિવરણ સહિત છપાયું છે. આ વિવરણમાં ' દેશી ' કોશમાંનાં [3]અવતરણો અપાયાં છે તે ' દેશી ' શબ્દના અભ્યાસીઓને ઉપયોગી છે. સુ. ૧૫ના વિવરણ ( પત્ર ૩૩ આ )માં "अन्ये तु व्याचक्षते" એવા ઉલ્લેખપૂર્વક અર્થ અપાયેલો છે એ ઉપરથી એમ જણાય છે કે મલયગિરિસૂરિની પૂર્વે થઇ ગયેલા કોઇકે આ આગમ ઉપર ટીકા રચી હશે. સૂ. ૨૭ના વિવરણ( પત્ર ૬૨ અ )માં જીવાભિગમના મૂલ ટીકાકારે કહ્યું છે એવો બે વાર ઉલ્લેખ કરી જે અવતરણ અપાયેલ છે તે જીવાજીવાભિગમની મલયગિરિસૂરિકૃત વૃત્તિમાં પત્ર ૧૮૦આ ( પંક્તિ ૧૪ )માં અને પત્ર ૨૦૫આ ( પંક્તિ ૪ )માં નજરે પડે છે. વિ. સં. ૧૬૯૫માં વિદ્યમાન ધર્મસિંહ મુનિએ ૨૭ સૂત્રો ઉપર ગુજરાતી ગદ્યમાં ટબ્બા—બાલાવબોધ રચ્યા છે. સમવાય, વવહાર અને સૂત્રસમાધિની ગુજરાતીમાં ગદ્યમાં હુંડીઓ

---

૧ નાયક, ઉપદેશક, ઉપદેશનું સ્થાન, કલ્યાણમિત્ર, પ્રષ્ટવ્ય સ્થાનો અને પ્રશ્નોના ઉત્તરો એ સમાનતાની મુખ્ય બાબતો ગણાય. પાયાસીના આખ્યાનમાં 'કંબોજ' દેશના ઘોડાની હકીકત નથી તેમજ નાટ્યવિધિ પણ નથી. ૨ " जे णं माहणपरिसाए अवरज्झइ से णं...कुंडियालंछणए वा सुणगलंछणए वा कीरइ " ( સુ. ૭૨ ).
૩ પં. બેચરદાસવાળી આવૃત્તિમાં અવતરણો વિચારતાં મેં એનાં સ્થાનો નીચે મુજબ તારવ્યાં છે: પત્ર ૧૧, ૧૬, ૨૯, ૩૦, ૩૪, ૩૫, ૪૭, ૧૦૦, ૧૦૮, ૧૨૦, ૧૩૦, ૧૪૯, ૧૫૫, ૧૫૮–૧૬૧, ૧૬૯, ૧૭૭, ૧૮૦, ૧૮૨, ૧૮૯, ૧૯૦, ૧૯૫, ૧૯૭, ૨૦૨, ૨૦૩, ૨૨૬, ૨૫૩, ૨૭૫, ૨૮૨, ૨૯૩, ૩૨૪ અને ૩૨૬.

રચી છે. ઠાણ, વિયાહ૦, રાયપસેણિય, જીવાજીવાભિગમ, પણ્ણવણા, જંબુદ્વીવપણ્ણત્તિ, સૂરપણ્ણત્તિ અને ચંદપણ્ણત્તિનાં યન્ત્રો રચ્યાં છે અને ચંદપણ્ણત્તિની ટીપ રચી છે.[1] 'રાયપસેણઇજ્જં' એ નામથી એનો પહેલો ભાગ મલયગિરિસૂરિકૃત વિવરણ અને પ્રો. એન. વી. વૈદ્યના અંગ્રેજી અનુવાદ સહિત ખડાયતા બૂક ડીપોએ પ્રસિદ્ધ કરેલ છે. 'રાયપસેણિયસુત્ત (પએસિકહાણયં)' એ નામથી આ આગમનો બીજો ભાગ અંગ્રેજી અનુવાદ અને ટિપ્પણ સહિત આર. સી. ત્રિપાઠીએ સમ્પાદિત કર્યો હતો. આવી રીતે આ બીજો ભાગ ડૉ. પી. એલ. વૈદ્યે ઇ. સ. ૧૯૩૪માં અંગ્રેજી પ્રસ્તાવના અને ટિપ્પણ સહિત છપાવ્યો છે. આ બન્ને આવૃત્તિને જોઇને એ. ટી. ઉપાધ્યેએ બીજો ભાગ અંગ્રેજી [2]પ્રસ્તાવના, અનુવાદ અને ટિપ્પણો સહિત સમ્પાદિત કરી ઇ. સ. ૧૯૩૬માં બહાર પાડ્યો છે.[3] હીરાલાલ બી. ગાંધીએ ઇ. સ. ૧૯૩૮માં 'રાયપસેણિયસુત્ત' એ નામથી આ આગમનો (સૂર્યાભ દેવને લગતો) પહેલો ભાગ અંગ્રેજી પ્રસ્તાવના, અનુવાદ અને ટિપ્પણો સહિત સમ્પાદિત કરી પ્રસિદ્ધ કર્યો હતો.[4] 'શ્રીરાયપસેણઇયસુત્ત' એ નામથી લીંબડીથી નાથાલાલ ડા. શાહે જે આવૃત્તિ ઇ. સ. ૧૯૩૫માં બહાર પાડી છે તે પં. બેચરદાસ જી. દોશીનાં ગુજરાતી અનુવાદ અને ટિપ્પણો તેમજ છોટાલાલજીના ગુજરાતી ઉપોદ્ઘાત પૂરતી છે. 'રાઇપસેણઇય-સુત્ત' એ નામથી ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય તરફથી વિ. સં. ૧૯૯૪માં જે સમ્પૂર્ણ આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે તેનું સમ્પાદન પણ પં. બેચરદાસે કર્યું છે. આમાં પાઠાન્તર તેમજ મલયગિરિસૂરિકૃત [5]વિવરણ, ત્યાર બાદ મૂળનો ગુજરાતીમાં સારભૂત અનુવાદ, વિશેષનામોનો અને ખાસ ઉપયોગી ઐતિહાસિક શબ્દોનો પૃષ્ઠવાર અકારાદિ અનુક્રમરૂપ પ્રથમ પરિશિષ્ટ, [6]ટીકાગત શબ્દરૂપ દ્વિતીય અને પ્રતિમાને અંગેના શબ્દરૂપ તૃતીય પરિશિષ્ટ

૧ જુઓ જ. સા. સં. ઈ. (પૃ. ૬૦૪-૫). ૨ ડૉ. વૈદ્યની "અર્ધમાગધી"ના પરીક્ષક તરીકેની લાયકાત વિષે અહીં ટકોર કરાઈ છે. ૩ આમાં ત્રિપાઠીની ભૂલો બતાવાઇ છે અને સુધારા કરાયા છે. ૪ વિ. સં. ૧૫૮૨માં રત્નસારરાસ રચનારા સહજસુન્દરે 'પરદેશી' રાજાનો રાસ રચ્યો છે. ૫ વ્યાકરણ અને કોશનાં અવતરણો અહીંથી ખસેડી ટિપ્પણમાં એના મૂળનાં નિર્દેશપૂર્વક અપાયાં છે. ૬ આમાં સંગીતને લગતા શબ્દો સંકળાયેલા છે.

તેમજ પ્રારમ્ભમાં ગુજરાતીમાં પ્રવેશક અને વિસ્તૃત વિષયાનુક્રમ અપાયેલ છે. શ્રીમહાવીર-કથા( પૃ. ૪૨૯ )માં 'રાયપસેણઇય' સુત્તનાં પાત્ર વિષે સંક્ષિપ્ત નોંધ છે. અહીંના 'કેશી'ને તે ગૌતમસ્વામી સાથે વિચારની આપ-લે માટે મળનારા કેશી ગણધરને એક ગણ્યા છે તે શું બરાબર છે?

---

# પ્રકરણ ૧૧ : જીવાજીવાભિગમ ને પણ્ણવણા

**સામ્ય**—ઉક્કાલિય સુય તરીકે નંદીમાં અને પક્ખિયસુત્તમાં નિર્દેશાયેલા ને દ્રવ્યાનુયોગને પલ્લવિત કરનારા આ બે આગમો ઠાણ અને સમવાયનાં અનુક્રમે ઉવંગ ગણાય છે. બન્નેમાં પ્રશ્નોત્તર શૈલીનો ઉપયોગ કરાયો છે.

**વિષય અને વિભાગ**—જીવાજીવાભિગમને એના પહેલા સુત્તમાં 'અજ્ઝયણ' તરીકે અને છેલ્લામાં 'સુત્ત' તરીકે ઓળખાવેલ છે. એનો ઉદ્દેશ જીવ અને અજીવનો બોધ કરાવવાનો છે એમ એના નામ ઉપરથી જણાય છે અને વસ્તુસ્થિતિ પણ એમ જ છે. અજીવના પ્રકારો અને ઉપપ્રકારો સુત્ત ૩-૫માં દર્શાવાયા છે, અને ત્યાર પછી જીવ વિષે વિસ્તારથી વિચાર કરાયો છે. છટ્ઠા સુત્તમાં જીવના સંસારી અને મુક્ત એ બે પ્રકાર વિષે અને સાતમામાં મુક્ત જીવોના ભેદ વિષે ઉલ્લેખ છે. આઠમા સુત્તમાં સંસારી જીવને લગતી નવ પડિવત્તિ( પ્રતિપત્તિ )નો નિર્દેશ છે તેમજ એમાં આ જીવના બે પ્રકારો, ત્રણ પ્રકારો એમ દસ પ્રકારોને અંગે એકેક પડિવત્તિ છે એવો ઉલ્લેખ છે. નવમા સુત્તથી જીવના બે પ્રકારને સૂચવનારી પહેલી પડિવત્તિ શરૂ થાય છે, અને તે ૪૩મા સુત્તમાં પૂરી થાય છે. એને 'દુવિહ-પડિવત્તિ' કહી છે.[1] બાકીની પડિવત્તિમાં અનુક્રમે ૪૪-૬૪, ૬૫-૨૨૩, ૨૨૪-૨૨૫, ૨૨૬-૨૩૯, ૨૪૦, ૨૪૧, ૨૪૨ અને ૨૪૩-૨૭૨ સુત્ત છે. આમ સૌથી મોટી પડિવત્તિ ત્રીજી છે. વિશેષમાં એમાં બે ઉદ્દેસઅ છે. પ્રથમ ઉદ્દેસઅ ૨૦૮મા સુત્તે પૂર્ણ થાય છે.[2] HIL ( Vol. I, p. 456 )માં

---

૧ આ ઉપરથી મલયગિરિસૂરિએ દ્વિવિધા પ્રતિપત્તિ, ત્રિવિધા પ્રતિપત્તિ એમ દશવિધા પ્રતિપત્તિ એવાં નામ યોજ્યાં છે. ૨ એની પછીની પડિવત્તિમાં ઉદ્દેસઅ નથી; તેમ છતાં આ૦ સમિતિની આવૃત્તિમાં હાંસિયામાં એ દરેક પડિવત્તિને અંગે 'ઉદ્દેશ' ૨ એવો ઉલ્લેખ કરાયો છે તે સ્ખલના છે.

આ ઉવંગના વીસ વિભાગો હોવાનું કથન છે, પણ એનો આધાર જાણવો બાકી રહે છે. HCLJ (પૃ. ૧૩૯)માં મેં જે નવ વિભાગ કહ્યા છે તે નવ પડિવત્તિને લક્ષીને છે એટલે કે અહીં મેં પહેલી પડિવત્તિની પહેલાનાં સુત્તોની સંખ્યા નહિ જેવી હોવાથી તેની ગણના કરી નથી. ત્રીજી પડિવત્તિમાં દ્વીપો અને સમુદ્રો વિષે જે વિસ્તૃત હકીકત અપાઇ છે તે પ્રક્ષિપ્ત ભાગ છે એમ HIL (Vol. II, p. 486[1])માં કહેવાયું છે પણ તે વ્યાજબી જણાતું નથી.

પહેલી પડિવત્તિમાં સંસારી જીવના સ્થાવર ને ત્રસ એ બે પ્રકારોનું વિસ્તૃત વર્ણન છે. એવી રીતે બીજીમાં સ્ત્રી, પુરુષ અને નપુંસકરૂપ જીવના ત્રણ પ્રકારોનું, ત્રીજીમાં નારક, તિર્યંચ, મનુષ્ય અને [2]દેવ એમ જીવના ચાર પ્રકારોનું, ચોથામાં એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના જીવના પાંચ પ્રકારોનું, પાંચમીમાં પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુ-કાય, વનસ્પતિકાય અને ત્રસકાય એમ જીવના છ પ્રકારોનું, છઠ્ઠીમાં નારકો તેમજ તિર્યંચાદિ ત્રણનાં પુરુષો અને સ્ત્રીઓ એમ જીવના સાત (૧+૩+૩) પ્રકારનું, સાતમીમાં નારકાદિ ચારનો પ્રથમ સમય અને અપ્રથમ સમય આશ્રીને બબ્બે ભેદો પાડી જીવોના આઠ પ્રકારનું, આઠમીમાં પૃથ્વીકાયથી માંડીને વનસ્પતિકાય અને દ્વીન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય એમ જીવના નવ (૫+૪) પ્રકારનું, અને નવમામાં એકેન્દ્રિયથી પંચેન્દ્રિયના પ્રથમ સમય અને અપ્રથમ સમયને ઉદ્દેશીને બબ્બે ભેદો પાડી જીવના દસ પ્રકારનું વિસ્તારથી વર્ણન કરાયું છે. પ્રસંગવશાત્ ૧૫૬મા સુત્તમાં ભરતી અને ઓટનાં કારણ સમજાવાયાં છે.

**વિવરણાદિ**—જીવાજીવાભિગમ ઉપર [3]ચુણ્ણિ છે, પણ એ અમુ-

---

૧ અહીં એવો પણ ઉલ્લેખ છે કે આ વિભાગનો સમ્બન્ધ જંબુદ્દીવપણ્ણત્તિ સાથે છે. ૨ વિજયદેવના અભિષેકમાં (સુત્ત ૧૪૧)ના વિવરણ (પત્ર ૨૪૬ આ–૨૪૭ આ)માં મલયગિરિસૂરિએ નાટકના ૩૨ પ્રકાર તેમજ વાદ્યના, ગેયના અને અભિનયના ચાર ચાર પ્રકાર સમજાવ્યા છે. વાદ્યાદિના નિર્દેશ માટે જુઓ પૃ. ૧૨૩. મલયગિરિસૂરિએ રાયપસેણિય(સુ. ૧૦૮)ના વિવરણમાં આ ચુણ્ણિમાંથી અને એના સુ. ૪૮ના વિવરણમાં સૂયગડચુણ્ણિમાંથી એકેક અવતરણ આપેલું છે.

દ્રિત છે. આના ઉપર [1]હરિભદ્રસૂરિની ટીકા છે. વળી એના ઉપર મલયગિરિસૂરિનું વિવરણ છે, અને એ મૂળ સહિત છપાયેલું છે.[2] આ વિવરણમાં મૂલ ટીકાનો અનેક સ્થળે ઉલ્લેખ આવે છે તે ઉપર્યુક્ત ચુણ્ણિ છે કે ટીકા છે કે કેમ એની તપાસ બાકી રહે છે. વિ. સં. ૧૭૭૨માં જિનવિજયે આ ઉવંગ ઉપર બાલાવબોધ રચ્યો છે પણ એ છપાયો નથી. આના ઉપર એકબે ટબ્બા પણ છે. આ ઉવંગનું ગુજરાતી ભાષાન્તર છપાયું છે. જૈન ગ્રન્થાવલી ( પૃ. ૮ )માં આ ઉવંગ ઉપર દેવસૂરિની લઘુવૃત્તિ હોવાનો ઉલ્લેખ છે તે શું વાસ્તવિક છે?

## પણ્ણવણા ( પ્રજ્ઞાપના )

જે પ્રકર્ષ વડે–યથાવસ્થિત રૂપે પદાર્થ જણાવે તે ‘ પણ્ણવણા ’ એમ આનો જે વ્યુત્પત્તિ–અર્થ છે તે આ ઉવંગને અનુરૂપ છે. જેમ બધાં અંગોમાં વિયાહ૦ સૌથી મોટું અંગ છે તેમ બધાં ઉવંગોમાં આ સૌથી મોટું ( ૭૭૮૭ શ્લોકપ્રમાણક ) છે. આ ઉવંગના પ્રારમ્ભમાં અપાયેલા ચોથા પદ્યમાં આના કર્તા આર્ય શ્યામ છે એ હકીકત છે. ત્રીજા પદ્યમાં એમને ‘ વાચક ’ વંશમાં ( એટલે કે સુધર્મસ્વામીથી ) ત્રેવીસમા અને પૂર્વશ્રુત વડે સમૃદ્ધ બુદ્ધિવાળા કહ્યા છે. પાંચમા પદ્યમાં આ ઉવંગને ‘ અજ્ઝયણ ’ કહી એને ( વિચિત્ર અર્થાધિકારથી યુક્ત હોવાથી) ચિત્ર, શ્રુતરત્ન અને દિટ્ઠિવાયના સારરૂપ કહ્યું છે. ત્રીજું અને ચોથું પદ્ય પ્રક્ષિપ્ત છે, કેમકે એમાં આર્ય શ્યામને નમસ્કાર કરાયો છે. આથી એ ન ગણતાં ૪–૭ પદ્યોમાં આ ઉવંગના છત્રીસ વિષયોનો નિર્દેશ છે. આને લગતા [3]સંસ્કૃત નામો નીચે મુજબ છેઃ—

( ૧ ) [4]પ્રજ્ઞાપના, ( ૨ ) સ્થાન, ( ૩ ) બહુવક્તવ્ય ( [5]અલ્પબહુ-

---

૧ આની આછી રૂપરેખા માટે જુઓ અ૦ જ૦ ૫૦ ( ખણ્ડ ૨ )નો મારો અંગ્રેજી ઉપોદ્ઘાત ( પૃ. ૫૯ ). ૨ જુઓ પૃ. ૧૮. ૩ પાઇય નામ માટે જુઓ HCLJ ( પૃ. ૧૩૯ ). ૪ પ્રશ્નને આશ્રીને પ્રવૃત્ત થયેલું હોવાથી આનું આ નામ છે. ૫ આ નામાન્તર છે.

વ ), ( ૪ ) સ્થિતિ, ( ૫ ) વિશેષ ( [1]પર્યાય ), ( ૬ ) વ્યુત્ક્રાન્તિ ( [2]ઉપપાતોદ્‌વર્તના ); ( ૭ ) ઉચ્છ્વાસ, ( ૮ ) સંજ્ઞા, ( ૯ ) યોનિ, ( ૧૦ ) [3]ચરમ, ( ૧૧ ) ભાષા, ( ૧૨ ) શરીર, ( ૧૩ ) પરિણામ, ( ૧૪ ) કષાય, ( ૧૫ ) ઇન્દ્રિય, ( ૧૬ ) [4]પ્રયોગ, ( ૧૭ ) લેશ્યા, ( ૧૮ ) કાયસ્થિતિ, ( ૧૯ ) સમ્યક્ત્વ, ( ૨૦ ) અન્તક્રિયા, ( ૨૧ ) અવગાહના ( [5]સંસ્થાન ), ( ૨૨ ) ક્રિયા, ( ૨૩ ) કર્મ, ( ૨૪ ) ( કર્મ )બન્ધક, ( ૨૫ ) ( કર્મ )વેદક, ( ૨૬ ) [6]વેદબન્ધક, ( ૨૭ ) વેદવેદક, ( ૨૮ ) આહાર, ( ૨૯ ) ઉપયોગ, ( ૩૦ ) [7]પશ્યત્તા, ( ૩૧ ) સંજ્ઞા ( પરિણામ ), ( ૩૨ ) સંયમ, ( ૩૩ ) અવધિ ( [8]જ્ઞાનપરિણામ ), ( ૩૪ ) [9]પ્રવિચારણા; ( ૩૫ ) વેદના અને ( ૩૬ ) સમુદ્‌ઘાત.[10]

આ દરેક વિષય ઉપર નાનકડો નિબન્ધ જાણે ન હોય તેમ એ અહીં ચર્ચાયો છે. એથી તો આ ઉવંગને આપણે જૈન દર્શનનો સંક્ષિપ્ત વિશ્વકોશ ( encyclopædia ) કહી શકીએ. પ્રત્યેક વિષયને અને એને લગતા વિભાગને પણ ' પય ' ( પદ ) કહ્યું છે. કેટલીક વાર પયના ' ઉદ્દેસઅ 'રૂપ વિભાગ છે. જેમકે ૧૫, ૧૭, ૨૩ અને ૨૮ એ અંકવાળાં પયના બબ્બે ઉદ્દેસઅ છે, જ્યારે અઢારમા પયના ૭ ઉદ્દેસઅ છે. પહેલા પય( સુ. ૩૬–૩૭ )માં [11]આર્ય અને મ્લેચ્છ વિષે વિચાર કરાયો છે, અને આ રીતે આ ભૂગોળ અને નૃવંશવિદ્યાના અભ્યાસનું સાધન પૂરું પાડે છે.

---

૧–૨ આ નામાન્તર છે. ૩ રત્નપ્રભા પૃથ્વી ચરમ છે કે અચરમ એવા પ્રશ્નથી શરૂઆત થતી હોવાથી આ નામ રખાયું છે. ૪ પન્દર પ્રકારના યોગ. ૫ આ નામાન્તર છે. ૬ કર્મપ્રકૃતિઓને વેદનારના–અનુભવનારના બન્ધ. ૭ આની સમજણ માટે જુઓ આ૦ દ૦ દી૦ ( પૃ. ૫૮–૯ ). ૮ આ નામાન્તર છે. ૯ દેવોનું વિષયસેવન. ૧૦ આમ અહીં જીવાદિ સાતે તત્ત્વોનું નિરૂપણ છે. જેમકે ૧, ૩, ૫, ૧૦ અને ૧૩ એ પયોમાં જીવ અને અજીવનું, ૧૬ અને ૨૨ એ પયોમાં આસ્રવનું, ૨૩મામાં બન્ધનું અને ૩૬મામાં સંવર, નિર્જરા અને મોક્ષનું નિરૂપણ છે. ૧૧ ભાષા–આર્યો ' અદ્ધમાગહી ' ભાષા બોલે છે.

વિવરણાદિ—આ ઉવંગ ઉપર હરિભદ્રસૂરિએ સંસ્કૃતમાં [1]વ્યાખ્યા રચી છે. એ ૧૧ પય પૂરતી ઋ. કે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૪૭માં છપાઈ છે. એના દરેક ' પદ ' ના અન્તમાંના ઉલ્લેખ ઉપરથી આ વ્યાખ્યાનું નામ ' પ્રદેશવ્યાખ્યા ' છે એમ જાણી શકાય છે. મલયગિરિસૂરિએ વિવરણ રચ્યું છે. એ મૂળ તેમજ પરમાણંદના બાલાવબોધ સહિત છપાયેલું છે.[2] વળી એ મૂળ સહિત આ૦ સમિતિ તરફથી પણ છપાયું છે.[3] વિ. સં. ૧૪૪૩( રામાબ્ધિશક્ર )માં વિચારામૃત-સંગ્રહ રચનારા કુલમણ્ડને પણ્ણવણા ઉપર સંસ્કૃતમાં અવચૂર્ણિ રચી છે. આ મૂળ ઉવંગ એના તેમજ એના ઉપરના મલયગિરિસૂરિકૃત વિવરણના ગુજરાતી અનુવાદપૂર્વક [4]ત્રણ ખંડમાં વિ. સં. ૧૯૯૧માં છપાયેલ છે. અનુવાદક અને સંશોધક પં. ભગવાનદાસ હર્ષચન્દ્ર છે. ત્રણે ખંડમાં તે તે ખંડ પૂરતો વિષયાનુક્રમ ગુજરાતીમાં અપાયો છે. ત્રીજા ખંડમાં ગુજરાતીમાં પ્રસ્તાવના છે. એના પત્ર ૫-૬માં સમવાયનું પણ્ણવણા ' ઉપાંગ ' શા માટે ગણાય તે દર્શાવતાં કહ્યું છે કે " સમવાયાંગમાં સંક્ષેપથી કહેલા વિષયનું સવિસ્તરપણે પ્રતિપાદન કરતું હોવાથી પ્રજ્ઞાપના તેનું ઉપાંગ છે એમ સ્પષ્ટપણે કહી શકાય છે." અહીં આપેલ કારણ સબળ હોવા વિષે શંકા રહે છે. અભયદેવસૂરિએ પણ્ણવણાતઇયપયસંગહણિ ( પ્રજ્ઞાપના-તૃતીયપદસંગ્રહણી ) ૧૩૩ ગાથામાં રચી છે.

---

## પ્રકરણ ૧૨ : ત્રણ પણ્ણત્તિ

વિયાહ૦ને ' પણ્ણત્તિ ' તરીકે ઓળખાવાય છે એટલે એનું તેમજ દીવસાગરપણ્ણત્તિનું પણ ' પણ્ણત્તિ ' શબ્દથી સૂચન થવા સમ્ભવ છે; તેમ છતાં અહીં તો ' ત્રણ પણ્ણત્તિ ' એ સંજ્ઞા હું સૂરપણ્ણત્તિ, જંબુદ્દીવપણ્ણત્તિ અને ચંદપણ્ણત્તિ એ ત્રણ ઉવંગો માટે નિયત કરું છું.

---

૧ આની રૂપરેખા માટે જુઓ આ૦ જ૦ પ૦ (ખણ્ડ ૨)નો મારો અંગ્રેજી ઉપોદ્ઘાત ( પૃ. ૬૧–૬૨ ). ૨ જુઓ પૃ. ૧૬. ૩ જુઓ પૃ. ૧૭. ૪ પહેલા ખંડમાં ૧–૫ પદો, બીજામાં ૬–૨૦ અને ત્રીજામાં ૨૧–૩૬ પદો છે.

સૂરપણ્ણત્તિ એ [1]નામથી આ વિયાહ૦ના ઉવંગનો ઉલ્લેખ નંદીમાં ઉક્કાલિય સુય ગણાવાતાં કરાયો છે, જ્યારે પક્ખિયસુત્તમાં એનો કાલિય સુય તરીકે ઉલ્લેખ છે. જંબુદ્દીવપણ્ણત્તિ, ચંદપણ્ણત્તિ અને દીવસાગરપણ્ણત્તિને તો નંદીમાં તેમજ પક્ખિયસુત્તમાં પણ કાલિય સુય ગણેલ છે.

**વિભાગ**—[2]સૂરપણ્ણત્તિ (સૂર્યપ્રજ્ઞપ્તિ) એ જૈન ખગોળશાસ્ત્રનો ગ્રન્થ છે. એના બાર વિભાગો છે અને એ દરેકને 'પાહુડ' (પ્રાભૃત) કહે છે કે જે પુવ્વના વિભાગોનું પણ નામ છે. આ પાહુડ પૈકી કેટલાંકના પાહુડ-પાહુડ (પ્રાભૃતપ્રાભૃત) એવા પેટાવિભાગો છે. પહેલા પાહુડનાં આઠ, બીજાનાં ત્રણ અને દસમાનાં બાવીસ પાહુડપાહુડ છે.[3]

**વિષય**—વીસ પાહુડ પૈકી એકેકમાં એકેક વિષય છે. જેમકે મણ્ડલ-ગતિની સંખ્યા, (૨) સૂર્યનું તીરછું પરિભ્રમણ, (૩) સૂર્ય અને ચન્દ્ર દ્વારા પ્રકાશિત થતા ક્ષેત્રનું પરિમાણ, (૪) પ્રકાશની વ્યવસ્થા, (૫) સૂર્યની લેશ્યાનો પ્રતિઘાત, (૬) ઓજસ્‌ની સંસ્થિતિ, (૭) [4]સૂર્યાવારક, (૮) સૂર્યના ઉદયની સંસ્થિતિ, (૯) પૌરુષી છાયાનું પ્રમાણ, (૧૦) ચન્દ્રનો નક્ષત્રો સાથેનો સમ્બન્ધ, (૧૧) સંવત્સરોના પ્રારમ્ભ અને અન્ત, (૧૨) સંવત્સરના પ્રકારો, (૧૩) ચન્દ્રની વૃદ્ધિ અને હાનિ, (૧૪) જ્યોત્સ્નાનું પ્રમાણ, (૧૫) સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારાની શીઘ્ર ગતિનો નિર્ણય, (૧૬) જ્યોત્સ્નાનું લક્ષણ, (૧૭) ચ્યવન અને ઉપપાત, (૧૮) ચન્દ્ર, સૂર્ય વગેરેની ઊંચાઇ, (૧૯) ચન્દ્રાદિની પરિમાણસંખ્યા અને (૨૦) ચન્દ્રાદિનો અનુભાવ.

---

૧ મલયગિરિસૂરિએ નંદીની વૃત્તિ (પત્ર ૨૦૫ અ)માં 'સૂરિયપન્નત્તિ' એવું પ્રતીક આપી આ નામ સમજાવ્યું છે. ૨ નેપાળથી જે બૌદ્ધ ગ્રન્થો હિન્દુસ્તાનમાં આવ્યા તેમાં સૂરપણ્ણત્તિનો પણ સમાવેશ થાય છે અને આ એક જ જૈન ગ્રન્થ નેપાળથી આવ્યો છે. જુઓ જૈ. સ. પ્ર. (વ. ૧૦, અં. ૮, પૃ. ૧૬૪). ૩ પહેલા પાહુડપાહુડમાં આઠ પડિવત્તિ (પ્રતિપત્તિ) છે, બીજામાં બે અને ત્રીજામાં ચાર છે. ગાથા ૯-૧૭ માં પહેલા, ત્રીજા અને દસમાનાં પાહુડપાહુડના અધિકારોનો ઉલ્લેખ છે. ૪ ક્યા પુદ્‌ગલો સૂર્યની લેશ્યાથી સંસૃષ્ટ બને છે એ આ વિષય છે.

અહીં ચન્દ્ર વિષે પણ કેટલીક હકીકત અપાઇ છે એથી HIL ( Vol. II, p. 407 )માં કહ્યું છે કે મૂળ ચંદપન્નતિનું સૂરપન્નત્તિ તરીકે રૂપાન્તર થયું હોય એમ મોટે ભાગે લાગે છે.

ત્રીજા સુત્તમાં પાંચ ગાથારૂપે ઉપર્યુક્ત વિષયોને લગતા પ્રશ્નો અપાયા છે. ૧૯મા પાહુડમાં જૈન તેમજ બાર પ્રકારની અજૈન માન્યતા મુજબની સૂર્ય અને ચન્દ્રની સંખ્યાનો ઉલ્લેખ છે. જેમકે કેટલાક અજૈનો એક સૂર્ય અને એક ચન્દ્ર માને છે. કેટલાક ત્રણ ત્રણ, કેટલાક સાડાત્રણ સાડાત્રણ, કેટલાક સાત સાત, કેટલાક દસ દસ, કેટલાક બાર બાર, કેટલાક બેંતાલીસ બેંતાલીસ, કેટલાક બોત્તેર બોત્તેર, કેટલાક ૧૪૨ ૧૪૨, કેટલાક ૧૭૨ ૧૭૨, કેટલાક ૧૦૪૨ ૧૦૪૨, અને કેટલાક ૧૦૭૨ ૧૦૭૨. જૈન માન્યતા પ્રમાણે જંબૂદ્વીપમાં બે સૂર્ય, બે ચન્દ્ર, ૫૬ નક્ષત્ર, ૧૭૨ ગ્રહ અને ૧,૩૩,૯૫૦ કોડાકોડી તારાઓ છે. લવણ સમુદ્રમાં આથી બમણા સૂર્ય વગેરે છે. ધાતકી ખણ્ડમાં બાર સૂર્ય ઇત્યાદિ છે. વીસમા પાહુડ (સુત્ત ૧૦૭)માં [1] ૮૮ ગ્રહોનાં નામ છે, અને એ નામોને અંગે નવ સંગહણી–ગાહા પણ અપાઇ છે.

વિવરણ—સૂરપણ્ણત્તિ ઉપર ભદ્રબાહુસ્વામીએ નિજ્જુત્તિ રચી હતી. એ આના ઉપર ટીકા રચતાં મલયગિરિસૂરિ કહે છે કે કલિ કાળના દોષથી નષ્ટ થઈ છે એટલે હું ફક્ત સૂત્રની વ્યાખ્યા કરું છું. આ૦ સમિતિ તરફથી આ વ્યાખ્યા મૂળ સહિત છપાઈ છે.[2] એના પ્રારમ્ભમાં પ્રાભૃત તેમજ પ્રાભૃતપ્રાભૃતનો સંસ્કૃતમાં વિષયાનુક્રમ અપાયો છે. ડૉ. આર. શામ શાસ્ત્રીએ આ ઉવંગનો સંક્ષેપમાં અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે. એનું નામ A Brief Translation of Mahavira's "Suryapragnapti" or "The Knowledge of the Sun" રખાયું છે. એ Vol. XVI, No. 3 અને Vol XVIII, No. 1, 2, 3, 4માં એમ પાંચ કટકે છપાયો છે. વેબરનો જર્મન નિબન્ધ Über die Sūryaprajñapti ઇ. સ. ૧૮૬૮માં પ્રસિદ્ધ થયો હતો.

---

૧ આનાં સંસ્કૃત નામ મેં "ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો દ્વિતીય વિભાગ"ના સ્પષ્ટીકરણ ( પૃ. ૬૧–૬૨ )માં આપ્યાં છે. ૨ જુઓ. પૃ. ૧૭.

## ચંદપણ્ણત્તિ ( ચન્દ્રપ્રજ્ઞપ્તિ )

સૂરપણ્ણત્તિની જેમ આ ખગોળનો ગ્રન્થ છે. એ ઉવાસગદસાનું ઉવંગ ગણાય છે.[1] અત્યારે જે ચંદપણ્ણત્તિની હાથપોથીઓ મળે છે તેમાંનું લખાણ સૂરપણ્ણત્તિથી ભાગ્યે જ જુદું પડે છે. આવી પરિસ્થિતિ જિનપ્રભસૂરિના સમયથી તો છે જ એમ આપણે એમણે રચેલા સિદ્ધાન્તાગમસ્તવ (શ્લો. [2]૨૬ ) ઉપરથી જોઇ શકીએ છીએ. ગમે તેમ હો પણ ઠાણ ( ઠા. ૩, ઉ. ૧; સુ. ૧૫૨, પત્ર ૧૨૬ અ ), નંદી ( સુ. ૪૪ ) ઇત્યાદિમાં આ નામના આગમનો ઉલ્લેખ છે. વિશેષમાં મલયગિરિસૂરિએ આના ઉપર વૃત્તિ રચી છે.

## જંબુદ્દીવપણ્ણત્તિ( જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ )

નાયા૦ના ઉવંગ ગણાતા આ આગમના નામનો અર્થ એ છે કે એ જમ્બૂદ્વીપ વિષે માહિતી આપે છે અને વાત પણ એમ જ છે. શાન્તિચન્દ્રગણિએ પ્રમેયરત્નમંજૂષામાં ૭અ પત્રમાં આ આગમને ' જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્ત્યધ્યયન ' કહ્યું છે. એમણે આ આગમના સાત વિભાગ દર્શાવ્યા છે અને એ દરેકને ' વક્ષસ્કાર ' ( પા. વક્ખાર ) કહેલ છે. એમણે ૧–૧૭ સુત્તવાળા પહેલા વક્ષસ્કારને ભરતક્ષેત્રનો નિરૂપક અને ૧૮–૪૦ સુત્તવાળા બીજાને, ભરતક્ષેત્રનો વિચાર કરતાં ઉપસ્થિત થયેલા અવસર્પિણી અને ઉત્સર્પિણીરૂપ બે વિભાગવાળા કાલચક્રનો નિરૂપક કહ્યો છે. એમણે ૪૧–૭૧ સુત્તવાળા [3]ત્રીજાને ભરત ચક્રીના વર્ણનરૂપ દર્શાવ્યો છે. એવી રીતે એમણે

---

૧ જુઓ HCLJ ( p. 29 ).

૨ " प्रणमामि चन्द्रसूर्यप्रज्ञप्ती यमलजातके नव्ये ।
गुम्फवपुषेव नवरं नातिभिदाऽर्थात्मनाऽपि ययोः ॥ २६ ॥ "

૩ અહીં ભરતનું, એમણે ચક્રરત્ન અંગે કરેલા ઉત્સવનું તેમજ એમણે છ ખણ્ડ કેવી રીતે સાધ્યા તેનું સવિસ્તર વર્ણન છે. ભરતને અંગે અહીં જે કથાઓ (legends) અપાઇ છે તે લૉયમનના કથન ( ZDMG 48,82 ) પ્રમાણે વિષ્ણુપુરાણ (૨) અને ભાગવતપુરાણ (૫)ને બરોબર બંધબેસતા ( parallel ) ગ્રંથ ( text )રૂપ છે.

૭૨–૧૧૧ સુત્તવાળા ચોથા વક્ષસ્કારને ક્ષુદ્રહિમવત્ ઇત્યાદિ વર્ષધર( પર્વત ) અને રમ્યક્ ક્ષેત્રથી ઐરાવત ક્ષેત્ર સુધીની હકીકત રજૂ કરનારો કહ્યો છે. ૧૧૨–૧૨૩ સુત્તવાળા પાંચમાને તીર્થંકરના જન્માભિષેકનું, ૧૨૪–૧૨૫ સુત્તવાળા છઠ્ઠાને જમ્બૂદ્વીપમાંના પદાર્થોનું, અને ૧૨૬–૧૭૮ સુત્તવાળા સાતમાને જ્યોતિષ્કના અધિકારનું વર્ણન કરનારો કહેલ છે. આમ આ જૈન દૃષ્ટિ પ્રમાણેની ભૂગોળવિદ્યાનો ગ્રન્થ છે. ૨૦મા સુત્ત પત્ર ૧૦૮આ)માં બત્રીસ લક્ષણો ગણાવાયાં છે. ૨૮મા સુત્ત( પત્ર ૧૩૨આ )માં પન્દર કુલકરોનાં નામ અપાયાં છે, જોકે ઠાણ( ઠા. ૭; સુ. ૫૫૬ )માં સાત અને એના દસમા (સુ. ૭૬૭)માં દસ અને પઉમચરિય(ઉ. ૩, ગા. ૫૦, ૫૫) માં ચૌદનો ઉલ્લેખ છે. ૬૬મા સુત્ત( પત્ર ૨૫૬ આ–૨૫૭અ )માં નવ નિધિનાં નામ અને એને અંગેનું વક્તવ્ય તેર પદ્યોમાં અપાયું છે.

**વિવરણાદિ**—મૂળ શાન્તિચન્દ્રગણિકૃત વૃત્તિ નામે પ્રમેયરત્નમંજૂષા સહિત [1]બે ભાગમાં છપાયેલું છે. આ [2]વૃત્તિના અન્તમાં ૫૧ પદ્યની પ્રશસ્તિ છે. તેમાં ૧૯મા પદ્યમાં આના રચનાસમય તરીકે વિ. સં. ૧૬૫૧નો નિર્દેશ છે. આ વૃત્તિ ( પત્ર ૨અ )માં કહ્યું છે કે મલયગિરિસૂરિએ રાજપ્રશ્નીયાદિ ૭ ઉપાંગ ઉપર વૃત્તિ રચી હતી તેમાં એમણે આ ઉપાંગ ઉપર જે વૃત્તિ હતી તે કાળના દોષે નાશ પામી છે. હીરવિજયસૂરિએ, ધર્મસાગરે, પુણ્યસાગરે વિ. સં. ૧૬૪૫માં અને બ્રહ્મર્ષિએ આ ઉવંગ ઉપર સંસ્કૃતમાં વૃત્તિ રચી છે એમ જૈન ગ્રન્થાવલી (પૃ. ૮)માં ઉલ્લેખ છે.

---

## પ્રકરણ ૧૩ : નિરયાવલિયાસુયખંધ

[3]નિરય એટલે નરકનો જીવ ને આવલિ એટલે શ્રેણિ. નરકે જનારની

---

૧ પહેલામાં એકથી ચાર વક્ષસ્કાર છે, જ્યારે બીજામાં બાકીના ત્રણ છે. ૨ પત્ર ૨૦૮અમાં ૮૧, ૬૪ અને ૧૦૦ પદ( અંશ )માં વાસ્તુનો ન્યાસ છે. આ તેમજ ૨૦૮આ પત્રમાં સૂત્રધાર મણ્ડનકૃત વાસ્તુસારોક્તિમાંથી તેર સંસ્કૃત પદ્યો અવતરણરૂપે અપાયાં છે. વળી વરાહમિહિરે બતાવેલ ૮૧ પદની સ્થાપનાવિધિને લગતું એક પદ્ય અપાયું છે. ૩ આનો ‘ નરક ’ એવો અર્થ છે, પણ અહીં તો ઠાણ( ઠા. ૧૦ )માં વપરાયેલા

શ્રેણિના વર્ણનરૂપ ગ્રન્થ તે ૧'નિરયાવલિયાસુયખંધ ' ( નિરયાવલિ-શ્રુતસ્કન્ધ ) કહેવાય છે. આ પાઇય નામ આ૦ સમિતિવાળી આવૃત્તિના અન્તમાં અપાયેલું છે. વિશેષમાં અહીં કહ્યું છે કે નિરયાવલિયા ઉવંગ એ એક સુયખંધ છે, એના પાંચ વગ્ગ(વર્ગ)નો પાંચ દિવસો વડે ઉદ્દેસ થાય છે અને તેમાં ચાર વગ્ગમાં દસ દસ ઉદ્દેસગ છે અને પાંચમામાં બાર છે. પ્રારમ્ભમાં જમ્બૂસ્વામીનો પ્રશ્ન છે કે શ્રમણ ભગવન્તે ( મહાવીર-સ્વામીએ ) ઉવંગોનો શો અર્થ કહ્યો છે ? આનો ઉત્તર એ અપાયો છે કે ઉવંગોના પાંચ વગ્ગ કહ્યા છેઃ (૧) ૨નિરયાવલિયા, (૨) કપ્પ-વડિંસિયા, (૩) પુપ્ફિયા, (૪) પુપ્ફચૂલિયા અને (૫) વણ્હિદસા. જમ્બૂસ્વામીએ ફરી પ્રશ્ન કર્યો કે નિરયાવલિયા નામના વગ્ગનાં કેટલાં અજ્ઝયણો કહ્યાં છે ? ઉત્તર તરીકે કાલ વગેરે દસનો નિર્દેશ કરાયો છે. આમ આ સુયખંધની શરૂઆત કરાઈ છે.

## નિરયાવલિયા ( નિરયાવલિકા ) યાને કપ્પિયા ( કલ્પિકા )—

શ્રેણિક અને ચેલ્લણાના પુત્ર કૂણિય( કોણિક )ને પદ્માવતી નામે પત્ની હતી અને કાલી નામની ઓરમાન માતા હતી. એ કાલીને ' કાલ ' નામનો પુત્ર હતો. એક દિવસ 'ગરુડ' વ્યૂહ રચીને એણે કોણિકની સાથે 'રથમુશલ' યુદ્ધમાં ભાગ લીધો. એ ૩ચેડગ ( ચેટક ) રાજાની સાથે લડવા ગયો ત્યારે ચેટકે એને એક બાણથી હણી નાંખ્યો. એ મરીને ' હેમાભ ' નરકમાં ઉત્પન્ન થયો. કેવા આરમ્ભ-સમારમ્ભ વડે એની આ દશા થઇ એમ ગૌતમસ્વામીએ મહાવીરસ્વામીને પૂછ્યું. એ ઉપરથી કોણિકનું ચરિત્ર એમણે કહ્યું. એમાં ચેલ્લણાનો દુષ્ટ દોહદ,, અભયકુમારે તેની કરેલી પૂર્તિ,

---

'નરય' શબ્દના અર્થની પેઠે આનો અર્થ નરકનો જીવ યાને નારક છે.૧ આ નામ એના પ્રથમ વર્ગ ઉપરથી યોજાયેલું લાગે છે. ૨ આ તેમજ એની પછીનાં ચારે નામ બહુવચનમાં છે. શબ્દની શક્તિના સ્વભાવને લઇને એક જ ગ્રન્થ ( નિરયાવલિકા )ને અંગે બહુવચન વપરાયું છે. જેમકે "पञ्चालाः" ઇત્યાદિ. આમ મલયગિરિએ નંદીની વૃત્તિ (પત્ર ૨૦૭ આ)માં કહ્યું છે. ૩ ચેડગ એ ચેલ્લણાના પિતા, ત્રિશલા ક્ષત્રિયાણીના ભાઇ અને એ રીતે મહાવીરસ્વામીના મામા થતા હતા. આ સમ્બન્ધો માટે જુઓ JRL (પૃ. ૨૧).

કૂણિકનો ઉકરડામાં ત્યાગ, કૂકડાના પીંછાથી એની આંગળીને ઇજા થવી, શ્રેણિકનું ત્યાં આવવું અને એની આંગળીમાંથી નીકળતાં લોહી અને પરુને ચૂસવાં, કૂ(કો)ણિકની યૌવનપ્રાપ્તિ; કાલ વગેરે દસ ભાઇઓની મદદથી શ્રેણિકને કૂણિકે કેદમાં પૂરવો અને પોતે રાજા બનવું, ચિ(ચે)લ્લણા (માતા) પાસેથી શ્રેણિકે પોતા તરફ દર્શાવેલા સ્નેહની જાણ થવી અને પિતાને બન્ધનમુક્ત કરવા કુહાડો લઇને એનું જવું અને એ જોઇને શ્રેણિકે ઝેર ખાઇ કરેલો આપઘાત અને એથી ખિન્ન થઈ [1]કૂણિકનું ચમ્પાએ જવું એ બાબતો કહી. વિશેષમાં કૂણિકના નાના ભાઈ વિહલ્લ (અને હલ્લ)ને શ્રેણિક રાજાએ આપેલ સેચનક ગન્ધહસ્તી અને ૧૮ સેરનો હાર, પદ્માવતીએ એની કરેલી માંગણી, વિહલ્લનું હાથી અને હાર લઈ ચમ્પાથી વૈશાલીમાં પોતાના માતામહ ચેટક પાસે જવું, કૂણિકે ચેટક પાસે મોકલેલો દૂત, નવ મલ્લકી અને નવ લેચ્છકી રાજા સાથે ચેટકની મન્ત્રણા અને અન્તે 'રથમુશલ' યુદ્ધ એ હકીકતો પણ મહાવીરસ્વામીએ કહી. આમ પહેલા અજ્ઝયણનો સાર છે.

બીજા અજ્ઝયણમાં શ્રેણિકની પત્ની સુકાલીના પુત્ર સુકાલનું પણ 'રથ-મુશલ' યુદ્ધમાં મરણ થયાની વાત છે. બાકીનાં આઠમાં બીજા આઠ પુત્રો વિષે એમ ઘટાવી લેવાની ભલામણ કરાઈ નિરયાવલિયા પૂર્ણ કરાઇ છે.

**કપ્પિયા**—નંદી( સુ. ૪૪ )માં નિરયાવલિયા પછી 'કપ્પિયા' નો ઉલ્લેખ છે. હારિભદ્રીય વૃત્તિ( પત્ર ૯૪ )માં સૌધર્મ ઇત્યાદિ કલ્પને લગતા વક્તવ્ય રજૂ કરનારી ગ્રન્થપદ્ધતિઓ તે 'કલ્પિકા' એમ આ સમ્બન્ધમાં કહ્યું છે, પણ એને નિરયાવલિયાનું નામાન્તર કહ્યું નથી. તો આ ઉવંગના નામાન્તર તરીકે જે 'કપ્પિયા' નો ઉલ્લેખ કેટલેક-સ્થળે જોવાય છે તે શેને આભારી છે? જંબુદ્દીવપણ્ણત્તિ( વ. ૧ )માં કપ્પિયાનો ઉલ્લેખ છે તે કયા ગ્રન્થને અંગે છે?

---

૧ બૌદ્ધો એમ કહે છે કે અજાતશત્રુ દુષ્ટ અને ક્રૂર રાજા હતો અને એણે એના પિતા બિમ્બિસારને મારી નાંખ્યો હતો. જૈનોએ એને આના કરતાં સારો બતાવ્યો છે એનું કારણ તે એનો જૈન ધર્મ તરફનો ઝોક હતો એમ HIL ( Vol. II, p. 458 )માં કહ્યું છે.

**કપ્પવડિંસિયા** ( કલ્પાવતંસિકા )—આનાં દસ અજ્ઝયણ છે. આમાં શ્રેણિકના પદ્મ વગેરે [1]દસ [2]પૌત્રો અનુક્રમે સૌધર્માદિ કલ્પ-( દેવલોક )માં ઉત્પન્ન થયા અને ત્યાંથી ચ્યવી મોક્ષે જશે એ વાત છે. આમ અહીં કલ્પ ( પા. કપ્પ )નો નિર્દેશ હોવાથી આ ઉવંગનું આ નામ યોજાયું હોય એમ જણાય છે. આ નવમા અંગનું ઉવંગ ગણાય છે.

**પુપ્ફિયા** ( પુષ્પિકા )—દસમા અંગના ઉવંગ ગણાતા આ આગમનાં પણ દસ અજ્ઝયણો છે. એનાં સંસ્કૃત નામ ચન્દ્ર, સૂર્ય, શુક્ર, બહુપુત્રિકા, પૂર્ણભદ્ર, માણિભદ્ર, દત્ત, શિવ, બલ અને અનાઢિય ( અનાદૃત ) છે. પહેલામાં એ વાત છે કે ચન્દ્ર નામનો જ્યોતિષીન્દ્ર મહાવીરસ્વામીને વન્દન કરવા આવે છે અને સૂર્યાભની પેઠે નાટ્યવિધિ બતાવીને પાછો કરે છે. ગૌતમસ્વામી એની ઋદ્ધિ ક્યાંથી આવી અને ક્યાં સમાઈ એ બાબત પૂછે છે એટલે મહાવીરસ્વામી [3]કૂટાગારસાલાનું ઉદાહરણ આપે છે, અને પૂર્વ ભવમાં એ અંગતી નામે ગૃહસ્થ હતો અને પાર્શ્વનાથની પાસે દીક્ષા લઈ અનશન કરી કાળધર્મ પામી એ દેવ થયો છે એમ કહે છે.

બીજા અજ્ઝયણમાં સૂર્યની હકીકત છે. એ પણ ચન્દ્રની જેમ વન્દન અને નાટ્યવિધિ કરે છે. એણે પણ પૂર્વ ભવમાં પાર્શ્વનાથ પાસે દીક્ષા લીધી હતી.

ત્રીજા અજ્ઝયણમાં શુક્રની વાત છે. એ પણ ચન્દ્રની જેમ વન્દન

---

૧ આઠમા અંગમાં જે રાજકુંવરોનો ઉલ્લેખ છે તેના આ પુત્રો છે. ૨ જેમ નિરયાવલિયામાં શ્રેણિકના પુત્રોની વાત છે તેમ અહીં એના પૌત્રોની હકીકત છે. આમ આ બે સમ્બદ્ધ છે. ૩ વિવાગસુય ( સુય. ૧, અ. ૩ )માં આ શબ્દ આવે છે. ત્યાં એનો અર્થ 'ષડ્યન્ત્રવાળું ઘર' એમ કરાયો છે. અહીં જે આ શબ્દ વપરાયો છે એ સમ્બન્ધમાં શ્રીચન્દ્રસૂરિ આની ટીકા ( પત્ર ૨૨અ )માં કહે છે કે કોઈક ઉત્સવની વેળાએ કોઈ નગરમાં બહારના ભાગમાં દેશના (દેશિક) લોકોને રહેવા લાયક એક મોટી શાળા (એક જાતનું ઘર) હતી. એ ઉત્સવમાં લોકો ક્રીડા કરતાં હતાં એવામાં મેઘની વૃષ્ટિ થઈ, એથી ભયના માર્યાં લોકો એ શાળામાં પેસી ગયાં. એમ દેવે વિકુર્વેલા લોક નાટ્યકાર્ય કરી એના શરીરમાં સમાઈ ગયા.

અને નાટ્યવિધિ કરે છે. એનો પૂર્વ ભવ મહાવીરસ્વામી કહે છેઃ એ સોમિલ નામનો ઋગ્વેદાદિ જાણનારો બ્રાહ્મણ હતો. એણે પાર્શ્વનાથ પાસે જઇ [1]જત્તા ઇત્યાદિ તેમજ [2]સરસવ વગેરે વિષે પ્રશ્ન પૂછી બોધ પામી દીક્ષા લીધી. એક વેળા એને મિથ્યાત્વનો ઉદય થયો. મધ્યરાત્રિએ એને વિચાર આવ્યો કે મારે આ વારાણસીની બહાર સૂર્ય ઊગતાં આંબાં વગેરે ઝાડ રોપવાં. પછી એણે એમ કરી તેને સારી રીતે ઉછેર્યાં.

એક વેળા એણે લોઢાનાં કડાહ અને કડછી તેમજ તાપસનાં તાંબાનાં વાસણ વગેરે ઘડાવી વિવિધ પ્રકારના આહાર તૈયાર કરાવી અને સ્વજનાદિને જમાડી અને ઉપર્યુક્ત કડાહ વગેરે લઈ, ગંગાને કિનારે જે [3]જાતજાતના વાનપ્રસ્થ તાપસો હતા તે પૈકી 'દિસાપોકિખય' (દિશાપ્રોક્ષિત અર્થાત્ દિશાઓ-ચોતરફ જળ છાંટનારા ) તાપસો પાસે દીક્ષા લીધી. એણે અભિગ્રહ લીધો કે જીવન પર્યન્ત નિરન્તર છઠ્ઠ છઠ્ઠ વડે 'દિશાચક્રવાલ' તપ કરી બે હાથ ઊંચા રાખી સૂર્યની સન્મુખ મુખ રાખી આતાપના લેવી. પહેલા છઠ્ઠને પારણે એ આતાપના-ભૂમિ( તડકો તપવાની જગ્યા )થી ઊતરી વલ્કલના વસ્ત્ર પહેરી પોતાની ઝુંપડીએ આવ્યો. પછી એણે બે [4]કિઢિણની [5]કાવડ રચી પૂર્વ દિશામાં જળ છાંટયું. પછી આ દિશામાં જે સોમ મહારાજા (લોકપાલ) છે તે પ્રસ્થાનને માર્ગે ચાલેલા (ધર્મસાધનમાં પ્રવૃત્ત થયેલા) સોમિલ બ્રાહ્મણ-ઋષિનું રક્ષણ કરો એમ વારંવાર એણે એની પ્રાર્થના કરી. ત્યાર બાદ કન્દ, મૂળ, છાલ, પાંદડાં, ફૂલ, ફળ, બીજ અને હરિયાળી લેવાની રજા આપો એમ કહી એ પૂર્વ દિશામાં ચાલ્યો. કન્દ વગેરે લઈ કાવડ ભરી અને ડાભ( દર્ભ ), કુશ, પત્તામોડ (ઝાડની શાખા ઉપરથી તોડેલાં પત્રો), સમિધ અને કાષ્ઠ ગ્રહણ કરી એ પોતાની ઝુંપડીએ આવ્યો. એણે કાવડ મૂકી વેદિકા બનાવી અને એ

---

૧-૨ જુઓ પૃ. ૮૩. ૩ આની એક લાંબી યાદી મૂળમાં જે અપાયેલી છે તે જ ઓવવાઇય (પૃ. ૬૪, સુ. ૭૪)માં તેમજ વિયાહ૦ ( સુ ૧૧, ઉ. ૯, સુત્ત ૪૧૦ )માં પણ છે. છતાં ભલામણ કરાઈ નથી. ૪ વિયાહ૦ (સ ૭, ઉ. ૯; સુ. )માં આ શબ્દ વપરાયો છે. આ તાપસોનું વાંસનું બનાવેલું પાત્ર છે. ૫ 'મૂળમાં સંકાઇય' શબ્દ છે. ટીકાકાર આનો અર્થ 'ભાર વહન કરવાનું યન્ત્ર' કરે છે.

લીંપી સન્માર્જિત કરી ડાભ અને કળશ લઇને એ ' ગંગા ' નદીએ ગયો અને ત્યાં જલમજ્જન, જલક્રીડા ને જલાભિષેક કરી, આચમન કરી ચોકૂખો થઈ [1]દેવકાર્ય અને [2]પિતૃકાર્ય કરી ડાભ અને કળશ લઇ ઝુંપડીએ પાછો ફર્યો. પછી એણે ડાભ, કુશ અને વાલુકા( રેતી ) વડે વેદી રચી [3]શરક( નિર્મન્થનકાષ્ઠ ) કર્યું, અરણિ( નિર્મથનીય કાષ્ઠ ) કરી, શરક વડે અરણિનું મન્થન કરી અગ્નિ પાડ્યો ( સળગાવ્યો ), એને પ્રદીપ્ત કરી એમાં સમિધ કાષ્ઠ નાંખી એને પ્રજ્વલિત કર્યો અને એ અગ્નિની ડાબી બાજુએ [4]સકથ, વલ્કલ, [5]સ્થાન, [6]શય્યાનું ઉપકરણ, કમણ્ડલ, દણ્ડદારુ ( દણ્ડ માટેનું લાકડું ) અને આત્મા એ સાત અંગને સ્થાપ્યાં. ત્યાર બાદ એણે મધ, ઘી અને ચોખા વડે અગ્નિમાં હોમ કર્યો અને ચરુ( બલિ ) સાધ્યો. એ બલિ વડે વૈશ્વદેવ કર્યો, અતિથિનો ( ભોજનાદિક વડે ) સત્કાર કર્યો અને પછી પોતે આહાર કર્યો.

એવી રીતે બીજા છઠ્ઠને પારણે દક્ષિણ દિશામાં યમ મહારાજા છે તે સોમિલનું રક્ષણ કરો, એમ કહી એ દક્ષિણ દિશામાં ગયો અને ઉપર મુજબ વર્ત્યો. એ પ્રમાણે ત્રીજા પારણે પશ્ચિમ દિશાના વરુણ મહારાજાને વિનન્તિ કરી પશ્ચિમ દિશામાં, અને ચોથે પારણે ઉત્તરમાંના વૈશ્રમણ મહારાજાને વિનન્તિ કરી ઉત્તરમાં ગયો.[7] આગળ ઉપર એક વેળા [8]કાષ્ઠમુદ્રા વડે મુખ બાંધી એ મૌન રહ્યો. એણે એવો અભિગ્રહ લીધો

---

૧ દેવતર્પણ. ૨ પિતૃતર્પણ. ૩ મૂળમાં ' સરય ' શબ્દ છે અને એ નાયા૦ (સુય. ૧, અ. ૧૮)માં વપરાયો છે. ૪ તાપસનું ઉપકરણ એમ શ્રીચન્દ્ર કહે છે. ૫-૬ આ બન્નેનો વિશેષ અર્થ બરાબર સમજાતો નથી. ૭ પૃ. ૧૩૮ ગત ' છઠ્ઠું છઠ્ઠું વડે 'થી માંડીને અહીં સુધીનો ભાગ વિયાહ૦ ( સ. ૧૧, ઉ. ૯ )માં શિવ રાજર્ષિના વૃત્તાન્તમાં છે; છતાં અહીં એ જોવાની કે ત્યાં આ જોવાની ભલામણ નથી તેનું શું કારણ? ૮ શ્રીચન્દ્રસૂરિ આ બે રીતે સમજાવે છે: (૧) લાકડાનાં પૂતળાં ન બોલે તેમ એ મૌન રહ્યો. અને ( ૨ ) મુખના છિદ્રને ઢાંકનાર લાકડાના કકડો કે જેના બન્ને છેડે એકેક છિદ્ર હોય અને તેમાં દોરો પરોવેલો હોય તે ' કાષ્ઠમુદ્રા '. એનાથી મુખ ઢાંકીને મૌન રહ્યો. જુઓ પત્ર ૨૭આ.

કે દિશાના અન્તમાં જતાં જો હું કોઈ ખાઈ વગેરેમાં પડું તો ત્યાંથી મારે ઊઠવું નહિ પણ જીવનનો અન્ત આવવા દેવો. આવા અભિગ્રહપૂર્વક એ જુદી જુદી દિશામાં ફરતો હતો. એવામાં એક દિવસ મધ્યરાત્રિએ એક દેવે આવી એને કહ્યું કે તારી દીક્ષા ખોટી છે પણ એણે એની વાત ગણકારી નહિ. આવો બનાવ ચારેક વાર બનતાં દેવ દ્વારા પ્રતિબોધ પામી એણે પાંચ અણુવ્રત ગ્રહણ કર્યાં. આગળ ઉપર વિવિધ તપશ્ચર્યા કરી અને અન્તે સંલેખના કરી કાળ કરી એ શુક્ર તરીકે ઉત્પન્ન થયો. અહીંથી ચ્યવી એ મોક્ષે જશે.

ચોથા અજ્ઝયણમાં બહુપુત્તિયા દેવી મહાવીરસ્વામીને વન્દન કરી નાટ્યવિધિ કરી પાછી ફરી એટલે ગૌતમસ્વામીએ એને વિષે પૂછતાં મહાવીરસ્વામીએ એનો પૂર્વ ભવ કહ્યો: વારાણસીમાં ભદ્ર નામે સાર્થવાહ હતો. તેને સુભદ્રા નામની પત્ની હતી. એને એકે સન્તાન થયું ન હતું. આથી એ ઢીંચણ અને કોણીની જ માતા હતી.[1] સુવ્રતા આર્યાનો સમાગમ થતાં સન્તાનની પ્રાપ્તિ માટે કોઇ મન્ત્રપ્રયોગ વગેરે હોય તો તે જણાવવા કહ્યું. સુવ્રતાએ કહ્યું કે આ વાત અમારે સાંભળવા જેવી પણ નથી, અમે તો સર્વજ્ઞે કહેલો ધર્મ જ કહીએ છીએ. એમ કહી એણે ધર્મ કહ્યો. એ ઉપરથી સુભદ્રા શ્રાવિકા બની. વખત જતાં પતિની અનુજ્ઞા મેળવી એણે સુવ્રતા પાસે દીક્ષા લીધી. કાલાન્તરે એ બાળકોમાં આસક્ત બની. એ [2]અભ્યંગન, [3]ઉદ્દ્વર્તન, કંકણુ ઇત્યાદિ માગી લાવી ઘણા લોકોનાં દારક ને દારિકા, કુમાર ને કુમારિકા, ડિમ્ભ અને ડિમ્ભિકા અર્થાત્ બાલબચ્ચાં પૈકી કેટલાંકને અભ્યંગન, કેટલાંકને ઉદ્દ્વર્તન અને કેટલાંકને સ્નાન કરાવતી. એ કેટલાંકના પગ અને કેટલાંકના ઓઠ રંગતી તો કેટલાંકની આંખો આંજતી. કેટલાંકને બાણ (જેવું તિલક ?) તો કેટલાંકને તિલક,

---

૧ આ બે અવયવો જ એની છાતીને સ્પર્શતાં હતાં; નહિ કે એનું કોઈ બાળક. અથવા આ બે જ અવયવો પર પ્રાણાદિકને સહાય કરવામાં કે ખોળામાં બેસાડવા લાયક પરિવાર હતો, નહિ કે સન્તાન. ૨ તેલ ચોળવું. ૩ તેલ પાછું કાઢવું.

કેટલાંકને [1]દિગિંદલઅ (? અડધી આડ) તો કેટલાંકને પંક્તિઓ અને કેટલાંકને [2]છેદ્ય ( છિદ્રો ) કરતી. કેટલાંકને એ વર્ણકથી રંગતી, કેટલાંકને સુગંધી ચૂર્ણ ( powder ) લગાડતી, કેટલાંકને રમકડાં ને કેટલાંકને ખાજાં આપતી, કેટલાંકને ક્ષીરનું ભોજન કરાવતી, કેટલાંકની પાસે ફૂલ મૂકતી, કેટલાંકને પગ, જાંઘ વગેરે પર બેસાડતી અને કેટલાંકને હાથ વડે ઝાલી હીંચોળતી, કેટલાંકને ગીત (?) સંભળાવતી અને કેટલાંકને કપડાં પહેરાવતી. આમ એ પુત્ર, પુત્રી, પૌત્ર ને પૌત્રીની ઇચ્છાને સન્તોષતી. સુવ્રતા આર્યાએ આમ ન કરાય એમ કહ્યું ત્યારે એણે માન્યું નહિ. બીજી સાધ્વીઓએ એના આ કૃત્યની નિન્દા કરી એટલે એ બીજા ઉવસ્સય(ઉપાશ્રય)માં ગઇ. અન્તે કાળ કરી એ બહૂપુત્તિયા દેવી બની. એ ચ્યવીને બ્રાહ્મણ કુળમાં જન્મ લેશે અને પરણ્યા પછી એને સોળ વર્ષ સુધી વર્ષે વર્ષે જોડકાં અવતરતાં એની સારસમ્ભાળ લેવી, તેમની માગણી પૂરી કરવી ઇત્યાદિ કાર્યોથી એ પૂરેપૂરી કણ્ટાળી જશે. એવામાં સુવ્રતા સાધ્વી આવતાં તેની પાસે ધર્મ સાંભળી એ બાર વ્રત લેશે અને આગળ ઉપર દીક્ષા લઇ કાળ કરી 'સોમ' દેવ બનશે અને ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં ઉત્પન્ન થઈ મોક્ષે જશે.

પૂર્ણભદ્ર વગેરે દેવો ચન્દ્રની જેમ વન્દન વગેરે કરે છે ઇત્યાદિ હકીકત બાકીનાં અજ્ઝયણમાં છે. જૈ. સા. સં. ઇ. ( પૃ. ૬૩ )માં કહ્યું છે કે "દશ દેવ-દેવીઓ પોતાના વિમાનમાંથી પુષ્પકમાં બેસીને વંદન કરવા [3]આવે છે". મને તો આ ઉવંગમાં કે સૂર્યાભદેવના અધિકારમાં 'પુષ્પક' ( પા. પુપ્ફય ) નામ મળ્યું નથી. એ હોય તો આ વિમાનના નામ ઉપરથી આ ઉવંગનું નામ યોજવાની કલ્પના કરાય. બાકી નંદીની ચૂર્ણિ (પત્ર ૫૦)માં અને એની હારિભદ્રીય વૃત્તિ (પત્ર ૯૫ )માં તો કહ્યું છે કે ગૃહવાસ છોડીને સંયમભાવથી પુષ્પિત યાને સુખી થઇ સંયમભાવના ત્યાગથી દુ:ખી થઇ

૧ આનો ખરો અર્થ જાણવામાં નથી. ૨ 'આકૃતિ પાડતી' એવો આનો અર્થ છે? છેદ્ય એટલે 'છુંદણાં' એમ કહેવાય? ૩ HIL ( Vol. II, p. 458 )માં પણ આવો ઉલ્લેખ છે.

સિદ્ધાન્તરતવ )માંનાં નીચે મુજબનાં પદ્યો હું રજુ કરું છું અને સાથે સાથે આના કરતાં પ્રાચીન ઉલ્લેખ છે એમ પ્રશ્ન પૂછું છું :—

" निस्सीहं १ कप्प–ववहार २ पंचकप्पो ३ दसासुअक्खंधो ४।
तह महनिसीह ५ एए छच्छेआ जीअकप्पो ६ अ ॥७॥
पंचपरमिट्ठिसामाइयाइं आवस्सयं च छच्छेअं । "

આમ અહીં છેયસુત્તની સંખ્યા છની દર્શાવાઇ છે, અને એ મુજબ નિસ્સી(સી)હ, કપ્પ અને વવહાર, પંચકપ્પ, દસાસુઅક્ખંધ અને મહાનિસીહ એ ૭ ગ્રન્થ ગણાવી જીયકપ્પનો તેમજ પંચપરમિટ્ઠિ (નવકાર), સામાયિય ઈત્યાદિ અંશવાળા આવસ્સયનો છ છેય(સુત્ત) તરીકે ઉલ્લેખ કરાયો છે. ઉપાધ્યાય સમયસુન્દરે વિ. સં. ૧૬૭૨માં રચેલા સામાચારીશતકની મુદ્રિત આવૃત્તિ ( પત્ર ૭૬ આ )માં ઉપર મુજબ પદ્યો છપાયાં છે. એ વિચારતાં જણાય છે કે ૭ છેયસુત્ત ગણાવતી વેળા કપ્પ અને વવહારને બે ભિન્ન ન ગણતાં એક ગણેલ છે, કેમકે જીયકપ્પને છેયસુત્ત ગણવાનો ગ્રન્થકારનો ઇરાદો હોય એમ લાગે છે. આગળ જતાં તો એઓ આવસ્સયનો પણ છેયસુત્ત તરીકે ઉલ્લેખ કરે છે, અને એ તો ખરેખર વિચારણીય છે.

**નિસીહ** ( [1]નિશીથ )–આનું બીજું નામ ' આયારપગપ્પ ' ( આચારપ્રકલ્પ ) છે. શુબ્રિંગે લાઇપ્ત્સિગથી રોમન લિપિમાં વવહારની સાથે આ નિસીહ [2]છપાવ્યું હતું. એ ઉપરથી જૈ. સા. સં. સમિતિએ ઇ. સ. ૧૯૨૩માં પૂનાથી આ " कल्प–व्यवहार– निशीथ–सूत्राणि " એ-

૧ સિદ્ધાન્તાગમસ્તવ ( શ્લો. ૯૨ )માં આની મોક્ષમાર્ગના દીપક, ઉદ્ઘાત ( ગુરુ પ્રાયશ્ચિત્ત ) અને અનુદ્ઘાત ( લઘુ પ્રાયશ્ચિત્ત )ના આરોપણના આત્મા અને વિવિધ ઉત્સર્ગ અને અપવાદરૂપે સ્તુતિ કરાઇ છે. એની અવચૂરિ ( પૃ. ૯૨ )માં કહ્યું છે કે નિશીથ એટલે અર્ધ ( મધ્ય ) રાત્રિ. એના જેવું રહસ્યભૂત અધ્યયન તે 'નિશીથ'. ૨ HIL ( Vol. II, p. 464 )માં Vavahara-und Nisithasutta edited by W. Schubring, Leipzig 1918, AKM XV, દ્વારા નિર્દેશેલ પુસ્તક તે જ આ આવૃત્તિ હોય એમ લાગે છે.

નામથી ત્રણ છેયસુત્ત પ્રસિદ્ધ કર્યાં. નિસીહમાં વીસ ઉદ્દેસઅ છે અને એમાં અનુક્રમે ૫૮, ૫૯, ૭૯, ૧૧૨, ૭૭, ૭૭, ૯૧, ૧૭, ૨૮, ૪૭, ૯૨, [1]૪૨, [2]૭૪, ૪૫, ૧૫૪, ૫૦, ૧૫૧, ૬૪, ૩૬ અને ૫૩ બોલ છે. પહેલા ઉદ્દેસઅમાંના ૫૮ બોલમાં કહેલાં આચરણો જે કરે, કરાવે કે અનુમોદે તેને [3]માસિક પ્રાયશ્ચિત્ત આવે. આ હકીકત બીજા, ત્રીજા ને ચોથા ઉદ્દેસઅના બોલને પણ લાગુ પડે છે. ઉદ્દેસઅ ૫-૧૯ના બોલને અંગે ચાતુર્માસિક પ્રાયશ્ચિતનો ઉલ્લેખ છે. વીસમા ઉદ્દેસઅમાં આલોચનાપૂર્વકનાં માસિક, ચાતુર્માસિક ઇત્યાદિ પ્રાયશ્ચિત્તોની વિધિ બતાવાઇ છે. વિશેષમાં આ ઉદ્દેસઅના પહેલા વીસ બોલ તે વવહારના પહેલા ઉદ્દેસઅના વીસ બોલ છે. HIL ( Vol. II, p. 464-5 )માં કહ્યું છે કે નિસીહના છેલ્લા ઉદ્દેસઓમાં વવહારના મોટા ભાગને સ્થાન અપાયું છે. આ નિસીહનાં પુષ્કળ સુત્તો આયારની પહેલી બે ચૂલાનાં સુત્ત સાથે સામ્ય ધરાવે છે, અને આ નિસીહ તેમજ વવહાર એ બંનેનું મૂળ કોઈ પ્રાચીન કૃતિ છે.

આ નિસીહ, પંચકપ્પ અને મહાનિસીહના કર્તા ગણધર છે, જ્યારે કપ્પ, વવહાર અને દસાસુયક્ખંધના કર્તા ભદ્રબાહુસ્વામી છે એમ મનાય છે. પંચકપ્પભાસ પ્રમાણે તો નિસીહ, દસા૦, કપ્પ અને વવહાર એ ચારેનું નિર્યૂહણ ભદ્રબાહુસ્વામીએ નવમા પુવ્વમાંથી કર્યું છે. નિસીહની ઉપર્યુક્ત આવૃત્તિના અન્તમાં ત્રણ પદ્યો છપાયાં છે. તેમાં કહ્યું છે કે મહાકીર્તિશાળી અને જ્ઞાનની મંજૂષારૂપ મહત્તર વિસાહગણિએ નિસીહ લખ્યું છે. નિસીહ એ આયારની પાંચમી ચૂલા ગણાય છે. આ તેમજ મહાનિસીહ, દસા૦ કપ્પ અને વવહાર કાલિયસુય છે. નિસીહ ઉપર જિનદાસગણિએ ચુણ્ણિ રચી છે. એનું નામ [4]વિસેસનિસીહચુણ્ણિ છે. એની સાઇક્લોસ્ટાઇલ્ડ

---

૧-૨ જૈ. સા. સં. ઇ. ( પૃ. ૭૭ )મા ૩૦ અને ૬૦ના ઉલ્લેખ છે તે ખોટા છે. ૩ મૂળમાં "मासियं परिहारट्ठाणं अणुग्घाइयं" એવો ઉલ્લેખ છે. ૪ આ નામ જ સૂચવે છે કે આની પૂર્વે બીજી ચુણ્ણિ હોવી જોઇએ, પણ એ હજી સુધી [illegible]ળી નથી.

ફરીથી એના જ ત્યાગથી પુષ્પિત અર્થાત્ સુખી થયેલા જીવોનું વર્ણન જે ગ્રન્થપદ્ધતિઓમાં હોય તે 'પુપ્ફિયા' કહેવાય છે, અને આ પ્રસ્તુત અર્થનું વિશેષ પ્રતિપાદન કરનારી ગ્રન્થપદ્ધતિઓ તે 'પુપ્ફચૂલા' છે. આમ આ નામ સકારણ છે.

**પુપ્ફચૂલિયા** ([1]પુષ્પચૂલિકા)—આમાં દસ અજ્ઝયણો છે. એમાં અનુક્રમે શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ, લક્ષ્મી, ઇલાદેવી, સુરાદેવી, રસદેવી અને ગન્ધદેવી એમ દસ [2]દેવીઓના પૂર્વ ભવ વર્ણવાયા છે. દસે દેવીએ પૂર્વ ભવમાં પાર્શ્વનાથ પાસે દીક્ષા લીધી હતી અને એ સર્વે [3]પુષ્પચૂલા સાધ્વીની શિષ્યાઓ બની હતી. વિશેષમાં સાધ્વી હોવા છતાં આ દરેકને જળ વડે વસ્તુઓ ધોવાનો નાદ હતો. એની આલોચના ન કરવાથી એમને મોક્ષગતિ મળી શકી નહિ.

**વણ્હિદસા** (વૃષ્ણિદશા)—નંદીચુણ્ણિ (પત્ર ૫૦)માં કહ્યું છે કે અહીં 'અંધગ' શબ્દનો લોપ થયો છે એટલે કે આખું નામ 'અંધગવણ્હિદસા' છે. આ અંગે મલયગિરિસૂરિ નંદીની વૃત્તિ (પત્ર ૨૦૮)માં કહે છે કે "नाम्नि उत्तरपदस्य वा" એ લક્ષણથી આદિ પદ 'અન્ધક'નો લોપ થયો છે. આ ઉવંગમાં બાર અજ્ઝયણો છે. એમાં [4]વૃષ્ણિ વંશના [5]બલદેવના [6]નિષઢ વગેરે બાર પુત્રો અરિષ્ટનેમિ પાસે દીક્ષા લઈ એ પાળી સર્વાર્થસિદ્ધમાં ગયા એનો અજ્ઝયણદીઠ અધિકાર છે. પૂર્વ ભવમાં નિષઢ વગેરે દેવલોકમાં ઉત્પન્ન થયા હતા, કેમકે એની પહેલાના ભવમાં એમણે ચારિત્રનું આરાધન કર્યું હતું.

**વિવરણાદિ**—ડૉ. એ. એસ. વૉરને ઇ. સ. ૧૮૭૯માં આ સુયક્-

---

૧ નંદીની મલયગિરિસૂરિકૃત વૃત્તિ (પત્ર ૨૦૮ આ)માં આને બદલે 'પુષ્પચૂડા' શબ્દ વપરાયો છે. ૨ જેમ પુપ્ફિયામાં નવ દેવો અને એક દેવીની વાત છે તેમ અહીં દસ દેવીની છે અને એ રીતે આ બે સમ્બદ્ધ ગણાય. ૩ પૃ. ૧૦૦માં 'કાલી'ના ગુરુ તરીકે 'પુષ્પચૂલા'નો ઉલ્લેખ છે. તે ને આ એક છે ? ૪ આ વંશમાં થયેલાઓની વાત આ ઉવંગમાં આવે છે એ ઉપરથી આનું 'વણ્હિદસા' નામ પડાયું છે. ૫ અન્ધકવૃષ્ણિના પુત્ર વસુદેવના એ પુત્ર થાય. ૬ કૃષ્ણ એના કાકા થાય.

ખંધમાંના પહેલા વર્ગરૂપ નિરયાવલિયા સમ્પાદિત કરી હતી. આ૦ સમિતિએ શ્રીચન્દ્રસૂરિકૃત ટીકા સહિત આ સમગ્ર સુયક્ખંધ પ્રસિદ્ધ કરેલો છે. ઇ. સ. ૧૯૩૨માં ડૉ. પી. એલ. વૈદ્યે આ સુયક્ખંધ અંગ્રેજી [1] પ્રસ્તાવના, ટિપ્પણો અને શબ્દકોશ તેમજ વર્ણકાદિ વિસ્તાર અને મહાબલના જન્માદિનું વર્ણન એ બે પરિશિષ્ટો સહિત સમ્પાદિત કર્યો છે. જૈ. ધ. પ્ર. સભા તરફથી સમગ્ર સુયક્ખંધરૂપ મૂળ, મૂળના અને ટીકાના ગુજરાતી અનુવાદ સહિત વિ. સં. ૧૯૯૦માં છપાયેલું છે. આ પાંચ ઉવંગો જે અંગ્રેજી પ્રસ્તાવના, અનુવાદ, ટિપ્પણ, શબ્દકોશ, વર્ણકાદિવિસ્તાર, અને શ્રીચન્દ્રસૂરિકૃત ( સંસ્કૃત ટીકા ) સહિત એ. એસ. ગોપાણીએ અને વી. જે. ચોકસીએ તૈયાર કર્યાં હતાં તે ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય તરફથી ઇ. સ. ૧૯૩૪માં એક પુસ્તકરૂપે પ્રકાશિત થયાં છે. નિરયાવલિસુયક્ખંધનો સાર હિન્દીમાં જ્ઞાનસુંદરજીએ શીઘ્ર બોધ( ભા. ૧૮ )માં આપ્યો છે. ડૉ. એ. એન. ઉપાધ્યેએ આ પાંચ ઉવંગોની [2] કથાનો સાર બૃહત્કથાકોશની અંગ્રેજી પ્રસ્તાવના( પૃ. ૨૨–૨૩ )માં આપ્યો છે.

---

# પ્રકરણ ૧૪ : છ છેયસુત્ત

છેયસુત્તની સંખ્યા દર્શાવી તેનો નામનિર્દેશ કરનારો અને જૈનધર્મવરસ્તોત્રની સ્વોપજ્ઞ વૃત્તિમાંના ઉલ્લેખ કરતાં પ્રાચીન ઉલ્લેખ કોઇ છે એવો પ્રશ્ન પૃ.૧૧ માં મેં ઉઠાવ્યો છે. એના ઉત્તર તરીકે જિનપ્રભસૂરિએ જઇણુ મરહટ્ઠીમાં અગિયાર [3] પદ્યોમાં રચેલા સિદ્ધંતથવ ( સં.

---

૧. આના પૃ. ૮માં એવો ઉલ્લેખ છે કે એમ લાગે છે કે મૂળે આ પાંચ ઉવંગો સ્વતન્ત્ર હતાં, પણ એ નાનાં હોવાથી એ એકત્રિત કરાયાં અને એકજ ગ્રન્થનાં પાંચ વર્ગ તરીકે ગણાવાયાં. HIL ( Vol. 11, p. 457 )માં તો એવો ઉલ્લેખ છે કે અસલ આ પાંચ ઉવંગો એક ગ્રન્થ હોવાનો ઘણો સમ્ભવ છે, અને ઉવંગોની સંખ્યા બારની ગણાવવા માટે આ પાંચની આગળ ઉપર સ્વતન્ત્ર ગણના થઇ હોવી જોઈએ.
૨. આની પહેલાં અંગ ૬–૯ નીં કથાઓ વિષે અને આની પછી વિવાગસુય, ઉત્તર૦ અને પઇણ્ણગમાંની કથાઓ વિષે ઊહાપોહ છે. ૩ ચોથા અને પાંચમા પદ્યમાં ઉવંગોની બારની સંખ્યા અને એનાં નામોનો ઉલ્લેખ છે.

સિદ્ધાન્તસ્તવ )માંનાં નીચે મુજબનાં પદ્યો હું રજુ કરું છું અને સાથે સાથે આના કરતાં પ્રાચીન ઉલ્લેખ છે એમ પ્રશ્ન પૂછું છું :—

" निस्सीहं १ कप्प-ववहार २ पंचकप्पो ३ दसासुअक्खंधो ४ ।
तह महनिसीह ५ एए छच्छेआ जीअकप्पो ६ अ ॥ ७ ॥
पंचपरमिट्ठिसामाइयाइं आवस्सयं च छच्छेअं । "

આમ અહીં છેયસુત્તની સંખ્યા છની દર્શાવાઇ છે, અને એ મુજબ નિસ્સી(સી)હ, કપ્પ અને વવહાર, પંચકપ્પ, દસાસુઅક્ખંધ અને મહાનિસીહ એ ૭ ગ્રન્થ ગણાવી જીયકપ્પનો તેમજ પંચપરમિટ્ઠિ (નવકાર), સામાયિય ઈત્યાદિ અંગવાળા આવસ્સયનો છ છેય(સુત્ત) તરીકે ઉલ્લેખ કરાયો છે. ઉપાધ્યાય સમયસુન્દરે વિ. સં. ૧૬૭૨માં રચેલા સામાચારીશતકની મુદ્રિત આવૃત્તિ ( પત્ર ૭૬ આ )માં ઉપર મુજબ પદ્યો છપાયાં છે. એ વિચારતાં જણાય છે કે ૭ છેયસુત્ત ગણાવતી વેળા કપ્પ અને વવહારને બે ભિન્ન ન ગણતાં એક ગણેલ છે, કેમકે જીયકપ્પને છેયસુત્ત ગણવાનો ગ્રન્થકારનો ઇરાદો હોય એમ લાગે છે. આગળ જતાં તો એઓ આવસ્સયનો પણ છેયસુત્ત તરીકે ઉલ્લેખ કરે છે, અને એ તો ખરેખર વિચારણીય છે.

**નિસીહ** ( [1]નિશીથ )–આનું બીજું નામ ' આયારપગપ્પ ' ( આચારપ્રકલ્પ ) છે. શુબ્રિંગે લાઇપ્ત્સિગથી રોમન લિપિમાં વવહારની સાથે આ નિસીહ [2]છપાવ્યું હતું. એ ઉપરથી જૈ. સા. સં. સમિતિએ ઇ. સ. ૧૯૨૩માં પૂનાથી આ " कल्प–व्यवहार– निशीथ-सूत्राणि " એ-

૧ સિદ્ધાન્તાગમસ્તવ ( શ્લો. ૯૨ )માં આની મોક્ષમાર્ગના દીપક, ઉદ્ઘાત ( ગુરુ પ્રાયશ્ચિત્ત ) અને અનુદ્ઘાત ( લઘુ પ્રાયશ્ચિત્ત )ના આરોપણના આત્મા અને વિવિધ ઉત્સર્ગ અને અપવાદરૂપે સ્તુતિ કરાઇ છે. એની અવચૂરિ ( પૃ. ૯૨ )માં કહ્યું છે કે નિશીથ એટલે અર્ધ ( મધ્ય ) રાત્રિ. એના જેવું રહસ્યભૂત અધ્યયન તે 'નિશીથ'. ૨ HIL ( Vol. II, p. 464 )માં Vavahara-und Nisithasutta edited by W. Schubring, Leipzig 1918, AKM XV, દ્વારા નિર્દેશેલ પુસ્તક તે જ આ આવૃત્તિ હોય એમ લાગે છે.

નામથી ત્રણ છેયસુત્ત પ્રસિદ્ધ કર્યાં. નિસીહમાં વીસ ઉદ્દેસઅ છે અને એમાં અનુક્રમે ૫૮, ૫૯, ૭૯, ૧૧૨, ૭૭, ૭૭, ૯૧, ૧૭, ૨૮, ૪૭, ૯૨, [1]૪૨, [2]૭૪, ૪૫, ૧૫૪, ૫૦, ૧૫૧, ૬૪, ૩૬ અને ૫૩ બોલ છે. પહેલા ઉદ્દેસઅમાંના ૫૮ બોલમાં કહેલાં આચરણો જે કરે, કરાવે કે અનુમોદે તેને [3]માસિક પ્રાયશ્ચિત્ત આવે. આ હકીકત બીજા, ત્રીજા ને ચોથા ઉદ્દેસઅના બોલને પણ લાગુ પડે છે. ઉદ્દેસઅ ૫-૧૯ના બોલને અંગે ચાતુર્માસિક પ્રાયશ્ચિતનો ઉલ્લેખ છે. વીસમા ઉદ્દેસઅમાં આલોચનાપૂર્વકનાં માસિક, ચાતુર્માસિક ઇત્યાદિ પ્રાયશ્ચિત્તોની વિધિ બતાવાઇ છે. વિશેષમાં આ ઉદ્દેસઅના પહેલા વીસ બોલ તે વવહારના પહેલા ઉદ્દેસઅના વીસ બોલ છે. HIL ( Vol. II, p. 464-5 )માં કહ્યું છે કે નિસીહના છેલ્લા ઉદ્દેસઓમાં વવહારના મોટા ભાગને સ્થાન અપાયું છે. આ નિસીહનાં પુષ્કળ સુત્તો આયારની પહેલી બે ચૂલાનાં સુત્ત સાથે સામ્ય ધરાવે છે, અને આ નિસીહ તેમજ વવહાર એ બંનેનું મૂળ કોઈ પ્રાચીન કૃતિ છે.

આ નિસીહ, પંચકપ્પ અને મહાનિસીહના કર્તા ગણધર છે, જ્યારે કપ્પ, વવહાર અને દસાસુયક્ખંધના કર્તા ભદ્રબાહુસ્વામી છે એમ મનાય છે. પંચકપ્પભાસ પ્રમાણે તો નિસીહ, દસા૦, કપ્પ અને વવહાર એ ચારેનું નિર્યૂહણ ભદ્રબાહુસ્વામીએ નવમા પુવ્વમાંથી કર્યું છે. નિસીહની ઉપર્યુક્ત આવૃત્તિના અન્તમાં ત્રણ પદ્યો છપાયાં છે. તેમાં કહ્યું છે કે મહાકીર્તિશાળી અને જ્ઞાનની મંજૂષારૂપ મહત્તર વિસાહગણિએ નિસીહ લખ્યું છે. નિસીહ એ આયારની પાંચમી ચૂલા ગણાય છે. આ તેમજ મહાનિસીહ, દસા૦ કપ્પ અને વવહાર કાલિયસુય છે. નિસીહ ઉપર જિનદાસગણિએ ચુણ્ણિ રચી છે. એનું નામ [4]વિસેસનિસીહચુણ્ણિ છે. એની સાઇક્લોસ્ટાઇલ્ડ

---

૧-૨ જૈ. સા. સં. ઇ. ( પૃ. ૭૭ )મા ૩૦ અને ૬૦ના ઉલ્લેખ છે તે ખોટા છે.
૩ મૂળમાં " मासियं परिहारट्ठाणं अणुग्घाइयं " એવો ઉલ્લેખ છે. ૪ આ નામ જ સૂચવે છે કે આની પૂર્વે બીજી ચુણ્ણિ હોવી જોઇએ, પણ એ હજી સુધી મળી નથી.

નકલો થયેલી છે, પણ એનું [1]અનેકવિધ મહત્ત્વ જોતાં એ છપાવવી ઘટે.

નિસીહ ઉપર ભદ્રબાહુસ્વામીએ જે નિજ્જુત્તિ રચી હતી તે એના ઉપરના લગભગ ૬૪૩૯ ગાથામાં મરહટ્ટીમાં રચાયેલા ભાસમાં ભળી ગઈ છે. એના વીસમા ઉદ્દેસઅ ઉપર શીલભદ્રસૂરિના શિષ્ય શ્રીચન્દ્રે વિ. સં. ૧૧૭૪માં સંસ્કૃતમાં વ્યાખ્યા રચી છે. જૈન ગ્રંથાવલી ( પૃ. ૧૨ )માં કહ્યું છે કે રત્નપ્રભના શિષ્યે નિસીહ ઉપર ભાષ્યવિવેક રચ્યું છે. નિસીહ ઉપર ગુજરાતીમાં ટિપ્પણ રચાયું છે. શીલબોધ ( ભા. ૨૨ )માં નિસીહનો હિન્દીમાં સાર અપાયો છે.

**મહાનિસીહ**( મહાનિશીથ )—પ્રારમ્ભમાં આના જે ત્રણ વિભાગોનો ઉલ્લેખ છે તે પ્રમાણે આના વિભાગ પડાયા હોય એમ જણાતું નથી; બાકી આના આઠ વિભાગો છે. તેમાંના પહેલા છને ‘ અજ્ઝયણ ’ અને બાકીના બેને ‘ ચૂલા ’ કહે છે. આના પહેલા અજ્ઝયણનું નામ સલ્લુદ્ધરણ ( શલ્યોદ્ધરણ ) છે. જેમ પગમાં શલ્ય એટલે કે કાંટો વાગે તો તે સાલે તેમ જીવે પાપ કર્યું હોય તો એ સાલે. એ દૂર કરવા માટે એ પાપની નિન્દા અને આલોચના કરવી ઘટે. આમ કરવું તે ‘ શલ્યોદ્ધરણ ’ છે. આ અજ્ઝયણમાં ૧૮ પાપસ્થાનક ગણાવાયાં છે. અન્તમાં શ્રુતદેવતા, અક્ષીણમહાનસી લબ્ધિ, વીર, સર્વ તીર્થંકર, સાધુ, શ્રુતજ્ઞાની અને મનઃપર્યવજ્ઞાનીના મન્ત્રાક્ષર છે. બીજું અજ્ઝયણ નામે કમ્મવિવાગવાગરણ ( કર્મવિપાકવ્યાકરણ ) પહેલા કરતાં દોઢું છે.

---

૧ જુઓ HCLJ ( પૃ. ૧૯૧ ). નિસીહ ( ઉ. ૧૦ )ની ચુણ્ણિ ( પત્ર ૫૫૯ )માં વરસાદ, ઠંડી અને ગરમીની અસર ન પહોંચે એવા ચક્રવર્તીના અન્નબ સીયહર ( શીતગૃહ )નો અને ઉ. ૧૨ની ચુણ્ણિ ( પત્ર ૮૫૪ )માં વિવાહ-પડલ નામના જ્યોતિઃશાસ્ત્રનો ઉલ્લેખ છે. પત્ર ૧૨૪૪માં ઘોડાના શરીરમાંથી કાંટો કેવી રીતે કઢાયો એ વાત છે. જુઓ ડૉ. જગદીશચન્દ્ર જૈનકૃત Life in Ancient India as depicted in the Jaina Canonsનાં પૃ. ૧૯૦, ૧૭૭ અને ૧૯૧. ઉ. ૧૦ની ચુણ્ણિ ( પૃ. ૫૭૧ )માંની કાલકાચાર્યને લગતી ઐતિહાસિક કથા ‘ અન્યાય કા પ્રતિહાર ’ એ નામથી દો હજાર વર્ષ પુરાની કહાનિયાઁ ( પૃ. ૧૫૨-૩ )માં જગદીશચન્દ્રે આપી છે.

એમાં ૮૪ લાખ જીવયોનિમાં જીવે જે પાપ કર્યાં હોય તેની આલોચનાનો અધિકાર છે. આમાં સામાયિક અને પૌષધ એ બે વ્રતોનો ઉલ્લેખ છે. વિશેષમાં સામાયિકમાં અને પૌષધમાં જિનલિંગપણું સ્વીકાર્યા બાદ સમય પૂરો થતાં શ્રાવક ઘેર જાય તો એ વિરાધક નથી, પણ મુનિ એમ કરે તો એ વિરાધક છે એમ ગૌતમસ્વામીના પ્રશ્નનો ઉત્તર અપાયો છે. [1]ત્રીજા અને ચોથા અજ્ઝયણમાં કુશીલ સાધુઓનો અધિકાર છે. એમાં દ્રવ્ય-સ્તવ અને ભાવ-સ્તવનું સ્પષ્ટીકરણ છે. અહીં નવકાર મન્ત્ર, ઉપધાન, દયા અને અનુકમ્પાનો અધિકાર છે, અને તીર્થંકરનું વિસ્તૃત વર્ણન છે. દ્રવ્યપૂજા અને ભાવપૂજાનો ભેદ દર્શાવાયો છે. વજ્રસ્વામીએ [2]નવકાર મન્ત્રનો ઉદ્ધાર કરી એને આ છેયસુત્તમાં સ્થાપ્યાનો અહીં ઉલ્લેખ છે. નાઇલ (નાગિલ) શ્રાવક કુશીલનો સંગ ત્યજી આરાધક થયો અને એનો ભાઇ સુશીલ કુશીલના સંસર્ગમાં રહી મરીને પરમાધાર્મિક બન્યો એ વાત અહીં કહેવાઇ છે. અણ્ડગોલિયનો વિષય ચર્ચતી વેળા પણ્હાવાગરણનો ઉલ્લેખ કરાયો છે. પાંચમા અજ્ઝયણનું નામ નવનીયસાર (નવનીતસાર) છે. એનું 'ગચ્છાયાર' એવું બીજું નામ હોય એમ લાગે છે. ગચ્છાયારની રચનામાં આ અજ્ઝયણનો ઉપયોગ કરાયો છે. આમાં ગુરુ અને શિષ્ય વચ્ચેનો સમ્બન્ધ નિરૂપાયો છે. આમાં ગચ્છનું વર્ણન છે. પાંચમા આરાના અન્ત સુધી ગચ્છ અને દસવેયાલિય રહેશે અને છેલ્લા આચાર્ય દુઃપ્રસહસૂરિ થશે એ વાત અહીં કહેવાઇ છે. અન્તકૃત્ કેવલી આચાર્ય અને એમના ૪૯૯ શિષ્ય વિષે તેમજ દ્વાદશાંગી વિષે અહીં ઉલ્લેખ છે. આચાર્ય કમલપ્રભ પતિત થતાં એમનું 'સાવદ્યાચાર્ય' નામ પડ્યાની બાબત અહીં છે. ગીયત્થવિહાર (ગીતાર્થવિહાર) નામના છટ્ઠા અજ્ઝયણમાં પ્રાયશ્ચિત્તોના દસ પ્રકારના અને ચાર જાતની આલોચનાના અધિકાર છે. આમાં ભદ્દ (ભદ્રાચાર્ય) અને રજ્જૂ આર્યાની તેમજ નન્દિષેણ, આષાઢ, લક્ષ્મણા સાધ્વી, પુણ્ડરીક અને કણ્ડરીકની કથા છે. અન્તમાંની બે ચૂલાઓમાં સુસઢની પુત્રી

૧. આનું નામ 'કુસીલસંસગ્ગિવજ્જણ' છે. ૨ પંચમંગલસુયક્ખંધ.

સુજ્જસિરી ( સૂર્યશ્રી ), [1]સુસઢ, ગોવિન્દ બ્રાહ્મણ, અંજનશ્રી વગેરેની કથા છે.

મહાનિસીહની આદર્શ-પ્રતિ ખવાઇ જતાં એનો હરિભદ્રસૂરિએ ઉદ્ધાર કર્યો હતો.[2] આ મહાનિસીહ પ્રત્યે સિદ્ધસેન દિવાકર, વૃદ્ધવાદી, યક્ષસેન, દેવગુપ્ત, યશોવર્ધન ક્ષમાશ્રમણ, રવિગુપ્ત, નેમિચન્દ્ર, જિનદાસગણિ વગેરેને બહુમાન હતું.[3] મહાનિસીહ ઉપર ચુણ્ણિ છે. શુબ્રિંગે ઇ. સ. ૧૯૧૮માં મહાનિસીહ બર્લિનથી સમ્પાદિત કર્યું છે. એમણે આ છેયસુત્તનાં કર્તૃત્વ, વિષય, ભાષા ઇત્યાદિ વિષે ઊહાપોહ કર્યો છે. દીપવિજયને વિ. સં. ૧૮૯૦માં મહાનિસીહને અંગે પ્રશ્નો પૂછાતાં એમણે જે ગુજરાતીમાં ઉત્તર આપ્યા તે 'મહાનિશીથબોલ' તરીકે ઓળખાય છે. એ જૈ. સા. સં. (વ. ૩, અં. ૩, પૃ. ૨૬૩-૨૭૨ )માં છપાયેલા છે. એના આધારે મેં અહીં વિષયોનો નિર્દેશ કર્યો છે. આ છેયસુત્તની ભાષા અને એમાંના તાન્ત્રિક ઉલ્લેખો અને આગમ સિવાયના ગ્રન્થોનો નિર્દેશ જોઇ એ પાછળનો ગ્રન્થ હોય એમ લાગે છે એમ HIL ( Vol. II, p. 465 )માં ઉલ્લેખ છે.[4]

**દસાસુયક્ખંધ** ( દશાશ્રુતસ્કન્ધ )—આને નંદી, પક્ખિયસુત્ત, આવ-સ્સયનિજ્જુત્તિ ઇત્યાદિમાં 'દસા', ઠાણ ( ઠા. ૧૦; સુ. ૭૫૫ )માં 'આયારદસા' અને અન્યત્ર 'દસાસુય' કહેલ છે. [5]કેટલીક વાર 'દસા'ની સાથે કપ્પ અને વવહારનો પણ નિર્દેશ જોવાય છે, અને આ ત્રણ [6]એક જ 'શ્રુતસ્કન્ધ' ગણાય છે. આ દસાના દસ વિભાગ છે. તેમાં ૮મા ને ૧૦મા વિભાગને 'અજ્ઝયણ' અને બાકીનાને 'દસા' કહે છે. આ સમગ્ર દસા ભદ્રબાહુસ્વામીએ નવમા પુવ્વમાંથી ઉદ્ધૃત કર્યાનું મનાય છે. આના દસ ભાગોનાં અનુક્રમે અસમાહિટ્ઠાણ ( અસમાધિસ્થાન ),

---

૧. દેવેન્દ્રસૂરિએ ૫૨૯ પદ્યમાં આર્યામાં સુસઢકહા રચી છે, અને એ માટે આ ચૂલાનો ઉપયોગ કર્યો છે. ૨-૩. જુઓ HCLJ (પૃ. ૮૦). ૪. LAI (પૃ. ૮)માં નરસિંહભાઈએ મહાનિસીહનો ગુજરાતી અનુવાદ તૈયાર કર્યાનો ઉલ્લેખ છે. ૫. જુઓ વવહાર (ઉ. ૩ ને ૧૦). ૬ જુઓ કપ્પની નિજ્જુત્તિ( ગા. ૨૬૬ )ની મલયગિરિસૂરિકૃત વૃત્તિ ( પૃ. ૮૧ ).

સબલદોસ ( શબલદોષ ), આસાયણા ( આશાતના ), ગણિસંપદા ( ગણિ-સમ્પત્), ચિત્તસમાહિટ્ઠાણ ( ચિત્તસમાધિસ્થાન ), ઉવાસગપડિમા ( ઉપાસકપ્રતિમા ), ભિક્ખુપડિમા ( ભિક્ષુપ્રતિમા ), પજ્જોસવણાકપ્પ ( પર્યુષણાકલ્પ ), મોહણિજ્જટ્ઠાણ ( મોહનીયસ્થાન ) અને આયતિટ્ઠાણ ( [1]આયતિસ્થાન ) એમ નામ જોવાય છે. આ ઉપરથી આના વિષયનો ખ્યાલ આવે છે. પુરુષ પોતાની પ્રકૃતિથી પ્રતિકૂળપણે વર્તે તો અસમાધિનું કારણ થાય તેમ સાધુ પોતાના સંયમને પ્રતિકૂળ આચરણ કરે તો સંયમમાં અસમાધિ થાય. અસમાધિનાં આવાં વીસ સ્થાનો પહેલા ભાગમાં વર્ણવાયાં છે. બીજામાં સબળ પ્રહાર થાય તો અશક્તિ આવે તેમ સાધુને ચારિત્રમાં અશક્તિ લાવનારા ૨૧ સબલ દોષનું નિરૂપણ છે. ત્રીજામાં ગુરુની ૩૩ આશાતના, ચોથામાં આચાર્યની આઠ સમ્પદા અને તેના પ્રકાર, શિષ્યને માટે ચાર પ્રકારની વિનયની પ્રવૃત્તિ અને એ દરેકના ભેદ, પાંચમામાં ચિત્તની સમાધિનાં ૧૦ સ્થાન, છટ્ઠામાં શ્રાવકની ૧૧ પ્રતિમા, સાતમામાં સાધુની ૧૨ પ્રતિમાઓ, આઠમામાં મહાવીરસ્વામીનું ચરિત્ર કે જે પર્યુષણ પર્વમાં હાલ વંચાય છે અને જેને સામાન્ય રીતે [2]'કલ્પસૂત્ર' કહે છે તે, નવમામાં મોહનીય કર્મનાં ૩૦ સ્થાન અને દસમામાં નવ નિદાન ( નિયાણાં ) એ બાબત છે.

વિવરણાદિ—દસા ઉપર ભદ્રબાહુસ્વામીએ [3]સ્વોપજ્ઞ [4]નિજ્જુત્તિ

૧ 'આયતિ' એટલે ભવિષ્યકાળ. ૨ આમાં મુખ્ય ત્રણ વિષય છે: ( અ ) જિન-ચરિત, ( ૨ ) સ્થવિરાવલી અને ( ૩ ) સામાચારી. આની રૂપરેખા HCL J ( પૃ. ૧૪૩–૬ )માં છે અને એના ઉપરના વિવરણાત્મક સાહિત્યની યાદી પૃ. ૧૪૬માં છે. ૩ ગ્રન્થકારે પોતે જ પોતાના ગ્રન્થ ઉપર વૃત્તિ રચી હોય એવી કૃતિને 'સ્વોપજ્ઞ' કહે છે. આવી સ્વોપજ્ઞ જૈન કૃતિઓમાં આ ઘણી પ્રાચીન છે. ૪ આની પહેલી ગાથા જે નીચે મુજબ જોવાય છે તે વસ્તુતઃ એની ચુણ્ણિની ગાથા છે અને એ સંઘદાસ ક્ષમાશ્રમણકૃત પંચકપ્પભાસ( મહત્પંચકલ્પભાષ્ય )ની પહેલી ગાથારૂપે જોવાય છે:—

" वंदामि भद्दबाहुं पाईणं चरमसयलसुयनाणिं ।
सुत्तस्स कारगमिसिं दसासु कप्पे य ववहारे ॥ "

રચી છે. એ આજે મળે છે. આના ઉપર એક ચુણ્ણિ છે. બ્રહ્મમુનિએ સંસ્કૃતમાં આ દસા ઉપર 'જનહિતા' નામની ટીકા રચી છે. દસા ઉપર વિ. સં. ૧૬૭૭ પહેલાં રચાયેલું ગુજરાતી ટિપ્પણક છે. અમોલક ઋષિના હિન્દી અનુવાદ સહિત મૂળ છપાયું છે. રત્નપ્રભાકર-જ્ઞાન-પુષ્પ-માલા (ફલોદી) તરફથી પણ હિન્દી ભાષાન્તર છપાયું છે. દસાનો સાર શીઘ્રબોધ (ભા. ૨૦)માં હિન્દીમાં અપાયો છે.

**કપ્પ** (કલ્પ)—આને 'બૃહત્કલ્પ', 'વેદકલ્પસૂત્ર', 'બૃહત્સાધુ-કલ્પ' અને 'કલ્પાધ્યયન' પણ કહે છે. જેમ આનો દસા અને વવહાર એમ બે સાથે ભેગો ઉલ્લેખ જોવાય છે તેમ તત્ત્વાર્થાધિ० (અ. ૧, સૂ. ૨૦)ના ભાષ્ય (પૃ. ૯૦)માં કેવળ એનો વ્યવહાર સાથે જોવાય છે. આ સમ્બન્ધમાં એની ટીકા (પત્ર ૫૧ અ-આ)માં ન્યાયાચાર્ય યશોવિજય-ગણિ કહે છે કે "आभवत्प्रायश्चित्त-दानप्रायश्चित्तयोः कल्पनात्-भेदनाद् व्यवहरणात्-दानाच्च **कल्पव्यवहारौ**, उभयविधप्रायश्चित्तज्ञापकताया उभयत्र पर्यायत्वाद् द्वित्वविश्रान्तपदाभिधानम्" અર્થાત્ '[1]આભવત્' પ્રાયશ્ચિત્ત અને 'દાન' પ્રાયશ્ચિત્તને કાપવાથી તેમજ દેવાથી 'કલ્પ-વ્યવહાર', બન્ને પ્રકારનાં પ્રાયશ્ચિત્તને જણાવનારા પર્યાયો બન્ને જગ્યાએ હોવાથી દ્વિવચનનો પ્રયોગ કરાયો છે.

**વિષય**—કપ્પમાં છ ઉદ્દેસઅ છે. આમાં સંયમને શું સાધક છે તે દર્શાવી એ કલ્પે—ખપે એમ કહ્યું છે, જ્યારે સંયમને શું બાધક છે તે બતાવી એ ન કલ્પે એમ કહ્યું છે. આ બન્ને વિચારો સ્થાન, વસ્ત્ર, પાત્ર ઇત્યાદિને અંગે કરાયા છે. વિશેષમાં દસ પ્રાયશ્ચિત્તો પૈકી કયું કયા અકાર્ય માટે આપવું એ બાબત તેમજ કલ્પના છ પ્રકારો વિષે નિર્દેશ છે. H I L (Vol. II, p. 464)માં કહ્યું છે કે જૂનું પ્રમાણભૂત કલ્પસૂત્ર તે પાંચમું છેદસૂત્ર છે. સાધુ-સાધ્વીના આચાર અને એના નિયમો માટેનો આ મુખ્ય ગ્રન્થ છે અને એની આવશ્યક પૂર્તિરૂપ વવહાર નામનું ત્રીજું છેદસૂત્ર છે. આ કલ્પસૂત્રમાં શિક્ષાના પ્રસંગો છે,

૧ આનો અર્થ 'માલીકી' છે.

અને વવહાર એ શિક્ષાનો કેમ અમલ કરવો તે બતાવે છે. [૧]નિસીહ આના કરતાં અર્વાચીન છે.

**કર્તૃત્વ**—મલયગિરિસૂરિના કહેવા મુજબ 'પચ્ચક્ખાણ' નામના નવમા પુવ્વના 'આયાર' નામના ત્રીજા વત્થુના વીસમા પાહુડમાં મૂલ ગુણો અને ઉત્તર ગુણોને અંગે અપરાધ થતાં પ્રાયશ્ચિત્તો નિરૂપાયાં હતાં. કાલક્રમે પુવ્વનો અભ્યાસ રહ્યો નહિ ત્યારે પ્રાયશ્ચિત્તોનો ઉચ્છેદ થતો અટકાવવા માટે ભદ્રબાહુસ્વામીએ કપ્પ અને વવહારની રચના કરી અને એ બન્નેને અંગે 'સૂત્રસ્પર્શિક' નિજ્જુત્તિ રચી.

**આવૃત્તિ ને વિવરણાદિ**—શુબ્રિંગે કપ્પ ઇ. સ. ૧૯૦૫માં રોમન લિપિમાં છપાવ્યું હતું. એ ઉપરથી આ છેયસુત્ત નિસીહ અને વવહાર સાથે જૈ. સા. સં. સમિતિએ છપાવ્યું. કપ્પ ઉપર ભદ્રબાહુસ્વામીએ જે નિજ્જુત્તિ રચી હતી તે એના ઉપરના લઘુ ભાસમાં ભળી ગઈ છે એમ મલયગિરિસૂરિએ એના ઉપરના વિવરણ ( પૃ. ૨ )માં કહ્યું છે. કપ્પ ઉપર સંઘદાસગણિ ક્ષમાશ્રમણકૃત જે લઘુ ભાસ છે તેના ઉપર આ વિવરણ છે. એ અપૂર્ણ રહેતાં ક્ષેમકીર્તિસૂરિએ એ પૂરું કર્યું છે અને એનું નામ 'સુખાવબોધ ટીકા' રખાયું છે.[૨] આ બધું [૩]છપાય છે. કપ્પ ઉપર એક બીજું મોટું ભાસ છે. એને 'બૃહદ્ભાષ્ય' કહે છે. એ લઘુ ભાસ તેમજ આ છેયસુત્ત ઉપરની બે ચુણ્ણિ પછી

---

૧ તત્ત્વાર્થાધિ૦( અ. ૧, સૂ. ૨૦ )ના ભાષ્ય( પૃ. ૯૦ )માં દશા, કલ્પ અને વ્યવહાર પછી આનો નિર્દેશ છે. ૨ આ મુદ્રિત વિવરણ અને ટીકાનાં પૃ. ૫૩, ૫૩–૪, ૫૬, ૯૦, ૧૧૦, ૧૧૧–૨, ૨૨૧, ૨૫૩, ૯૦૯, ૯૦૯–૯૧૦, ૧૬૩૦, ૫૭–૮, ૮૮–૯, ૧૬૪૭–૮ અને ૫૬–૭માં એકેક કથા છે આ પૈકી પહેલી ૧૧ લૌકિક છે, પછીની ૩ ઐતિહાસિક અને છેલ્લી ધાર્મિક છે. આ પન્દર કથાનો હિન્દી સારાંશ પુ. ક.માં અપાયો છે. ૩ જે પાંચ ભાગ બહાર પડ્યા છે ( જુઓ પૃ. ૧૮ ) તેમાં પાંચમા ઉદ્દેસઅ સુધીનું ભાસ અને એટલે સુધીની ટીકા છપાયેલ છે, જ્યારે મલયગિરિસૂરિકૃત વિવરણ જે લગભગ અડધી પીઠિકા સુધીનું જ મળે છે તે પૂરેપૂરું પૃ. ૧–૧૭૬માં છપાયું છે. મૂળને અંગેનું તેરમું પરિશિષ્ટ જુદી પુસ્તિકારૂપે પ્રસિદ્ધ કરાયું છે. આમાં બાવીસ બાબતો અપાઈ છે.

રચાયું છે એમ મનાય છે. બીજી ચુણ્ણિને 'વિશેષચૂર્ણિ' કહે છે. કપ્પ ઉપર ગુજરાતીમાં ટબ્બો છે. આ કપ્પનો સાર શીઘ્રબોધ( ભા. ૧૯ )માં હિન્દીમાં અપાયો છે. શુબ્રિંગે જર્મનમાં અનુવાદ કર્યો છે.

વવહાર ( વ્યવહાર )—આના દસ ઉદ્દેસઅ છે. પહેલામાં આચારથી પતિત થયેલા મુનિઓએ કરવી જોઈતી આલોચના અને એ વખતનો એમનો ભાવ તેમજ એને અંગેના પ્રાયશ્ચિત્તનો નિર્દેશ છે. બીજામાં એક કરતાં વધારે સાધુ ભેગા વિહાર કરતા હોય ત્યારે એક યા વધુ દૂષિત બને ત્યારે અન્યે શું કરવું તેનું નિરૂપણ છે. ત્રીજામાં ગણી-મુખી બનનારના ગુણો વિષે અને આચાર્ય, ઉપાધ્યાય ઇત્યાદિ સાત પદવી કોને ન અપાય એ વિષે સમજણ અપાઇ છે. ચોથામાં કેટલા સાધુ સાથે કેવી રીતે વિહાર કે ચાતુર્માસ–પરિસ્થિતિ કરાય એ દર્શાવાયું છે. પાંચમામાં પ્રવર્તિનીએ કેવી રીતે વિહાર અને ચાતુર્માસ–પરિસ્થિતિ કરવાં એ વિચારાયું છે. છટ્ઠામાં ભિક્ષા, સ્થણ્ડિલ અને વસતિ ક્યાં અને કેમ કરવાં જોઇએ એ તેમજ અમુક સ્ખલન માટેનાં પ્રાયશ્ચિત્તો વિષે નિર્દેશ છે. સાતમામાં બીજા સમવાયમાંથી આવેલી સાધ્વી માટે શું કરવું તેમજ સાધ્વીઓ માટેના નિયમ, સ્વાધ્યાય ઇત્યાદિ વિષે નિર્દેશ છે. આઠમામાં ગૃહસ્થના મકાનનો કેટલો ભાગ વાપરવો, ગૃહસ્થને ત્યાંથી પાટ વગેરે કેટલાં અને કેવી રીતે લવાય, કેટલાં પાત્રાદિ ઉપકરણ ખપે અને આહાર કેટલો કરવો એ બતાવાયું છે. નવમામાં ભિક્ષુ–પ્રતિમાઓમાં કેવું વર્તન રાખવું ઘટે તે તેમજ [1]શય્યાતરનું કેવું મકાન વપરાય એ બાબત છે. દસમામાં બે જાતની પ્રતિમાઓ ( અભિગ્રહ ) અને બે પ્રકારના પરીષહો, આગમાદિ પાંચ પ્રકારના વ્યવહાર, પુરુષના ચાર પ્રકારો, ચાર જાતના આચાર્યો અને ચાર જાતના શિષ્યો, સ્થવિરની અને શિષ્યની ત્રણ ત્રણ ભૂમિકાઓ, [2]કેટલાં વર્ષનો દીક્ષાપર્યાય થતાં કયો આગમ ભણાય તે બાબત તેમજ દસ પ્રકારનાં વૈયાવૃત્ય વિષે અહીં સમ-

૧ મકાન વાપરવા આપનાર. ૨ જુઓ આ૦ આ૦ અ૦ (પૃ. ૭૪). આના પૃ. ૭૫માં આ બાબત ઠાણની ટીકા અને પ્રમેયરત્નમંજૂષા સાથે સરખાવાઇ છે.

જણ અપાઇ છે. આમ આ તેમજ બીજાં છેયસુત્ત સાધુસંઘના નિયમન-ગ્રન્થરૂપ છે.

વિવરણાદિ—વવહાર ઉપર ભદ્રબાહુસ્વામીએ જે નિજ્જુત્તિ રચી હતી તે એના ઉપરના ભાસમાં ભળી ગઇ છે. ઉ. ૧૦, પત્ર ૪૫૦માં કાંચનપુરમાં રેલ આવ્યાની વાત છે. આ ભાસ મલયગિરિસૂરિકૃત [1]ટીકા સહિત [2]છપાયેલું છે. વવહાર ઉપર ચુણ્ણિ છે અને ગુજરાતીમાં વિ. સં. ૧૫૭૩ પૂર્વે રચાયેલો ટબ્બો છે. આ છેયસુત્તનો હિંદી સારાંશ શીઘ્રબોધ ( ભા. ૨૧ )માં છપાયો છે.

**પંચકપ્પ** ( પંચકલ્પ )—કેટલાકનું કહેવું છે કે પચકપ્પ એ કપ્પના ભાસનું એક અંગ છે અને કોઇક કારણસર એની [3]સ્વતન્ત્ર ગણના કરાય છે કે જે હકીકત ઓહનિજ્જુત્તિ અને પિંડનિજ્જુત્તિના સમ્બન્ધમાં જોવાય છે. જૈન ગ્રન્થાવલી( પૃ. ૧૬ )માં કહ્યું છે કે "પંચકલ્પનું મૂલ સંવત્ ૧૬૧૨ સુધી મોજુદ હતું, પણ હાલમાં તે ગુમ થયું છે." પંચકપ્પ ઉપર બે ભાસ છે. તેમાંનું મોટું ભાસ ( બૃહદ્‌ભાષ્ય ) સંઘદાસ ક્ષમાશ્રમણની કૃતિ છે. પંચકપ્પ ઉપર ચુણ્ણિ રચાઇ છે.

**જીયકપ્પ** ( [4]જીતકલ્પ )—છેયસુત્તની સંખ્યા છની ગણાવા માંડી ત્યાર બાદ પંચકપ્પ લુપ્ત થયેલું જણાતાં એની જગ્યાએ જીયકપ્પનો ઉલ્લેખ કરાવા લાગ્યો. આ જિનભદ્ર ક્ષમાશ્રમણે મરહટ્ઠીમાં ૧૦૩ ગાથામાં રચેલી કૃતિ છે. આમાં દસ પ્રકારના પ્રાયશ્ચિત્તોનું, નહિ બહુ ટૂંકું કે નહિ બહુ લાંબું એવું નિરૂપણ છે. આના ઉપર સ્વોપજ્ઞ [5]ભાસ છે

---

૧ ઉ. ૩ની આ ટીકાનાં પત્ર ૮અ-આ, ૯અ-આ ને ૫૨ અ-આ માં અને ઉ. ૪ની આ ટીકાનાં પત્ર ૩૮આ-૩૯ અમાં અને ઉ.૩ની આ ટીકાના પત્ર ૬૭ અ(?)માં એકેક કથા છે. તેમાં પહેલી ચાર લૌકિક છે અને પાંચમી ધાર્મિક છે. એ પાંચેનો સારાંશ પુ. ક.માં અપાયો છે. ૨ જુઓ પૃ. ૧૮૩. વિચારસાર( ગા. ૩૫૨ )માં તેમજ સિદ્ધાન્તાગમસ્તવ( શ્લો. ૩૬ )માં પંચકપ્પનો સ્વતન્ત્ર ગ્રન્થ તરીકે ઉલ્લેખ છે. વિશેષમાં સિદ્ધાન્તા૦માં છ, સાત, દસ, વીસ અને બેંતાલીસ એટલા પ્રકારના કલ્પનો વિસ્તાર કરનાર તરીકે એનો નિર્દેશ છે. ૪ 'જીત' એટલે આચાર. ૫ આ ભાસમાંની ૨૬૦૬ ગાથાઓ પૈકી કેટલીક કપ્પના, વવહારના અને પંચકપ્પના ભાસની તેમજ પિંડનિજ્જુત્તિની ગાથાઓ સાથે અક્ષરશઃ સરખાવી શકાય તેમ છે.

તેમજ સિદ્ધસેનસૂરિકૃત મોટી [1]ચુણ્ણિ છે. આ ચુણ્ણિ ઉપર શ્રીચન્દ્રસૂરિએ વિ સં. ૧૨૨૭માં વિષમપદવ્યાખ્યા સંસ્કૃતમાં રચી છે. મૂળ ઉપર્યુક્ત ચુણ્ણિ અને વ્યાખ્યા સહિત જૈ. સા. સં. સમિતિ તરફથી વિ. સં. ૧૯૮૩માં છપાયું છે. પ્રારમ્ભમાં શ્રી. જિનવિજયે ગુજરાતીમાં લખેલી પ્રસ્તાવના છે. મૂળ સ્વોપજ્ઞ ભાસ સહિત શ્રી. બબલચન્દ્ર કે. મોદી તરફથી વિ. સં. ૧૯૯૪માં પ્રસિદ્ધ થયું છે. સંશોધક મુનિ પુણ્યવિજયજી છે, અને એમણે શરૂઆતમાં પૃ. ૭–૧૯માં ગુજરાતીમાં વિષયાનુક્રમણિકા આપી છે.

---

## પ્રકરણ ૧૫ : [2]છ મૂલસુત્ત

જિનપ્રભસૂરિએ સિદ્ધંતથયની આઠમી ગાથામાં દસવેયાલિય, ઓઘનિજ્જુત્તિ, પિંડનિજ્જુત્તિ અને ઉત્તરજ્ઝયણનો ચાર [3]' મૂલગંથ ' તરીકે ઉલ્લેખ કર્યો છે. આ સૂરિના મતે આવસ્સય એ છેયસુત્ત છે ( જુઓ પૃ. ૧૪૪) પણ હું તો એને ' મૂલસુત્ત ' ગણી એનો પરિચય આપું છું.

**આવસ્સય** ( આવશ્યક )—પં. સુખલાલજીના મતે આના કર્તા કોઇ શ્રુતસ્થવિર છે, નહિ કે ગણધર. આ સમ્બન્ધમાં અન્યત્ર ઊહાપોહ થયેલો હોવાથી એ હકીકત હું જતી કરું છું. આવસ્સયના છ વિભાગ છે અને એ પ્રત્યેકનું ગુણનિષ્પન્ન નામ છે: (૧) સામાઇઅ ( સામાયિક ), (૨) ચઉવ્વીસત્થવ ( ચતુર્વિંશતિસ્તવ ), (૩) વંદણય ( વન્દનક ), (૪) પડિક્કમણ ( પ્રતિક્રમણ ), (૫) કાઉસ્સગ્ગ ( કાયોત્સર્ગ ) અને (૬) પચ્ચક્ખાણ ( પ્રત્યાખ્યાન ). આવસ્સયમાં અસલ સુત્ત કેટલાં એનો ઉત્તર કોઇ પ્રાચીન કૃતિમાં હોય તો તે જાણમાં નથી. આના પરની નિજ્જુત્તિમાં જે સુત્તનું સ્પષ્ટીકરણ હોય કે સૂચન હોય તે નિજ્જુત્તિકારના મતે આવસ્સયનાં સુત્તો ગણાય. આના પછીના સાધન તરીકે મૂળ તેમજ

---

૧ આ ચુણ્ણિનાં પૃ. ૧૯ ને ૨૭ જોતાં એની પૂર્વે બીજી ચુણ્ણિ હતી એમ જણાય છે. ૨. અહીં જે છ ગણાવાયાં છે તેમાંથી પિણ્ડનિજ્જુત્તિ, ઓહનિજ્જુત્તિ કે પક્ખિયસુત્ત સાથે સૌથી પ્રથમનાં ત્રણ ગણતાં પ્રચલિત ચારની સંખ્યા થઈ રહે છે. ૩ બૌદ્ધોના મહાવ્યુત્પત્તિ ગ્રન્થમાં 'મૂલગ્રન્થ' શબ્દ બુદ્ધના પોતાના શબ્દો એ અર્થમાં વપરાયો છે.

નિજ્જુત્તિ ઉપરની હરિભદ્રસૂરિકૃત શિષ્યહિતા નામની ટીકાનો વિચાર કરતાં એમાં [૧]૩૫ સુત્ત જોવાય છે. તેમાં પુક્ખરવરદીવડ્ઢે અને સિદ્ધાણં બુદ્ધાણં એ બે સુત્તો ઉપર એમણે કોઇ સ્પષ્ટીકરણ ન આપતાં એ અવતરણરૂપે ઉદ્ધૃત કર્યાં છે એથી એ મૌલિક ગણાય કે કેમ એવો પ્રશ્ન ઊઠે છે.

**વિવરણાદિ**—આવસ્સય પર પુષ્કળ પ્રમાણમાં વિવરણાત્મક સાહિત્ય છે. જેમકે એના ઉપર ભદ્રબાહુસ્વામીએ રચેલી [૨]નિજ્જુત્તિ છે. એના ઉપર ત્રણ ભાસ છે: (૧) [૩]મૂલ ભાસ, (૨) [૪]ભાસ અને (૩) [૫]વિસેસા૦.

---

૧. કરેમિ ભંતે, લોગસ્સ, વંદણગસુત્ત, ચત્તારિ મંગલં, ચત્તારિ સરણં, ચત્તારિ લોગુત્તમા, ઇચ્છામિ પડિક્કમિઉં જો મે દેવસિઓ, ઇરિયાવહિયસુત્ત, સમણસુત્ત, ઇચ્છામિ ઠાઇઉં કાઉસ્સગ્ગં જો, તસ્સ ઉત્તરી, અન્નત્થ, અરિહંતચેઈયાણં, પુક્ખરવર, સિદ્ધાણં બુદ્ધાણં, ઇચ્છામિ ખમાસમણો! ઉવટ્ઠિઓ મિ અબ્ભિંતર, પક્ખિયખામણા, સમ્મત્તાલાવગ સાઇયાર, (૧૯–૩૦) એગાદિ વય સાઇયાર, સંલેહણાવિયાર અને (૩૨–૩૫) પચ્ચક્ખાણ. ૨ આપણે ૫૧મા પૃષ્ઠમાં જોઇ ગયા કે પુણ્યવિજયજીના મતે નિજ્જુત્તિઓના કર્તા બીજા ભદ્રબાહુસ્વામી છે. આ સમ્બન્ધમાં સુખલાલજીનો શો મત છે તે જ્ઞાનબિન્દુપરિચય( પૃ. ૫ )માંના એમના નીચે મુજબના વક્તવ્ય ઉપરથી જણાય છે:—

" निर्युक्तिसाहित्य को देखने से पता चलता है कि जितना भी निर्युक्ति के नाम से साहित्य उपलब्ध होता है वह सब न तो एक ही आचार्य की कृति है और न वह एक ही शताब्दी में बना है। फिर भी प्रस्तुत ज्ञान की चर्चा करनेवाला आवश्यकनिर्युक्ति का भाग प्रथम भद्रबाहुकृत मानने में कोइ आपत्ति नहीं है। अत एव उस को यहां विक्रम की दूसरी शताब्दी तक में सिद्ध हुआ कहा गया है। "

૩ આમાં લગભગ ૧૮૩ પદ્યો છે. ૪ આમાં લગભગ ૩૦૦ પદ્યો છે. ૫ જેસલમેરમાં આની એક હાથપોથી છે અને એ શકસંવત્ ૫૩૧માં લખાયેલી છે. આના ઉપર સંસ્કૃતમાં સ્વોપજ્ઞ ભાષ્ય રચાયું હતું તે જેસલમેરમાં હોવાનું કહેવાય છે. આ ભાષ્ય ઉપર કોટ્યાચાર્યે તેમજ મલધારીય હેમચન્દ્રસૂરિએ ટીકા રચી છે અને એ બન્ને છપાયેલી છે. વિસેસા૦ના ગણધરવાદ અને નિહ્નવવાદ પૂરતા અંશો અંગ્રેજી અનુવાદ, મલધારીય હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ અને એના મથિતાર્થ સહિત

છેલ્લું ભાસ તો 'સામાઇય' અજ્ઝયણ પૂરતું જ છે, અને એ જિનભદ્ર- ગણિ ક્ષમાશ્રમણે રચેલું છે. આવસ્સય ઉપર [1]ચુણ્ણિ છે. એના કર્તા જિનદાસગણિ છે એમ કેટલાક માને છે. આ ચુણ્ણિ બે ભાગમાં ઋ. કે. શ્વે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૨૮ અને ઇ. સ. ૧૯૨૯માં અનુક્રમે છપાઇ છે. મૂળ તેમજ ઉપર્યુક્ત [2]નિજ્જુત્તિ, મૂલ ભાસ અને ભાસ ઉપર હરિભદ્રસૂરિએ શિષ્યહિતા નામની [3]ટીકા રચી છે અને એ છપાયેલી છે. ૮૪,૦૦૦ શ્લોક જેવડી જે [4]ટીકા એમણે રચી હતી તે મળતી નથી. એવી રીતે જિનભટે આવસ્સય ઉપર જે ટીકા રચ્યાનું મનાય છે તે પણ મળતી નથી.

---

છપાયા છે. ગણધરવાદ અંગેના છપાયેલા અંગ્રેજી લખાણમાંનો થોડોક પ્રારમ્ભિક ભાગ મેં તૈયાર કર્યો હતો, પણ એની એ પ્રમાણે નોંધ લેવાઈ નથી. વિસેસા૦ વિષે વિશેષ માહિતી માટે જુઓ H C L J ( પૃ. ૧૯૭–૮ ) અને અ૦ જ૦ ૫૦ (ખણ્ડ ૨)નો મારો ઉપોદ્ઘાત ( પૃ. ૭૯ ).

૧. આ એક મહત્ત્વની કૃતિ છે. એ અન્ય ચુણ્ણિઓની પેઠે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી છે. વિશેષમાં લૌકિક તેમજ ઐતિહાસિક કથાના અભ્યાસ માટે પણ એ સરસ સાધન છે. એના પૂર્વ ભાગમાંથી નવ અને ઉત્તર ભાગમાંથી એક એમ ૧૦ લૌકિક કથાઓ હિન્દીમાં પુ. ક.માં અપાઇ છે. આ હિન્દી પુસ્તકમાં આ ઉપરાન્ત પૂર્વ ભાગમાંથી ચાર અને ઉત્તર ભાગમાંથી છ એમ ૧૦ ઐતિહાસિક કથા અને પૂર્વ ભાગમાંથી બે અને ઉત્તર ભાગમાંથી એક એમ ૩ ધાર્મિક કથાઓ અપાઈ છે. આમ ૨૩ કથાનો હિંદી સારાંશ રજૂ કરાયો છે. આવસ્સયચુણ્ણિ ( ભા. ૨, પત્ર ૧૬૨ )માં ભાસના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ ( અંક ૩ )નું નવમું પદ્ય અવતરણરૂપે અપાયું છે. આ ચુણ્ણિ ( ભા. ૧, પત્ર ૬૦૧ )માં મહાવીરસ્વામીને કેવલજ્ઞાન થયું તેનાં ૧૩ વર્ષ પૂર્વે સાવત્થીમાં રેલ ( પૂર ) આવ્યાની વાત છે. આવી હકીકત મચ્છનતક ( ક્રમાંક ૭૫ )માં પણ જોવાય છે. ૨. આના ઉપર માણે(ણિ)ક્યશેખરસૂરિએ સંસ્કૃતમાં દીપિકા રચી છે. પહેલાં બે અજ્ઝયણ પૂરતી નિજ્જુત્તિ સહિત એનો પહેલો ભાગ ઇ. સ. ૧૯૩૯માં અને બીજાં ત્રણ અજ્ઝયણ પૂરતી નિજ્જુત્તિ સહિત એનો બીજો ભાગ ઇ. સ ૧૯૪૧માં વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાલા ( સુરત ) તરફથી પ્રકાશિત થયેલ છે. ત્રીજો ભાગ હજી સુધી બહાર પડ્યો નથી. ૩ આના પરિચય માટે જુઓ અ૦ જ૦ ૫૦ (ખણ્ડ ૨)નો મારો ઉપોદ્ઘાત (પૃ. ૫૪–૫૫). ૪ એજન ( પૃ. ૫૬ ).

[નિબન્ધ—આવસ્સયચુણ્ણિનો સમય ઇ. સ. ૬૦૦–૬૫૦નો માનનારા પ્રો. અર્નસ્ટ લોયમને આવસ્સયને લગતા સાહિત્ય વિષે જર્મન ભાષામાં વિસ્તૃત નિબન્ધ લખ્યો છે. એનું નામ Übersicht der Āvas'-yaka-Literatur[1] છે અને એ એમના અવસાન બાદ Friederi-schen De Gruyter & Co. તરફથી હેમ્બુર્ગથી ઇ. સ. ૧૯૩૪-માં છપાયો છે. આમાં શ્વેતામ્બર તેમજ દિગમ્બર એ બન્ને સમ્પ્રદાયોમાં આવસ્સયને શું સ્થાન છે તે બતાવાયું છે. વળી-આવસ્સયનિજ્જુત્તિનો ખૂબી ભરેલો સાર અપાયો છે, અને નિજ્જુત્તિમાં આવતા વિષયોને ભાસ વગેરેમાં આવતા વિષયો સાથે સરખાવાયા છે. વિશેષમાં આવસ્સય-ચુણ્ણિ અને આવસ્સયની હારિભદ્રીય ટીકામાં જે પરસ્પર વિશેષતા છે તે સર્વ હકીકત મૂળ પાઠો સહિત રજૂ કરાઇ છે. આ ઉપરાન્ત વિસેસા૦નું વિસ્તારથી વિવેચન કરાયું છે, અને એ ઉપરની કોટ્યાચાર્યની ટીકામાંથી પણ કેટલાક પાઠો ઉદ્ધૃત કરાયા છે. આ નિબન્ધમાં આવસ્સયનિજ્જુત્તિ અને વિસેસા૦માં આવતા ગણધરવાદને લગતું જે પ્રકરણ છે તેનો ગુજરાતી અનુવાદ જૈ. સા. સં. ( ખણ્ડ ૨, અં. ૧. પૃ. ૮૨–૯૧ )માં અપાયો છે, જ્યારે એના પૃ. ૮૦–૮૧માં જર્મન નિબન્ધનો પરિચય અપાયો છે કે જેનો સારાંશ મેં ઉપર આપ્યો છે. લેખનું નામ " પ્રો. લ્યુમન અને આવશ્યકસૂત્ર " એમ રખાયું છે. આ નિબન્ધમાં જે વૈદિક અવતરણો ગણધરવાદમાં જોવાય છે તેનાં મૂળનો નિર્દેશ છે, અને એ ખાસ મહત્ત્વની બાબત છે. જર્મન નિબન્ધ જેમની પાસે ન હોય તેને જૈ. સા. સં. ( ખં. ૨, અં. ૧ )નાં પૃ. ૮૪–૯૨ જોવાં ઘટે. [2]ઉપર્યુક્ત જર્મન નિબન્ધની હિન્દીમાં વિષયસૂચી ડૉ. બનારસીદાસે 'અનુવાદકી આવશ્યકતા' નામના લેખમાં આપી છે.

**ઉત્તરજ્ઝયણ** (ઉત્તરાધ્યયન)—આ આગમનું નામ [3]પ્રાયઃ નાન્યતર

---

૧ એજન ( પૃ. ૫૬ ). ૨ જુઓ જૈ. સ. પ્ર. ( વ. ૧૧, અં. ૮–૯ ). ૩ 'ઉત્તરજ્ઝ' એવું પણ નામાન્તર છે. જુઓ આવસ્સયનિજ્જુત્તિ (ગા. ૮૨). તત્ત્વાર્થાધિ૦ (અ. ૧, સૂ. ૨૦)ના ભાષ્યમાં 'ઉત્તાધ્યાયાઃ' એવો ઉલ્લેખ છે

જાતિમાં બહુવચનમાં છે. પહેલાના વખતમાં આયારનો અભ્યાસ કરાયા બાદ આ આગમનો અભ્યાસ કરાતો હતો. એ ઉપરથી આનું આ નામ પડાયું છે. આ હકીકતને વવહારભાસ તેમજ તત્ત્વાર્થાધિ૰ ( અ. ૧, સૂ. ૨૦ )ની સિદ્ધસેનગણિકૃત ટીકા ( પૃ. ૯૦ ) સમર્થન કરે છે. આજકાલ તો આયારને બદલે દસવેયાલિયનો અભ્યાસ કરાયા પછી ઉત્તર૰નો અભ્યાસ કરાય છે. આમ પ્રણાલિકામાં પરિવર્તન થયું છે. આ આગમમાં ૩૬ અજ્ઝયણો છે. એનાં વિષયસૂચક નામો એના ઉપરની નિજ્જુત્તિ- ( ગા. ૧૩-૧૭ )માં છે. એ હું એનાં સંસ્કૃત રૂપાન્તર સાથે આપું છું. ( ૧ ) વિણયસુય ( વિનયશ્રુત ), ( ૨ ) પરીસહ ( પરીષહ ), ( ૩ ) ચઉરંગિજ્જ ( ચતુરંગીય ), ( ૪ ) અસંખય ( અસંસ્કૃત ), ( ૫ ) અકામમરણ, ( ૬ ) [1]નિયંઠિ ( નિર્ગ્રન્થિન્ ), ( ૭ ) ઓરબ્ભ ( ઐરભ્ર ), ( ૮ ) કાવિલિજ્જ ( કાપિલીય ), ( ૯ ) નમિપવ્વજ્જા ( નમિપ્રવ્રજ્યા ), ( ૧૦ ) દુમપત્તય ( દ્રુમપત્રક ), ( ૧૧ ) બહુસુયપુજ્જ ( બહુશ્રુતપૂજ્ય ), ( ૧૨ ) હરિએસ ( હરિકેશ ), ( ૧૩ ) ચિત્તસંભૂઇ ( ચિત્રસમ્ભૂતિ ), ( ૧૪ ) ઉસુઆરિજ્જ ( ઇષુકારીય ), ( ૧૫ ) સ-ભિક્ખુ ( સભિક્ષુ ), ( ૧૬ ) સમાહિઠાણ ( સમાધિસ્થાન ), ( ૧૭ ) પાવસમણિજ્જ ( પાપશ્રમણીય ), ( ૧૮ ) સંજઇજ્જ ( સંયમીય ), ( ૧૯ ) મિયચારિયા ( મૃગચર્યા ), ( ૨૦ ) નિયંઠિજ્જ ( નિર્ગ્રન્થીય ), ( ૨૧ ) સમુદ્દપાલિજ્જ ( સમુદ્રપાલીય ), ( ૨૨ ) રહનેમિય ( રથનેમીય ), ( ૨૩ ) કેસિગોયમિજ્જ ( કેશિગૌતમીય ), (૨૪) સમિઇઅ ( સમિતિક ), ( ૨૫ ) જન્નઇજ્જ ( યજ્ઞીય ), ( ૨૬ ) સામાયારી ( સામાચારી ), ( ૨૭ ) ખલુંકિજ્જ ( ખલુંકીય ), ( ૨૮ ) મુક્ખગઇ ( મોક્ષગતિ ), ( ૨૯ ) અપ્પમાય ( અપ્રમાદ ), ( ૩૦ ) તવ ( તપસ્ ), ( ૩૧ ) ચરણ, ( ૩૨ ) પમાયટ્ઠાણ ( પ્રમાદસ્થાન ), ( ૩૩ ) કમ્મપ્પયડિ ( કર્મ-પ્રકૃતિ ), ( ૩૪ ) [2]લેસા ( લેશ્યા ), ( ૩૫ ) અણગારમગ્ગ ( અનગાર-

૧. આ ક્ષુલ્લક નિર્ગ્રન્થીય છે, જ્યારે વીસમું અજ્ઝયણ મહાનિર્ગ્રન્થીય છે.
૨. પન્નવણાના ૧૭મા પયનું પણ આ નામ છે.

માર્ગ ) અને ( ૩૬ ) જીવાજીવવિભત્તિ ( જીવાજીવવિભક્તિ ).[૧]

[વિષય—(૧) વિનય એ ધર્મનું મૂળ છે તેથી આ પહેલા અજ્ઝયણમાં વિનયનો અધિકાર અપાયો છે. (૨) પરીષહોનાં નામો અને એનું સ્વરૂપ છે. (૩) મનુષ્યત્વ, ધર્મનું શ્રવણ, શ્રદ્ધા અને સંયમ એ ધર્મનાં ચાર અંગોની દુર્લભતા દર્શાવાઇ છે. એ માટે પ્રયત્ન કરવાનો ઉપદેશ છે (૪) પ્રમાદના પ્રકાર અને એનો ત્યાગ કરવાની વાત વિચારાઇ છે. (૫) અકામ-મરણ, સકામ-મરણ ઇત્યાદિ મરણના ભેદ વિચારાયા છે. (૬) ક્ષુલ્લક સાધુનું સ્વરૂપ છે. (૭) ઉરભ્ર (ઘેટું), કાકણી, કેરી, [૨]વેપાર અને સમુદ્ર એ પાંચનાં દૃષ્ટાંતો અપાયાં છે. (૮) નિર્લોભતા સમજાવવા માટે કપિલનું ચરિત્ર અપાયું છે. (૯)[૩] [૪]નમિ નામના પ્રત્યેકબુદ્ધની દીક્ષાનો અધિકાર છે. એમાં બ્રાહ્મણ રૂપમાં આવેલા ઇન્દ્ર સાથે નમિને થયેલા સંવાદનું વર્ણન છે. (૧૦) ઝાડનાં પાંદડાના ઉદાહરણ દ્વારા એક સમય પણ પ્રમાદ ન કરવાનો ઉપદેશ અપાયો છે. (૧૧) બહુશ્રુતપણું અને અબહુશ્રુતપણું સમજાવી અવિનીત અને વિનીતનાં સ્થાનો બતાવાયાં છે. (૧૨) તપની સમૃદ્ધિ વર્ણવવા માટે ચણ્ડાળ કુળમાં જન્મેલા હરિકેશબલ

---

૧. સમવાય( સ. ૩૬)માં જે ૩૬ નામો અપાયાં છે તેમાં છઠ્ઠા, વીસમા ને ત્રેવીસમાનાં નામ અનુક્રમે પુરિસવિજ્જા (પુરુષવિદ્યા), અણાહપવ્વજ્જા (અનાથપ્રવ્રજ્યા) અને ગોયમ-કેસિજ્જ ( ગૌતમકેશીય )છે. નેમિચન્દ્રસૂરિએ સુખબોધામાં ૬,૭, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૬, ૧૯, ૨૦, ૨૪, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ને ૩૫નાં ક્ષુલ્લક નિર્ગ્રન્થીય, ઔરભ્રીય, દ્રુમપત્ર, બહુશ્રુતપૂજા; હરિકેશીય, ચિત્રસમ્ભૂતીય, બ્રહ્મચર્યસમાધિ, મૃગાપુત્રીય, મહાનિર્ગ્રન્થીય, પ્રવચનમાતૃ, મોક્ષમાર્ગગતિ, સમ્યક્ત્વપરાક્રમ, તપોમાર્ગગતિ, ચરણવિધિ, પ્રમાદસ્થાન અને અનગારમાર્ગગતિ એમ નામ આપ્યાં છે. ૨ ત્રણ વેપારીની વાત બાઈબલની કથાનું સ્મરણ કરાવે છે. સરખાવો Matth (xxv, 14) ને Luke (xix, 11). વિશેષ માટે જુઓ HIL ( vol. II, p. 467, fn. ). ૩ આ તેમજ ૧૨-૧૪, ૨૨, ૨૩ અને ૨૫ પ્રાચીન પૌરાણિક કથાઓ પૂરી પાડે છે. ૪ એમની હકીકત જનક વિદેહી અને યુરપના Marcus Aurelius ( માર્કસ ઓરેલિયસ )નું સ્મરણ કરાવે છે.

નામના [1]મુનિનું ચરિત્ર અપાયું છે. (૧૩) નિદાનનો દોષ દર્શાવવા ચિત્ર અને સમ્ભૂતિનું ઉદાહરણ અપાયું છે. આમાં પૂર્વ ભવમાંના સમ્ભૂતિને-ચક્રવર્તી બ્રહ્મદત્તને રાજ્યનો ત્યાગ કરી દીક્ષા લેવાનું એના પૂર્વ ભવના ભાઇ ચિત્ત—શ્રમણ સમજાવે છે. (૧૪) પુરોહિત અને એના બે પુત્રો વચ્ચેનો સંવાદ છે. એ ત્રણે તેમજ પુરોહિતની પત્ની અને 'ઇષુકાર' પુરમાં જન્મેલા રાજા અને એની રાણી એ છ યે દીક્ષા લીધી એ હકીકત છે.[2] (૧૫) ઉત્તમ સાધુનાં લક્ષણ વિચારાયાં છે. (૧૬) બ્રહ્મચર્યનાં દસ સ્થાનો-સમાધિસ્થાનો કે જેમાં બ્રહ્મચર્યની નવ વાડ આવી જાય છે એ આમાં સમજાવાયાં છે. (૧૭) પાપસ્થાનો સેવનારા શ્રમણનો અધિકાર છે. (૧૮) ભોગના ત્યાગરૂપ સંયતિ ઉપર સંજયની કથા છે (૧૯) મૃગાપુત્રની કથા છે. શ્રમણને જોઇને રાજપુત્ર મૃગાપુત્રને 'જાતિસ્મરણ' જ્ઞાન થાય છે અને એ દીક્ષા લેવા માતાપિતાની રજા માગે છે ત્યારે તેઓ એને એની મુશ્કેલીનો સચોટ ખ્યાલ કરાવે છે, પણ એનો રદિયો આપી એ દીક્ષા લે છે. (૨૦) અનાથતાની ભાવના પર અનાથ મુનિની કથા છે (૨૧) એકાન્તચર્યા ઉપર સમુદ્રપાલની કથા છે. (૨૨) [3]સાધ્વી રાજીમતી અને નેમિનાથના મોટા ભાઇ રથનેમિ સાધુ વચ્ચેનો સવાદ છે. (૨૩) ગૌતમસ્વામી અને કેશી વચ્ચેનો આ સંવાદ છે. એમાં ચતુર્યામ ધર્મ અને પંચશિક્ષિત ધર્મનો સમન્વય તેમજ સચેલકત્વ અને અચેલકત્વની સાચી સમજણ તેમજ કેટલાક [4]કોયડારૂપ

---

૧ મુનિ અને અભિમાની પુરોહિત વચ્ચેનો આ સંવાદ છે. એમાં ખરું બ્રાહ્મણત્વ સમજાવાયું છે. શાર્પેન્ટિયરે આ બારમા અજ્ઝયણનું જાતક (ક્રમાંક ૪૯૬) સાથે સન્તુલન કર્યું છે. જુઓ Z D M G (63, 1909, 171 ff.).
૨ ૧૪મા અજ્ઝયણ માટે જુઓ જાતક (ક્રમાંક ૫૦૯) અને Z D M G (62, 1901, 725 ff.). ૩ આ અજ્ઝયણમાં કહ્યું છે કે કૃષ્ણ એ વાસુદેવના પુત્ર છે અને નેમિનાથ એ વસુદેવના ભાઇ સમુદ્રવિજયના પુત્ર છે. રાજીમતી એ ઉગ્રસેનની પુત્રી અને કંસની બેન થાય છે અને એની સગાઇ નેમિનાથ સાથે થઈ હતી. અરસ્પરસના સમ્બન્ધ માટે જુઓ HCLJ (પૃ. ૧૫૧). ૪ આ 'બ્રહ્મોદ્ય'નું સ્મરણ કરાવે છે.

પ્રશ્ન અને ઉત્તરો છે. (૨૪) પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચનમાતાનું સ્વરૂપ છે. (૨૫) જયઘોષ મુનિ અને યજ્ઞ કરનાર બ્રાહ્મણ વિજયઘોષ વચ્ચેનો સંવાદ છે. એમાં સાચા [1]બ્રાહ્મણત્વાદિનું સ્વરૂપ સમજાવાયું છે. (૨૬) સાધુઓની દસ પ્રકારની સામાચારીનું નિરૂપણ છે. (૨૭) ગળિયા બળદના દૃષ્ટાન્ત દ્વારા ઉપનય અપાયો છે. (૨૮) મોક્ષમાર્ગના જ્ઞાનાદિ સાધનોનું સ્વરૂપ છે. આ અજ્ઝયણ તત્ત્વાર્થાધિ૦ના પાયારૂપ જણાય છે. (૨૯) સંવેગ, નિર્વેદ, ધર્મશ્રદ્ધા ઇત્યાદિ ૭૩ દ્વારનું નિરૂપણ છે. (૩૦) તપના પ્રકારો અને ઉપ-પ્રકારોનું વર્ણન છે. (૩૧) ૧, ૨ એમ સંખ્યાના ક્રમે ચરિત્રનું સ્વરૂપ આલેખાયું છે. (૩૨) પ્રમાદનું-રાગ, દ્વેષ, મોહ અને કષાયોનું સ્વરૂપ સમજાવાયું છે. (૩૩) કર્મના પ્રકાર ઇત્યાદિનું નિરૂપણ છે. (૩૪) લેશ્યાના પ્રકારનું સ્પષ્ટીકરણ છે. (૩૫) અનગાર એટલે ઘર વગરના-સાધુઓનો માર્ગ સમજાવાયો છે. (૩૬) જીવ અને અજીવના પ્રકાર ઇત્યાદિનું વિસ્તૃત વર્ણન છે. આની ૨૬૬મી ગાથાને આધારે કેટલાક કહે છે કે મહાવીરસ્વામીએ નિર્વાણ સમયે આ ૩૬ અજ્ઝયણ પ્રકાશ્યાં હતાં.[2]

**સંકલના અને કર્તૃત્વ**—બૌદ્ધોના સુત્તનિપાતનું સ્મરણ કરાવનારા અને ધાર્મિક કાવ્ય તરીકે આગમોમાં [3]મહત્ત્વનું સ્થાન ભોગવનારા આ આગમનાં કેટલાંક અજ્ઝયણ અંગમાંથી ઉદ્ભવેલાં છે, કેટલાંક જિનભાષિત છે ને કેટલાંક પ્રત્યેકબુદ્ધસંવાદરૂપ છે. આમ આની નિજ્જુત્તિ (ગા. ૪)માં કહ્યું છે. 'પાઇય ટીકા' (પત્ર ૫ આ)માં કહ્યું છે કે પરીસહ દિટ્ઠિવાયમાંથી ઉદ્ભવ્યું છે, દુમપુપ્ફિયના પ્રણેતા મહાવીરસ્વામી છે, કાવિલીયના કર્તા પ્રત્યેકબુદ્ધ છે, અને કેસિગોયમિજ્જ કેશી અને ગૌતમના સંવાદરૂપ છે.

---

૧. ધમ્મપદના ૨૬મા 'બ્રાહ્મણ-વગ્ગ' સાથે આ સરખાવાય તેમ છે. ૨. આત્મારામજી મહારાજ આ વાત સ્વીકારતા નથી (જુઓ જૈન ધર્મવિષયક પ્રશ્નોત્તર). ૩. જુઓ HIL (Vol. II, p. 466). વૈદિક સાહિત્યમાં ભગવદ્ગીતાનું જે સ્થાન છે તેવું સ્થાન જૈન સાહિત્યમાં ઉત્તર૦નું ગણાય છે.

બીજા અને સોળમા અજ્ઝયણનો પ્રારમ્ભિક ભાગ અને ૨૯મું અજ્ઝયણ સિવાયનું લખાણ પદ્યમાં છે અને એની સંખ્યા ૧,૬૪૩ની છે. શુબ્રિંગે કહ્યું છે કે ઉત્તરાધ્યયનસૂત્રનાં આર્યામાં લખાયેલાં અજ્ઝયણો આ ઉત્તર૦ના મોટા ભાગ ( bulk ) કરતાં સ્પષ્ટપણે અર્વાચીન છે. આ હકીકત આયાર (૨, ૧૫)ની આર્યાને અંગે પણ કહી શકાય તેમ છે.[1]

**વિવરણાદિ**—અતિપ્રાચીન ( archaic ) ને વિલક્ષણ રૂપોના ભણ્ડાર-રૂપ આ આગમ ઉપરની નિજ્જુત્તિમાં લગભગ છસો ગાથાઓ છે. ૯૧મી ગાથામાં ભદ્દબાહુનો, ૯૭મીમાં અજ્જરક્ખિયનો, અને ૧૦૪મીમાં ભયવં ( ભગવાન્ ) થૂલભદ્દનો ઉલ્લેખ છે. આ ગાથાઓ પાછળથી ઉમેરાઇ હશે એમ લાગે છે અથવા તો આ ભાસની ગાથાઓ હોવી જોઇએ. ૧૪૮મી ગાથામાં વાસવદત્તા અને ઉદયણનો ઉલ્લેખ છે. ગા. ૧૬૫-૧૭૮ સાત નિહ્નવો વિષે અને ગા. ૨૧૨-૨૩૫ સત્તર પ્રકારના મરણ વિષે હકીકત પૂરી પાડે છે.[2] આ આગમ ઉપર ભાસ રચાયેલું છે. આની કેટલીક ગાથાઓ દે. લા. જૈ. પુ. સંસ્થાવાળી આવૃત્તિમાં નોંધાઇ છે. આ આગમની ચુણ્ણિની એક તાડપત્રીય પ્રતિ વિ. સં. ૧૪૮૯માં લખાયેલી છે. આ ચુણ્ણિ ઇ. સ. ૧૯૩૩માં છપાઇ છે. સર્વદેવસૂરિને અને અભયદેવસૂરિને પોતાના 'ગુરુ' તરીકે ઓળખાવનારા, ધનપાલકૃત તિલકમંજરીને તપાસી આપનારા, વિ. સં. ૧૦૯૬માં સ્વર્ગે સંચરેલા અને 'થારાપદ્ર' ગચ્છના 'વાદિવેતાલ' શાન્તિસૂરિએ મૂળ તેમજ નિજ્જુત્તિ એ બન્નેના સ્પષ્ટીકરણને અનુલક્ષીને સંસ્કૃતમાં ટીકા રચી છે, પણ એમાં [3]કથાનકો પાઇયમાં આપ્યાં છે અને એથી તો આ ટીકા 'પાઇય ટીકા' તરીકે પ્રસિદ્ધિ પામી છે. આના પ્રારમ્ભના પાંચમા

---

૧. જુઓ The Dasaveyāliya Suttaની પ્રસ્તાવના ( પૃ. ૫, ટિ. ૨ ).

૨. વિશેષ માહિતી માટે જુઓ પૃ. ૧૭૨ તેમજ H C L J ( પૃ. ૧૮૦ ).

૩. વિમલસાગરગણિના શિષ્ય પદ્મસાગરગણિએ આ કથાનકોનું પ્રતિસંસ્કૃત આપ્યું છે. આ રચના વિ. સં. ૧૬૫૭માં થઇ છે. વિશેષ હકીકત માટે જુઓ D C J M ( Vol. XVII, pt. 3, pp. 73-74 ).

પદ્યમાં ચુણ્ણિ અને વૃત્તિઓ આની પૂર્વે રચાયાનો ઉલ્લેખ છે. તેમાં ચુણ્ણિ તો ઉપર જે નોંધાઇ છે તે જ લાગે છે. વૃત્તિઓથી કઇ સમજવાની છે તે જાણવું બાકી રહે છે. પાઇય ટીકા (પત્ર ૧૫૨આ–૧૮૧અ)માં નિહ્નવવાદ ઘણી સરસ રીતે ચર્ચ્યો છે. આ ટીકાને 'શિષ્યહિતા' તેમજ 'ઉત્તરાધ્યયનસૂત્રબૃહદ્વૃત્તિ' પણ કહે છે. એના અન્તમાં જે પ્રશસ્તિ છે તેનો સારાંશ ઉત્તર૦ની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૫૩–૫૪)માં શાર્પેન્ટિયરે આપ્યો છે. આ પ્રશસ્તિમાં 'ભિલ્લમાલ' નગરનો ઉલ્લેખ છે. મૂળ, નિજ્જુત્તિ તેમજ આ પાઇય ટીકાની એક તાડપત્રીય પ્રતિ વિ. સં. ૧૩૪૩માં લખાયેલી છે. આ ત્રણે મૂળ વગેરે દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી છપાયાં છે.[1] પાઇય ટીકાની બીજી તાડપત્રીય પ્રતિ વિ. સં. ૧૪૫૪માં લખાઇ છે. 'વડ' ગચ્છના ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય આમ્રદેવના શિષ્ય નેમિચન્દ્રસૂરિએ (જેઓ પહેલાં દેવેન્દ્રગણિ તરીકે પ્રસિદ્ધ હતા તેમણે) [2]ગુરુબન્ધુ મુનિચન્દ્રસૂરિના કહેવાથી આ આગમ ઉપર વિ. સં. ૧૧૨૯માં સંસ્કૃતમાં 'સુખબોધા' નામની ટીકા[3] 'પાઇય ટીકા'ને આધારે રચી છે એટલું જ નહિ, પણ એમાં અપાયેલી અનેક કથાઓ શબ્દે શબ્દ પાઇય ટીકામાંથી ઉદ્ધૃત કરી છે. માણિક્યશેખરસૂરિએ દીપિકા રચી છે. જિનસાગરસૂરિના શિષ્ય કમલસંયમ ઉપાધ્યાયે વિ. સં. ૧૫૪૪માં ઉત્તર૦ ઉપર 'સર્વાર્થસિદ્ધિ' નામની વૃત્તિ રચી છે. એ મૂળ સહિત ત્રણ ભાગમાં ઇ. સ. ૧૯૨૩થી ૧૯૨૭માં છપાઇ છે. સિદ્ધાન્તસાગરસૂરિના શિષ્ય કીર્તિવલ્લભગણિએ વિ. સં. ૧૫૫૨માં દીપિકા વગેરે જોઇને વૃત્તિ રચી છે. મુનિવિમલના શિષ્ય ભાવવિજયે વિ. સં. ૧૬૮૯માં 'રોહિણીપુર'માં વૃત્તિ રચી છે અને તેમ કરવામાં એમના ગુરુભાઇ વિજયહર્ષગણિએ એમને સહાયતા આપી છે. આ વૃત્તિ મૂળ સહિત બે ભાગમાં જૈ. આ. સ. તરફથી

---

૧. જુઓ પૃ. ૧૭. ૨. ગુરુભાઈ અર્થાત્ એક જ ગુરુના શિષ્ય. ૩ ૨૨મા અજ્ઝયણગત કૃષ્ણચરિત્રનું વિસ્તૃત સ્વરૂપ દેવેન્દ્રગણિએ આ ટીકામાં આપ્યું છે. એનો અંગ્રેજી અનુવાદ શાર્પેન્ટિયરે તૈયાર કરી મૂળ સહિત Z D M G (64, 1910, 397 ff.)માં છપાવ્યો છે.

છપાઈ છે. જયકીર્તિની ટીકા મૂળ સહિત હી. હં. તરફથી ઇ. સ. ૧૯૦૯માં અને લક્ષ્મીકીર્તિના શિષ્ય લક્ષ્મીવલ્લભે વિ. સં. ૧૭૪૫(?)માં રચેલી વૃત્તિ ઇ. સ. ૧૯૨૦માં પ્રસિદ્ધ થયેલી છે.

શાર્પેન્ટિયરે ઉત્તર૦ સમ્પાદિત કર્યું છે. એમાં અંગ્રેજીમાં વિસ્તૃત ઉપોદ્ઘાત છે અને એમાં આગમો વિષે ઊહાપોહ છે. આ સમ્પાદન Archivas d' Etudes Orientales (Vol. 18) તરીકે ઉપ્પસલા( Uppasala )થી બે ભાગમાં ઇ. સ. ૧૯૨૨માં પ્રસિદ્ધ થયું છે.

**ભાષાન્તર**—S B E (vol. XLV)માં ઉત્તર૦નો યાકોબીએ કરેલો અંગ્રેજી અનુવાદ પ્રસિદ્ધ થયો છે. જૈ. ધ. પ્ર. સ. તરફથી મૂળ ગુજરાતી ભાષાન્તર સહિત બે ભાગમાં અનુક્રમે વિ. સં. ૧૯૮૧ ને ૧૯૮૨માં છપાયેલું છે. પૂં. જૈ. ગ્રન્થમાલા–૧૩" તરીકે ઉત્તરજ્ઝયણનો છાયાનુવાદ, "મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ" એ નામથી ઇ. સ. ૧૯૩૮માં છપાયો છે. અ. ૨૭નો અનુવાદ 'ગળિયો બળદ' એ નામથી શ્રીમહાવીરકથા-(પૃ. ૪૬૪–૫)માં અપાયો છે. અ. ૧૨, ૧૪, ૧૯ અને ૨૩ના મેં કરેલા સમશ્લોકી અનુવાદ અહીંના (સુરતના) સાપ્તાહિક નામે "ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ"ના તા. ૧૬–૨–૪૭, તા. ૬–૪–૪૭, તા. ૩–૩–૪૬ અને તા. ૩૧–૮–૪૭ના અંકમાં અનુક્રમે છપાયા છે. ઉત્તર૦ ટીકામાંથી ઘણી કથાઓનો અંગ્રેજી અનુવાદ Hindu Tales એ નામથી જે. જે. મેયરે કરેલો છે. આ ટીકાના પત્ર ૫૯આ–૬૫આ, ૯૫અ–૯૫આ, ૩૭અ–૪૩આ, ૧૨૪અ–૧૨૫આ, ૧૮૫આ–૧૯૭આ, ૨૩૪અ–૨૩૬અ અને ૨૭૮અ–૨૮૨અ માંની પહેલી બે કથા ઐતિહાસિક છે, જ્યારે બાકીની પાંચ ધાર્મિક છે. આ સાતે કથાઓનો હિંદી સારાંશ પુ. ક.માં અપાયો છે.

[1]દસવેયાલિય ([2]દશવૈકાલિક)—સુધર્મસ્વામીના શિષ્ય જંબુ-

---

૧ આની નિજ્જુત્તિમાં ૭ વાર (જુઓ ગા. ૧, ૭, ૧૨, ૧૪ ને ૨૫) આનો 'દસકાલિય' તરીકે અને બે વાર (જુઓ ગા. ૬ ને ૩૯૭ અભ્યંકર) 'દસવેયાલિય' તરીકે ઉલ્લેખ છે. ૨ આ નામના અર્થ માટે જુઓ HCLJ(પૃ. ૧૫૪).

સ્વામીના શિષ્ય પ્રભવસ્વામી ઇ. સ. પૂર્વે ૪૧૩માં કે એની આસપાસમાં જૈન સંઘના નાયક બન્યા. એમના પછી એમના શિષ્ય [૧]શય્યંભવ ( સેજ્જંભવ )સૂરિ ઇ. સ. પૂર્વે ૪૦૭માં કે એની આસપાસમાં નાયક બન્યા. એઓ ચૌદ પુવ્વના ધારક હતા. એમણે એમના પુત્ર મનગ( મનક ) માટે દસવેયાલિયની યોજના કરી. આના રચનાવર્ષ તરીકે વીરસંવત્ ૭૨( ઇ. સ. પૂર્વે ૪૫૫ )નો ઉલ્લેખ કરાય છે. આમાં દસ અજ્ઝયણો છે. તેમાં પાંચમાને બે ઉદ્દેસઅ અને નવમાને ચાર ઉદ્દેસઅ છે; બાકીનાંને ઉદ્દેસઅ નથી. ચોથા અજ્ઝયણના પ્રારમ્ભનો ભાગ ગદ્યમાં છે; નવમા અજ્ઝયણના ચોથા ઉદ્દેસઅમાં કેટલોક ભાગ ગદ્યમાં તો કેટલોક પદ્યમાં છે; બાકીની તમામ કૃતિ પદ્યમાં છે. આપણે આનાં અજ્ઝયણનાં નામ એના વિષય સહિત નોંધીશું.

( ૧ ) **દુમપુપ્ફિયા** (દ્રુમપુષ્પિકા)—ઝાડના ફૂલમાંથી ભમરો રસ ચૂસી લે છતાં તેને ઇજા ન કરે તેમ શ્રમણ વર્તે એ વાત અહીં કહેવાઇ છે. પહેલા પદ્યમાં અહિંસા, સંયમ અને તપને ધર્મનાં અંગ ગણાવાયાં છે અને આ ધર્મની પ્રશંસા કરાઇ છે. (૨) **સામણ્ણપુવ્વગ** ( શ્રામણ્યપૂર્વક )—ઇચ્છાઓ ઉપર વિજય મેળવવાથી અને ભોગોથી વિરક્ત રહેવાથી સાધુતા પમાય છે. છઠ્ઠા ને આઠમા પદ્યમાં ‘ અગન્ધણ ’ અને ‘ ગન્ધણ ’ સર્પનો અને નવમામાં ‘ હડ ’ નામની વનસ્પતિનો ઉલ્લેખ છે. ( ૩ ) **ખુડ્ડિયાયારકહા** ( ક્ષુલ્લિકાચારકથા )– સાધુને ન આચરવા જેવી ત્રેપન બાબતો દર્શાવાઇ છે. આને આહાર, પ્રસાધન, ક્રીડા ઇત્યાદિ સાથે સમ્બન્ધ છે. આઠમા પદ્યમાં સાત જાતના મીઠાનો ઉલ્લેખ છે. ( ૪ ) **છજ્જીવણિયા** ( ષડ્જીવનિકા )—આનું બીજું નામ [૨]‘ ધમ્મપણ્ણત્તિ ’ છે. આમાં છ જીવનિકાયોનું તેમજ પાંચ મહાવ્રતોનું સ્વરૂપ અપાયેલું છે. અન્તમાંનાં ૧૩–૨૫ પદ્યોમાં આત્મોન્નતિનાં પગથિયા સમજાવાયાં છે. (૫) **પિંડેસણા** (પિણ્ડૈષણા)—ભિક્ષા માટે જતી વેળા રાખવાની સાવધાનતા અને નિરવદ્ય આહારગ્રહણની વિધિ સમજાવાઇ છે.

---

૧ વીરસંવત્ ૩૬માં જન્મેલા આ શ્રુતકેવલી વીરસંવત્ ૯૮માં સ્વર્ગે સંચર્યા. જુઓ જૈ. સા. સં. ઇ. (પૃ. ૩૨). ૨ જુઓ આ અજ્ઝયણ તેમજ એની નિજ્જુત્તિ (ગા. ૧૬).

( ૬ ) **ધમ્મટ્ઠકામ** ( ધર્માર્થકામ )—આનું બીજું નામ 'મહાચારકહા' છે. આમાં પાંચ મહાવ્રતો કેવી રીતે પાળવાં તે બતાવાયું છે. ( ૭ ) **વક્કસુદ્ધિ** ( વાક્યશુદ્ધિ )—સાધુની ભાષા કેવી હોવી જોઇએ એ અહીં વિસ્તારથી દર્શાવાયું છે. ( ૮ ) **આયારપ્પણિહિ** ( આચારપ્રણિધિ )–ઉત્તમ આચારનો ભણ્ડાર મેળવવા શ્રમણે શું કરવું જોઇએ એ પહેલા પદ્યમાં દર્શાવાયું છે. ચોથા અને છઠ્ઠા અજ્ઝયણનું સ્મરણ કરાવનારો છ જીવ-નિકાયને લગતો વિષય આના પછીનાં ૧૭ પદ્યોમાં આલેખાયો છે. ભિક્ષા-ચર્યાના નિયમો અને શ્રમણના આદર્શભૂત ગુણોનું નિરૂપણ બાકીનાં પદ્યોમાં છે. ૫૧મા પદ્યમાં નક્ષત્ર, સ્વપ્ન, યોગ, નિમિત્ત, મન્ત્ર અને ભેષજ વિષે ગૃહસ્થ સાથે વાત કરવાનો સાધુને નિષેધ કરાયો છે. ( ૯ ) **વિણયસમાહિ** ( વિનયસમાધિ )—ગુરુ પ્રત્યે વિનય અને એમની સાથેનું વર્તન, પરીષહોનું સહન, વાણી પર સંયમ તેમજ વિનય–સમાધિ, શ્રુત–સમાધિ, તપઃ–સમાધિ અને આચાર–સમાધિના ચાર ચાર પ્રકારનું સ્વરૂપ એમ વિવિધ વિષયો આલેખાયા છે. ( ૧૦ ) **સભિક્ખુ** ( સભિક્ષુ )–આદર્શ શ્રમણનું સંક્ષિપ્ત પણ સચોટ નિરૂપણ છે.

**બે ચૂલા**—રઇવક્કા ( રતિવાક્યા ) અને [1]વિવિત્તચરિયા ( વિવિક્ત-ચર્યા ) એ નામની. આ બે ચૂલા ઉપર ભદ્રબાહુસ્વામીની નિજ્જુત્તિ છે એટલે એ એટલી તો પ્રાચીન છે જ. સંયમમાં સાધુ સ્થિર રહે અને ફરીથી ગૃહસ્થાશ્રમમાં જવા તૈયાર ન થાય એ જાતની સમજણ પહેલી ચૂલામાં અપાઇ છે. બીજી ચૂલામાં સંસાર–પ્રવાહથી વિપરીત ચાલવાનો ઉપદેશ અપાયો છે. આમ ચાલનાર શ્રમણની ચર્યા વિષે વિચાર કરાયો છે.

---

૧ આની પહેલી ગાથામાં આ ચૂલાને 'કેવલીએ કહેલી' એમ કહ્યું છે. નિજ્જુત્તિ અને ચુણ્ણિમાં આની ઉત્પત્તિ વિષે કોઈ કથા નથી. હરિભદ્રસૂરિની ટીકા ( પત્ર ૨૭૯અ )માં કોઈ આર્યા સીમન્ધરસ્વામી પાસેથી એ લાવ્યાની વાત છે, જ્યારે પરિશિષ્ટ પર્વ ( સ. ૯, શ્લો. ૯૭–૮ )માં તો આ બન્ને ચૂલા તેમજ ભાવણા અને વિમુત્તિ એ ચાર સ્થૂલભદ્રની બેન સાધ્વી જયેષ્ઠા સીમન્ધરસ્વામી પાસેથી શીખી લાવ્યાની વાત છે.

નિર્યૂહણ—દસવેયાલિયની નિજ્જુત્તિ( ગા. ૧૬–૧૭ )માં કહ્યું છે કે આયપ્પવાયમાંથી ધમ્મપન્નત્તિ, કમ્મપ્પવાયમાંથી પિંડેસણા, સચ્ચપ્પવાયમાંથી વક્કસુદ્ધિ અને નવમા પુવ્વના ત્રીજા વત્થુમાંથી બાકીના ભાગનું નિર્યૂહણ કરાયું છે. મતાન્તર પ્રમાણે બાર અંગરૂપ ગણિપિડગમાંથી આ મૂલસુત્તનું નિર્યૂહણ કરાયું છે. જુઓ ગા. ૧૮.

**સન્તુલન**—ધમ્મપદનું અંશતઃ સ્મરણ કરાવનારા દસવેયાલિયનું અ. ૨, પદ્ય ૧ સંયુત્તનિકાય ( નન્દનવગ્ગ, દુક્કરં, પૃ. ૭ ) સાથે અને અ. ૨, પદ્ય ૭ વિસવન્તજાતક ( ક્રમાંક ૬૯, પૃ. ૩૧૧ ) સાથે મળતાં આવે છે. આ તો પ્રાચીન પાલિ સાહિત્યની અદ્ધમાગહી સાહિત્ય સાથે સમાનતા છે એના નમૂનારૂપે ઉલ્લેખ છે. અ. ૨, પદ્ય ૭-૧૧ ઉત્તરજ્ઝયણ (અ. ૨૨, પદ્ય ૪૨–૪૪, ૪૬, ૪૯ ) સાથે અક્ષરશઃ મળે છે. અ. ૪માંની મહાવ્રતોને અંગેની કણ્ડિકાઓ આયાર ( સુય. ૨, અ. ૧૫ )ના અન્તિમ ભાગ સાથે મોટે ભાગે મળતી આવે છે. અ. ૭ને આયાર ( સુય. ૨, અ. ૪ ) સાથે સરખાવતાં એમ ભાસે છે કે અ. ૭નું લખાણ તે આયારના ગદ્યનું પદ્યાત્મક રૂપાન્તર છે. અ. ૧૦ અને ઉત્તરજ્ઝયણ ( અ. ૧૫ ) વિષય, નામ, છન્દ અને પ્રત્યેક પદ્યના અન્તના स भिक्खू પૂરતા ભાગની બાબતમાં મળતાં આવે છે. પ્રો. એ. એમ. ઘાટગેએ Parallel Passages in the Daśavaikālika and the Ācārāṅga નામના [1]લેખમાં આયાર ( સુય. ૨ )ની ત્રીસ કણ્ડિકાનું દસવેયાલિયનાં કેટલાંક પદ્યો સાથે સામ્ય દર્શાવ્યું છે.

વિવરણાદિ—દસવેયાલિય તેમજ એની બે ચૂલાઓ ઉપર ભદ્રબાહુસ્વામીએ [2]નિજ્જુત્તિ રચી છે. મૂળ સહિત આ નિજ્જુત્તિની પ્રો લોયમને

---

૧ આ લેખ "New Indian Antiquary" (Vol. I, No. 2, pp. 130–137 )માં છપાયો છે. ૨ આની ગા. ૮૨માં જે ગોવિન્દ વાચકનો ઉલ્લેખ છે તેઓ શું નન્દીની પટ્ટાવલીમાં નાગાર્જુનના શિષ્ય તરીકે ઉલ્લેખાયેલા ગોવિન્દ ( ઈ. સ. ૩૫૦ )થી ભિન્ન છે? ગા. ૯૮-૧૧૫માં ભિક્ષાચર્યાથી જીવનાર સાધુને રસોઇ કરનારને હાથે થતી હિંસા કેમ ન લાગે એ વાત વિસ્તારથી સમજાવાઈ છે.

સમ્પાદિત કરેલી આવૃત્તિ Z D M G ( Vol. 46, pp. 581–663)માં પ્રસિદ્ધ થઇ છે. એમાં નિજ્જુત્તિના કથાત્મક ભાગની ચકાસણી છે તેમજ વિવરણાત્મક સાહિત્ય વિષે વિસ્તૃત ઊહાપોહ છે. આ આગમ ઉપર ભાસ છે અને એમાં લગભગ ત્રેસઠ ગાથા છે. પ્રસિદ્ધિ પ્રમાણે જિનદાસગણિ મહત્તરે રચેલી [1]ચુણ્ણિ ઋ કે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૩૩માં પ્રકાશિત થઇ છે. મૂળ તેમજ ઉપર્યુક્ત નિજ્જુત્તિ અને ભાસ ઉપર હરિભદ્રસૂરિએ વૃત્તિ રચી છે અને આ તમામ દે. લા. સંસ્થા તરફથી [2]છપાયાં છે. આ આગમ તેમજ એની બે ચૂલા ઉપર સમયસુન્દરગણિએ વિ. સં. [3]૧૬૯૧માં ટીકા રચી છે અને એ મૂળ સહિત "શ્રીજિનયશઃસૂરિજી ગ્રન્થરત્ન-માલા"ના પહેલા રત્ન તરીકે જૈન બન્ધુ સમાજ તરફથી વિ. સં. ૧૯૭૫માં છપાઇ છે. ચન્દન–જૈનાગમ–ગ્રન્થમાલામાં ગ્રન્થાંક ૧ તરીકે આ આગમ છાયા, અજ્ઞાતકર્તૃક અવચૂરિ, હસ્તિમલ્લજીકૃત 'સૌભાગ્ય-ચન્દ્રિકા' નામની હિન્દી ટીકા, ભૂમિકા, સંક્ષિપ્ત વિષયાનુક્રમણિકા અને શબ્દકોશ સહિત ઇ. સ. ૧૯૪૦માં પ્રકાશિત થયેલ છે. પ્રો. શુબ્રિંગે દસવેયાલિયનું ઇ. સ. ૧૯૩૨માં સમ્પાદન કર્યું છે. એમાં અંગ્રેજીમાં ભાષાન્તર અને ટિપ્પણો છે. આ સમ્પાદન શેઠ આણંદજી કલ્યાણજી તરફથી પ્રસિદ્ધ થયું છે.

**ભાષાન્તરાદિ**—પ્રો. લૉયમેને દસવેયાલિય ( અ. ૧–૩ )નું જર્મન ભાષાન્તર કર્યું છે. પ્રો. કાશીનાથ વાસુદેવ અભ્યંકરે દસવેયાલિયનું અંગ્રેજી ભાષાન્તર તૈયાર કરી એ મૂળ, નિજ્જુત્તિ અને ટિપ્પણો સહિત ઇ. સ. ૧૯૩૨માં પ્રસિદ્ધ કર્યું[4] એ પૂર્વે જૈન મહિલામંડળ ( મુંબઇ ) તરફથી મૂળ ગુજરાતી ભાષાન્તર સહિત છપાવાયું હતું. એ. ટી. ઉપાધ્યેએ અંગ્રેજી પ્રસ્તાવના, અનુવાદ અને ટિપ્પણ સહિત મૂળ [5]બે કટકે છપાવ્યું છે. અ. ૧૦નો

૧ આ ચુણ્ણિમાંની ત્રણ કથાઓનો હિંદી સારાંશ પુ. ક.માં પૃ. ૧૦૧–૧૦૫–માં છપાયો છે. ૨ જુઓ પૃ. ૧૮. ૩ શશિ–નિધિ–શૃંગાર. ૪ ઇ. સ. ૧૯૩૮માં જે આની બીજી આવૃત્તિ છપાઈ છે તેમાં નિજ્જુત્તિ અપાઈ નથી. ૫ પહેલામાં અ. ૧–૬ છે, જ્યારે બીજામાં અ. ૭–૧૦ તેમજ બે ચૂલા છે.

મારો પદ્યાત્મક અનુવાદ "સિદ્ધચક્ર" (વ. ૧૨, અં. ૧)માં તેમજ જૈ. ધ. પ્ર. (પુ. ૬૩, અં. ૬)માં છપાયો છે. પ્રો. પટવર્ધને "The Das'a-vaikālikasūtra: A Study" નામના [1]લેખમાં છન્દો પરત્વે વિસ્તારથી વિચાર કર્યો છે. પૃ. ૧માં વિવિધ આવૃત્તિઓ અને ટીકાઓની નોંધ છે.

પિંડનિજ્જુત્તિ (પિણ્ડનિર્યુક્તિ)—દસવેયાલિયના 'પિંડેસણા' નામના પાંચમા અજ્ઝયણ ઉપર નિજ્જુત્તિ રચતાં એ ઘણી મોટી થઇ જવાથી એને પૃથક્ સ્થાન આપી ભદ્રબાહુસ્વામીએ પિંડનિજ્જુત્તિ રચી છે. આમ આ દસવેયાલિયની નિજ્જુત્તિમાંથી ફૂટેલી પ્રશાખા (off-shoot) છે. દસવેયાલિયની નિજ્જુત્તિ (ગા. ૨૩૯)માં આ પિંડનિજ્જુત્તિનું સૂચન હોય એમ લાગે છે. ૬૭૧ ગાથામાં રચાયેલી આ પિંડનિજ્જુત્તિમાંના 'પિંડ'નો અર્થ 'આહાર' થાય છે. આહારને અંગેના ઉદ્ગમ-દોષો, ઉત્પાદન-દોષો, એષણા-દોષો અને ગ્રાસૈષણા-દોષોનું અહીં નિરૂપણ છે. પિંડનિજ્જુત્તિ ઉપર જે ૪૬ ગાથાનું [2]ભાસ છે તેની કેટલીક ગાથાઓ પિંડનિજ્જુત્તિમાં દાખલ થઈ ગઇ છે. આ પિંડનિજ્જુત્તિ ઉપર મલયગિરિસૂરિએ વૃત્તિ રચી છે અને એ બન્ને [3]છપાયેલી છે. પિંડનિજ્જુત્તિ ઉપર હરિભદ્રસૂરિએ વૃત્તિ રચવા માંડી હતી. એ 'સ્થાપના-દોષ' પર્યન્ત રચાઇ હોય એમ લાગે છે. આજે એ મળે છે કે નહિ તે જાણવું બાકી [4]રહે છે. પણ્હાવાગરણ ઉપરના જ્ઞાનવિમલસૂરિકૃત વિવરણમાં પિંડ-નિજ્જુત્તિનો સંક્ષેપ છે (જુઓ પૃ. ૧૧૪). મૂલાચારના છઠ્ઠા પરિચ્છેદની ૧-૬૨ ગાથામાંની ઘણીખરી પિંડનિજ્જુત્તિની જ ગાથા છે એમ મુનિ દર્શનવિજયજીએ "મૂલાચાર" નામના લેખમાં [5]કહ્યું છે. પિંડનિજ્જુત્તિ-(૪૬૧-૪૭૩)માંની કથા પુ. ક.માં "નાક કાટ લી!" એ નામથી હિન્દીમાં અપાઇ છે.

ઓહનિજ્જુત્તિ (ઓઘનિર્યુકિત)—આવસ્સયનિજ્જુત્તિ (ગા.

---

૧ જુઓ પૃ. ૨૮. ૨ ૪૫મી ગાથામાં ચન્દ્રગુપ્તના ભોજનથાળમાંથી બે શિષ્ય ભોજન કરતા હોવાની હકીકત છે. ૩ જુઓ પૃ. ૧૭-૮. ૪ જુઓ અ. જૈ. પ૦ (ખણ્ડ ૨)નો ઉપોદ્ઘાત (પૃ. ૬૧). ૫ જુઓ જૈ. સ. પ્ર. (વ. ૬, અં. ૨, પૃ. ૫૮).

૬૬૫ )ની આ એક પ્રશામા ( off-shoot ) ગણાય છે, અને આમ એના કર્તા પણ ભદ્રબાહુસ્વામી છે. આજે આ જે સ્વરૂપમાં મળે છે તેમાં આના ઉપરની ભાસની પણ કેટલીક ગાથા જોવાય છે. 'ઓહ 'નો અર્થ સંક્ષેપ, સામાન્ય એમ થાય છે. આ ઓહનિજ્જુત્તિમાં બહુ સૂક્ષ્મ વિગતો ન આપતાં સામાન્યપણે હકીકતો અપાઇ છે. આમાં ચરણકરણાનુયોગનું પ્રાધાન્ય છે. [1]ચરણસપ્તતિ, [2]કરણસપ્તતિ, પ્રતિલેખન-દ્વાર, પિણ્ડ-દ્વાર, ઉપધિનું નિરૂપણ, અનાયતનનું વર્જન, પ્રતિસેવના-દ્વાર, આલોચના-દ્વાર અને વિશુદ્ધિ-દ્વાર એ બાબતોનું અહીં નિરૂપણ છે. ઓહનિજ્જુત્તિ ઉપર જેમ ભાસ છે તેમ ચુણ્ણિ પણ છે, પણ એ અપ્રસિદ્ધ છે. ઓહનિજ્જુત્તિ ઉપર દ્રોણસૂરિએ જે ટીકા રચી છે એ તો મૂળ સહિત છપાયેલી છે.[3]

**પક્ખિયસુત્ત** ( પાક્ષિકસૂત્ર )—આ પદ્યાત્મક કૃતિ ( liturgy in verse )ને કેટલાક 'મૂલસુત્ત' ગણે છે. આમાં પ્રારમ્ભમાં પાંચ મહાવ્રતોનો નિર્દેશ છે અને ત્યાર બાદ આગમોની નામાવલિ છે. આ સુત્તમાં ક્ષમા-શ્રમણોને નમસ્કાર કરાયો છે. પાક્ષિક પ્રતિક્રમણ કરતી વેળા સાધુઓ આ સુત્ત બોલે છે. આ સુત્તમાં પાક્ષિક દિવસે કરવાના પ્રતિક્રમણની વિગત છે. પ્રતિક્રમણ એ ચોથું આવશ્યક ગણાય. આ હિસાબે આ આવસ્સયનું પેટાસૂત્ર છે.[4] યશોદેવસૂરિએ વિ. સ. ૧૧૮૦માં રચેલી ' સુખવિબોધા ' નામની વૃત્તિ સહિત આ પક્ખિયસુત્ત છપાયું છે.[5] ચક્રેશ્વરસૂરિના પ્રશિષ્ય [6]તિલકસૂરિએ પક્ખિયસુત્ત પર અવચૂરિ રચી છે.

---

૧ પાંચ મહાવ્રતો, સાધુધર્મના દસ પ્રકાર, સંયમના સત્તર, વૈયાવૃત્ત્યના દસ અને બ્રહ્મચર્યની ગુપ્તિનાં નવ, તેમજ જ્ઞાનાદિ ત્રણ, તપના બાર પ્રકાર અને ક્રોધાદિ ચાર એમ સિત્તેર ભેદ જાણવા. જુઓ ઓહનિજ્જુત્તિભાસ ( ગા. ૨. ) ૨ પિણ્ડ-વિશુદ્ધિના ચાર પ્રકાર, સમિતિના પાંચ, ભાવનાના બાર, પ્રતિમાના બાર, ઇન્દ્રિયોના નિગ્રહના પાંચ, પ્રતિલેખનાના પચ્ચીસ, ગુપ્તિના ત્રણ અને અભિગ્રહના ચાર એમ સિત્તેર ભેદ છે ( એજન ગા. ૩ ). ૩ જુઓ પૃ. ૧૭. ૪ જુઓ જૈ. સા. સં. ઇ. ( પૃ. ૮૪ ). ૫ જુઓ પૃ. ૧૭. ૬ એઓ વિ. સં. ૧૩૦૪ સુધી વિદ્યમાન હતા.

# પ્રકરણ ૧૬ઃ દસ પઇણ્ણગ

જે તીર્થંકરને જેટલા શિષ્યો ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી એમ ચાર પ્રકારની બુદ્ધિથી વિભૂષિત હોય તે તીર્થંકરનાં સમયમાં તેટલાં હજાર પ્રકીર્ણક રચાય અને એમના તીર્થમાં પ્રત્યેક-બુદ્ધના સંખ્યા પણ એટલી જ હોય. આમ નંદીની મલયગિરિસૂરિકૃત ટીકા(પત્ર ૨૦૮ આ)માં કહ્યું છે. મહાવીરસ્વામીના ૧૪,૦૦૦ બુદ્ધિ-શાળી શિષ્યોએ પઇણ્ણગો રચ્યાં હતાં. એ બધાં આજે મળતાં નથી. જે મળે છે તેમાંનાં આ સમિતિ તરફથી છપાયેલાં [1]દસનો હું અહીં સંક્ષિપ્ત પરિચય આપું છું. આ પઇણ્ણગો વૈદિક પરિશિષ્ટોનું સ્મરણ કરાવે છે.

૧ ચઉસરણ (ચતુઃશરણ)—આને 'કુસલાણુબંધિ-અજ્ઝયણ' પણ કહે છે.[2] એમાં ૬૩ ગાથા છે. પહેલી સાત ગાથામાં સામાયિકાદિ ૭ આવશ્યકોનાં ફળનો નિર્દેશ છે અને આઠમીમાં ચૌદ સ્વપ્નોનાં નામ છે. ત્યાર પછી અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલજ્ઞાનીએ કહેલો ધર્મ એ ચાર શરણો, દુષ્કૃત્યની નિન્દા અને સુકૃત(સત્કાર્ય)ની અનુમોદના એ બાબતો વિચારાઇ છે. છેલ્લી ગાથામાં 'વીરભદ્દ' (વીરભદ્ર) શબ્દ છે. એ ઉપરથી આ પઇણ્ણગના કર્તા 'વીરભદ્ર' છે એમ મનાય છે. આ [3]પઇણ્ણગ તેમજ બીજાં [4]નવ સંસ્કૃત છાયા સહિત આ૦ સમિતિ તરફથી છપાયાં છે.[5] આ ચઉસરણનો તેમજ આઉરપચ્ચક્ખાણ, ભત્ત-પરિણ્ણા અને સંથારગનો કનકવિજયજીએ કરેલો ભાવાનુવાદ મૂળ સહિત

---

૧ આત્મારામજીકૃત જૈન ધર્મવિષયક પ્રશ્નોત્તરમાં દેવિંદથય અને વીરત્થવને ભેગાં મૂક્યાં છે અને સંથારગને ન ગણી એને બદલે ગચ્છાચાર અને મરણસમાહિનો ઉલ્લેખ કરાયો છે. જુઓ જૈ. સા. સં. ઈ. (પૃ. ૮૧). મરણસમાહિ અને ગચ્છા-ચારને બદલે ચંદાવિજ્ઝય અને વીરત્થવ આપી આ૦ સમિતિ તરફથી દસ છપાવાયાં છે. એજન(પૃ. ૮૧). ૨ જુઓ નવમી ગાથા. ૩ આ ચઉસરણ અને તંદુલવેયાલિય દે. લા. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૨૨માં છપાયેલ છે. ૪ જુઓ પૃ. ૧૩ અને ૧૭. ૫ જુઓ પૃ. ૧૭.

'આરાધનાસાર' એ નામથી વિજયદાનસૂરિગ્રન્થમાળાના મંત્રી હીરાલાલ રણછોડદાસ માસ્તર તરફથી વિ. સં. ૧૯૯૭માં પ્રકાશિત થયો છે. દે. લા. પુ. સંસ્થા તરફથી ગ્રન્થાંક ૫૯ તરીકે આ આગમ અવચૂરિ સહિત છપાયેલ છે અને સાથે સાથે તન્દુલવેયાલિય અને એના ઉપરની વિજયવિમલકૃત વૃત્તિ પણ છપાયેલ છે.

૨ **આઉરપચ્ચક્ખાણ** (આતુરપ્રત્યાખ્યાન)—આને 'બૃહદાતુરપ્રત્યાખ્યાન' પણ કહે છે. આમાં એકન્દર સિત્તેર ગાથા છે. દસમી ગાથા પછી કેટલોક ભાગ ગદ્યમાં છે. 'બાલ–પંડિત' મરણનું સ્વરૂપ પહેલી [1]નવ ગાથામાં સમજાવાયું છે. દસમી ગાથાથી 'પંડિત–પંડિત' મરણનું સ્વરૂપ વિચારાયું છે. ૩૫મી ગાથામાં 'બાલ' મરણ, 'બાલ–પંડિત' મરણ અને 'પંડિત' મરણ એમ મરણના ત્રણ પ્રકાર ગણાવાયા છે. વિયાહ૦ (સ. ૧૩, ઉ. ૭; સુ. ૪૯૬)માં બાલ–મરણ અને પંડિત–મરણ વિષે વિસ્તારથી વિચાર કરાયો છે. [2]ગા. ૪૬–૫૬માં હિતશિક્ષાનો અધિકાર છે. છેલ્લી ગાથામાં 'વીર' શબ્દ વપરાયો છે. એથી આના કર્તાનું નામ 'વીરભદ્ર' સૂચવાય છે. મૂલાચાર( પરિચ્છેદ ૨ )માં આ પઇણ્ણગની ૫૪ ગાથા અને પરિ. ૩માં પાંચ જોવાય છે એમ "મૂલાચાર" નામના લેખમાં [3]ઉલ્લેખ છે. આ પઇણ્ણગની આવૃત્તિ વગેરે માટે જુઓ પૃ. ૧૭૧–૨

આ પઇણ્ણગમાં તેમજ ભત્તપરિણ્ણા, મહાપચ્ચક્ખાણ ને મરણસમાહિમાં આરાધનાનો વિષય છે. આરાધનાને અંગેની કૃતિઓની નોંધ બૃહત્કથાકોશની પ્રસ્તાવના( પૃ. ૪૮–૯ )માં અપાઈ છે.

[4]૪ **ભત્તપરિણ્ણા** (ભક્તપરિજ્ઞા)—આમાં ૧૭૨ ગાથા છે. 'અભ્યુદ્યત'

---

૧ બીજી ગાથામાં સાત શિક્ષાવ્રતનો ઉલ્લેખ છે, અને આઠમી ગાથામાં ભત્તપરિણ્ણાની ભલામણ કરાઈ છે. ૨ ૫૪મી ગાથામાં 'ચંદગવિજ્ઝ' શબ્દ વપરાયેલો છે, અને એનો અર્થ 'રાધાવેધ' છે. ૩ જુઓ જૈ. સ. પ્ર. (વ. ૬, અં. ૧, પૃ. ૬–૧૦). આ લેખમાં એવો પણ ઉલ્લેખ છે કે મૂલાચાર ( પરિ. ૪ )-માંની ત્રણ ગાથા ઉત્તર૦માંથી કંઇક ફેરફાર સાથે અપાઇ છે અને એનો કેટલોક ભાગ ઓહનિજ્જુત્તિની ગાથાથી બનેલો છે. ૪ આ અંક આ૦ સમિતિએ છપાવેલ દસ પઇણ્ણગને અનુસરે છે. ( સ. ૧૩, ઉ. ૭; સુ. ૪૯૬ )માં

મરણથી આરાધના થાય છે. આ મરણ ભક્તપરિજ્ઞા, ઇંગિની ને પાદપોપગમન એમ ત્રણ પ્રકારનું છે (જુઓ ગા. ૯). ભક્તપરિજ્ઞાના સવિચાર ને અવિચાર એમ બે પ્રકાર ગા. ૧૦માં બતાવાયા છે. આના પછીની ગાથાઓમાં અનશન કરનારની યોગ્યતા, એને કરાવાતા [1]સમાધિપાન અને [2]વિરેચનનો ઉલ્લેખ છે. ગા. ૫૩–૧૫૩માં શિષ્યજનને અપાયેલી શિખામણનું સવિસ્તર વર્ણન છે. ગા. ૮૯–૧૩૪માં પાંચ મહાવ્રતોનાં સ્વરૂપ અને ફળ વિચારાયાં છે. ૧૬૨મી ગાથામાં સુબન્ધુએ છાણાં સળગાવી ચાણક્યને કે જેણે ગોકુળમાં [3]પાદપોપગમન–અનશન સ્વીકાર્યું હતું તેને બાળ્યો છતાં એણે એ સમાધિપૂર્વક સહન કરી ઉત્તમ અર્થને પ્રાપ્ત કર્યો એ વાત છે. ૧૭૧મી ગાથામાં 'વીરભદ્દ' શબ્દ આવે છે. એ ઉપરથી આ પઇણ્ણગના કર્તાનું નામ 'વીરભદ્ર' સૂચવાય છે. આ પઇણ્ણગની આવૃત્તિ ઇત્યાદિ માટે જુઓ પૃ. ૧૭૧–૨.

૬ **સંથારગ**(સંસ્તારક)—આમાં ૧૨૩ ગાથા છે. અન્તિમ કાળની આરાધનારૂપ સન્થારાના સ્વીકારનો મહિમા વર્ણવાયો છે. ૧૫મી ગાથામાં કહ્યું છે કે શ્વેત કમળ, (પૂર્ણ) કળશ, સ્વસ્તિક, [4]નન્દ્યાવર્ત અને ઉત્તમ પુષ્પની માળા એ સર્વ મંગળ વસ્તુઓ કરતાં સન્થારો વધારે મંગળરૂપ છે. ૨૩મી ગાથામાં તીર્થની વ્યાખ્યા છે. ગા. ૩૨–૪૩માં કોનો સન્થારો વિશુદ્ધ ગણાય તે નિર્દેશાયું છે. ગા. ૪૬–૫૦માં વિધિપૂર્વક સન્થારા પર આરૂઢ થએલા ક્ષપકના સુખનું વર્ણન છે. ૫૩મી ગાથામાં કહ્યું છે કે સૂકા ઘાસનો સન્થારો કે પ્રાસુક (નિર્જીવ) ભૂમિ એ કંઇ કારણ નથી, પણ વિશુદ્ધ ચારિત્ર પાળનારો આત્મા ખરેખર સન્થારારૂપ છે. સન્થારા પર આરૂઢ થઈ 'પંડિત' મરણને પામનારાનાં દૃષ્ટાન્તો ગા. ૫૬–૮૮માં

---

૧ ગા. ૪૧માં કહ્યું છે કે એલચી, તજ, નાગકેસર અને તમાલપત્રની સાથે સાકરવાળું દૂધ ઉકાળીને ટાઢું કરી પાવું તે 'સમાધિપાન' છે. ૨ આ વાત સંથારગ-(ગા. ૭૩–૫)માં પણ છે. ૩ ભત્તપરિણ્ણા (ગા. ૭૩)માં તો ઇંગિની–મરણની વાત છે. ૪ મહાભારત (પ. ૭, અ. ૮૨, શ્લો. ૨૦)માં આનો ઉલ્લેખ છે. અંગુત્તરનિકાયની ટીકામાં નંદિયવત્તને એક મોટી માછલીનું નામ ગણ્યું છે.

અપાયાં છે.[1] પછીની ગાથામાં સન્થારાના સ્વીકારની અને ક્ષમાપનાની વિધિ બતાવાઇ છે.[2] કુંટ ફોન કંપ્ટ્સ( Kunt von Kamptz )ના Über die vom Sterbefasten handelnden älteren Paiṇṇa des Jaina-Kanons નામના [3]લેખમાં પઇણ્ણોમાં આવતી કથા વગેરેના [4]ઉલ્લેખ નોંધાયા છે. HIL (Vol. II, p. 460)માં કહ્યું છે કે આમાં તેમજ ઉપર્યુક્ત બીજા પઇણ્ણમાં સાધુને યોગ્ય મરણનો વિષય છે તેમ છતાં એ ઔપદેશિક કાવ્યો છે.

૩ **મહાપચ્ચક્ખાણ** ( મહાપ્રત્યાખ્યાન )—આમાં ૧૪૨ પદ્યો છે. થોડાંક 'અનુષ્ટુભ્'માં છે. દુશ્ચરિત્રની નિન્દા ( પદ્ય ૧–૧૨ ), એકત્વભાવના ( ૧૩–૧૬, ૪૪ ), માયાનો–ભાવશલ્યનો ત્યાગ, સંસારમાં પરિભ્રમણ ( ૩૭–૪૦ ), 'પણ્ડિત' મરણની અભિલાષા ( ૪૧–૪૨, ૪૫–૫૦ ), પુદ્ગલોથી–આહારાદિથી અતૃપ્તિ ( ૫૧–૬૪ ), પાંચ મહાવ્રતોનું પાલન ( ૬૮–૭૬ ), સ્વાશ્રય, 'પંડિત' મરણની પ્રશંસા ( ૯૨ ), આરાધના ( ૯૩–૯૫, ૧૩૭ ), કર્મનો ક્ષય ( ૯૯–૧૦૧ ), વ્યુત્સર્જન ( ૧૦૯, ૧૧૪–૯ ) અને આરાધનાનું ફળ ( ૧૩૮–૯ ) એમ વિવિધ વિષયો અહીં વિચારાયા છે. "મૂલાચાર" લેખમાં એવો ઉલ્લેખ છે કે આ પઇણ્ણગની બે ગાથા મૂલાયાર( પરિ. ૨ )માં અને ત્રણ ગાથા એના ત્રીજા પરિચ્છેદમાં જોવાય છે. આ પઇણ્ણગની આવૃત્તિ ઇત્યાદિ માટે પૃ. ૧૭૧ જોવું.

૫ **તંદુલવેયાલિય** ( તન્દુલવૈચારિક )—આમાં વચ્ચે વચ્ચે જે

---

૧ પુષ્પચૂલાના ધર્માચાર્ય અર્ણિકાપુત્ર, સ્કન્દક મુનિના પાંચસો શિષ્યો, દણ્ડ રાજર્ષિ, સુકોશલ ઋષિ, અવન્તિ( સુકુમાળ ), આર્ય કાર્તિક, ધર્મસિંહ, 'ઇંગિની' મરણ સ્વીકારનારા ચાણક્ય, અમૃતઘોષ રાજર્ષિ, 'લલિતઘટ' નામના બત્રીસ પુરુષો, સિંહસેન મુનિ, કુમાર કુરુદત્ત, ચિલાતીપુત્ર, ગજસુકુમાલ અને મંખલી ( ગોશાલકે ) બાળેલા બે મુનિવરો વિષે અહીં ઉલ્લેખ છે. ૨. ૧૨૨મી ગાથામાં 'રાધાવેધ' એ અર્થમાં 'ચંદગવિજ્ઝ' શબ્દ વપરાયેલો છે. ૩. આ લેખ હેમ્બુર્ગથી ઈ. સ. ૧૯૨૯માં પ્રસિદ્ધ થયો છે. ૪ બૃહત્કથાકોશની પ્રસ્તાવના ( પૃ. ૨૬–૩૦ )માં સંથારંગ, ભત્તપરિણ્ણા અને મરણસમાહિમાંના આ પ્રકારના ઉલ્લેખોનું ગાથાદીઠ સંક્ષેપમાં સ્પષ્ટીકરણ છે.

ગદ્યમાં લખાણ છે એને સંપાદકે વીસેક સૂત્રરૂપ ગણ્યું છે. બાકીનો ભાગ પદ્યમાં છે ને એની સંખ્યા ૫૮૬ની છે. પહેલા પદ્યમાં આ પઇણ્ણગનું અહીં સૂચવાયા મુજબ નામ અપાયું છે. બીજા અને ત્રીજામાં વિષયનો નિર્દેશ કરાયો છે. જીવનું ગર્ભ તરીકેનું [1]કાલમાન, યોનિનું સ્વરૂપ, ગર્ભાવસ્થામાં આહારાદિ અને માસદીઠ શારીરિક રચના, માતાનાં અને પિતાનાં અંગોનો ઉલ્લેખ, નારક અને દેવ તરીકેની ઉત્પત્તિ, પ્રાણીની બાળ ઇત્યાદિ દસ દશાનું સ્વરૂપ, ધર્મમાં ઉદ્યમ, યુગલધર્મી વગેરેનું વર્ણન, સંહનનના અને સંસ્થાનના ૭ ૭ પ્રકારો, તન્દુલની ગણના[2], કાળના વિભાગો–શ્વાસાદિનાં માન, શિરા વગેરેની સંખ્યા, દેહની અપવિત્રતા, કામુકને ઉપદેશ, સ્ત્રીઓનાં [3]ત્રાણુ નામ, નારી, મહિલા ઇત્યાદિની વ્યુત્પત્તિ, સ્ત્રીઓનો સ્વભાવ અને ધર્મનું શરણ એમ વિવિધ વિષયોનું અહીં નિરૂપણ છે. જૈ. સા. સં. ઇ. ( પૃ. ૮૦ )માં તંદુલવેયાલિય નામની સકારણતા દર્શાવતાં કહ્યું છે કે " એક સો વર્ષના આયુષ્યવાળો પુરુષ પ્રતિદિન તંદુલ–ભાત ખાય તેની સંખ્યાના વિચારના ઉપલક્ષણથી આ નામ પડેલું છે. " આ પઇણ્ણગ છાયા સહિત છપાયેલું છે.[4] વળી વિજયવિમલે રચેલી વૃત્તિ સાથે પણ એ [5]છપાયું છે. આ પઇણ્ણગનો ઉલ્લેખ દસવેયાલિયચુણ્ણિ( પત્ર ૫ )માં છે.

**૭ ગચ્છાયાર** (ગચ્છાચાર)—આ૦ સમિતિ તરફથી વિ. સં. ૧૯૮૦માં આનન્દવિમલસૂરિના શિષ્યાણુશિષ્ય [6]વાનર ગણિએ વિ. સં. ૧૬૨૨ પહેલાં

---

૧ ૨૪મી ગાથાંમાં કહ્યું છે કે કોઇ પાપી જીવ બાર વર્ષ ગર્ભમાં રહે. ૨ ૫૫મી ગાથામાં એની સંખ્યા ૪૬૦ કરોડ ને એસી લાખની દર્શાવાઇ છે. એની પહેલાના ગદ્યમાં પુરુષાદિના કોળિયાની સંખ્યા તેમજ અસૃતિ, પ્રસૃતિ ઇત્યાદિનાં માપનું સ્વરૂપ છે. ૩ આને લગતો મૂળ પાઠ તેમજ એનો ગુજરાતી અનુવાદ મેં વૈરાગ્યરસમંજરી ( ગુચ્છક ૨, શ્લો. ૧૧ )ના સ્પષ્ટીકરણ ( પૃ. ૫૧–૩ )માં આપ્યો છે. મહાનિસીહમાં પણ સ્ત્રીનું આવું વૈરાગ્યજનક વર્ણન છે. આ વિષે મેં ઉપર્યુક્ત સ્પષ્ટીકરણ(પૃ. ૫૪–૬)માં ઊહાપોહ કર્યો છે. ૪ જુઓ પૃ. ૧૭. ૫ જુઓ પૃ. ૧૮. ૬ જૈ. સા. સં. ઇ. (પૃ. ૫૮૪)માં આ વાનર તે જ વિજયવિમલ છે અને એઓ આનન્દવિમલસૂરિના શિષ્ય છે એવો ઉલ્લેખ છે. જો આ અભ્રાન્ત હોય તો

રચેલી વૃત્તિ સહિત જે આ પઇણ્ણગ છપાયું છે તેમાં ૧૩૭ પદ્યો છે. એમાં કેટલાંક અનુષ્ટુભ્‌માં અને કેટલાંક આર્યામાં છે. આમાં હાંસિયામાં વિષયોનો નિર્દેશ છે. ૧૩૫મી ગાથામાં કહ્યા મુજબ આ આગમનો ઉદ્ધાર મહાનિસીહ, કપ્પ અને વવહારમાંથી કરાયો છે. આમાં આચાર્ય, સાધુ અને સાધ્વી એમ ત્રણના સ્વરૂપનું નિરૂપણ છે. ગા. ૧માં મહાવીરસ્વામીને નમસ્કાર કરાયેલો છે. ગા. ૨–૭માં ગચ્છમાં રહેવાનું ફળ ને ગા. ૮–૪૦માં ઉત્તમ અને અધમ આચાર્યનાં લક્ષણ દર્શાવાયાં છે. ગા. ૪૧–૧૦૬માં સાધુના સ્વરૂપનો અને ગા. ૧૦૭–૧૩૪માં સાધ્વીના સ્વરૂપનો વિચાર કરાયો છે. 'ગચ્છ' એટલે સાધુઓનો સમુદાય. ગચ્છનું નિરૂપણ એ આ આગમનો વિષય છે. ગચ્છની ઉત્તમતા આચાર્યના ઉપર આધાર રાખે છે. ગચ્છાચાર ઉપર વાનર્ષિની બૃહદ્વૃત્તિ છે. એ અને ગુજરાતી અનુવાદ સહિત આ આગમ દયાવિમલ ગ્રન્થમાલા–ગ્રન્થાંક ૨૫ તરીકે ઇ. સ. ૧૯૨૪માં છપાયેલ છે. આ આગમ ઉપર એક સંસ્કૃત અવચૂરિ છે. એની એક હાથપોથી વિ. સં. ૧૬૪૬માં લખાયેલી છે.[1] આ પઇણ્ણગ છાયા સહિત છપાયું છે.[2] વળી આ છાયા તેમજ ગુજરાતી વિવેચન સહિત ભૂપેન્દ્રસૂરિ–સાહિત્ય–સમિતિ તરફથી પણ પ્રસિદ્ધ થયું છે. સ્વ. વિજયરાજેન્દ્રસૂરિએ જે અનુવાદ કર્યો હતો તેને સંસ્કારીને આ વિવેચન તૈયાર કરાયું છે. જૈ. ધ. પ્ર. સભા તરફથી મૂળ ગુજરાતી અનુવાદ સાથે છપાયેલું છે.

૮ **ગણિવિજ્જા** (ગણિવિદ્યા)—આમાં ૮૨ પદ્યો છે. થોડાંક (દા. ત. ૫૬–૮) અનુષ્ટુભ્‌માં છે. પહેલી ગાથામાં બલાબલવિધિ–નત્ર બળોની વિધિ કહીશ એમ કહ્યું છે. બીજી ગાથામાં (૧) દિવસ, (૨) તિથિ, (૩) નક્ષત્ર, (૪) કરણ, (૫) ગ્રહ–દિવસ, (૬) મુહૂર્ત, (૭) શકુન–બલ, (૮)

---

D C J M (Vol. XVII, pt. I, p. 345)માં એ જે એમને પ્રશિષ્ય કહ્યા છે તે સુધારવું ઘટે. આનન્દવિમલસૂરિના શિષ્ય વિજયવિમલે વિ. સં. ૧૬૩૪માં જે ૫૮૫૦ શ્લોક જેવડી સંસ્કૃત ટીકા રચી છે તેના સંશોધનમાં વિદ્યાવિમલ, વિવેકવિમલ અને આનન્દવિમલ એ ત્રણ વિબુધોએ સહાયતા કરી હતી.

૧ જુઓ D C J M (Vol. XVII, pt. I, p. 346). ૨ જુઓ પૃ. ૧૭.

લગ્ન-બલ અને ( ૯ ) નિમિત્ત-બલનો ઉલ્લેખ છે. આ દરેકમાં શું શું કરવું ઘટે તે આગળની ગાથાઓમાં વિચારાયું છે. અન્તમાં દિવસ કરતાં તિથિ, તિથિ કરતાં નક્ષત્ર એમ ઉત્તરોત્તર અધિક બળવાન છે એ વાત છે. આમ આ જ્યોતિષનો ગ્રન્થ છે. એના ૬૩મા પદ્યમાં 'હોરા' શબ્દ છે.

૯ દેવિંદથય ( દેવેન્દ્રસ્તવ )—આમાં ૩૦૭ ગાથા છે. ઋષભદેવથી માંડીને મહાવીરસ્વામી સુધીના તીર્થંકરોને વન્દન કરી કોઇ સમયજ્ઞ શ્રાવક પ્રથમ પ્રાવૃષમાં વર્ધમાન( વીર )ના તરફ બહુમાન (?) થવાથી વીરની ઉદાર સ્તુતિ કરે છે અને એની પત્ની હાથ જોડીને એ સાંભળે છે. આમ પહેલી ત્રણ ગાથાનો સાર છે. છઠ્ઠી ગાથામાં બત્રીસ ઇન્દ્રોનો નિર્દેશ આવે છે. એ સાંભળતાં પત્ની પતિને પ્રશ્ન પૂછે છે: આ બત્રીસ ઇન્દ્રો તે કયા ? તેઓ ક્યાં રહે છે ? કોની કેટલી સ્થિતિ છે ? કોને કેટલાં ભવન અને વિમાન છે ને તેનું સ્વરૂપ શું છે ? ઇન્દ્રોનું અવધિજ્ઞાન કેવું છે ? ( ૭–૧૦ ). શ્રુતજ્ઞાનરૂપ સાગરમાંથી પ્રતિપૃચ્છા વડે મને જે શ્રુત મળ્યું છે તેના આધારે હું ઉત્તર આપું છું એમ પતિએ કહ્યું ( ૧૨ ) અને ઉપર્યુક્ત પ્રશ્નોના ઉત્તરો [૧]આપ્યા. એમાં લોકપાલ વગેરેની સંખ્યા ( ૪૩–૫ ), ઇન્દ્રોનાં બળ અને પરાક્રમનું સ્વરૂપ ( ૫૨–૬૫ ), જ્યોતિષ્કનો વિવિધ દૃષ્ટિએ વિચાર ( ૮૧–૧૬૧ )–નક્ષત્રોના ચન્દ્ર સાથેના યોગના સમય ( ૧૦૨–૪ ); કલ્પોપપન્ન અને કલ્પાતીત દેવોનો અધિકાર ( ૧૬૩–૧૯૮ ), દેવોનો પ્રવીચાર ( ૧૯૯–૨૦૨ ), ઈષત્પ્રાગ્ભારાનું સ્વરૂપ અને સિદ્ધોની અવગાહના ( ૨૭૩–૨૯૦ ) અને સિદ્ધોનું સુખ ( ૨૯૩–૯ ) એ વિષયો પણ સમજાવાયા છે. આ પ્રમાણે કોઇ શ્રાવકે કરેલા નિરૂપણને રજૂ કરતો આગમ વીરભદ્રે રચ્યો છે અને એ છાયા સહિત [૨]છપાયેલ છે.

૧૦ મરણસમાહિ ( મરણસમાધિ )—આમાં ૬૬૩ ગાથા છે.

---

૧ બત્રીસ ઇન્દ્રો ( ગા. ૧૪–૧૯ ), ભવનોની સંખ્યા ( ૨૧–૨૭ ) અને ઇન્દ્રોની સ્થિતિ ( ૨૮–૩૦ ). ૨ જુઓ. પૃ. ૧૭.

પહેલી ગાથામાં 'મરણવિહિસંગહ' કહીશ એવી પ્રતિજ્ઞા છે. સમાધિ-પૂર્વક મરણ શી રીતે થાય એ પ્રશ્ન શિષ્ય વન્દન કરીને પૂછે છે. સાતમી ગાથામાં 'મરણસમાહિ' જાણવા ઇચ્છું છું એમ શિષ્ય કહે છે. ત્યાર બાદ આરાધનાના ત્રણ પ્રકાર ( ગા. ૧૫ ), આરાધક અને અનારાધકનું સ્વરૂપ, પાંચ સંકિલષ્ટ ભાવનાનો ત્યાગ(૬૦), મરણ અંગે આલોચનાદિ ચૌદ પ્રકારનો વિધિ ( ૮૧–૮૨ ), સૂરિના ગુણો, શલ્યનો ઉદ્ધાર, જ્ઞાન અને ચારિત્ર માટે ઉદ્યમ, 'અનશન' તપનું લક્ષણ ( ૧૩૪ ), જ્ઞાનનો મહિમા ( ૧૩૫–૧૪૯ ), સંલેખનાવિધિ, રાગ અને દ્વેષ ઉપર વિજય, પ્રમાદ અને ઉપધિ ઇત્યાદિનો ત્યાગ, આત્માનું આલમ્બન, મમત્વાદિનો ત્યાગ, ભાવશલ્યનો ઉદ્ધાર, પ્રત્યાખ્યાન, 'પણ્ડિત' મરણની અભિલાષા ( ૨૪૦-૧ ), સન્તોષનો અભાવ, મહાવ્રતોની રક્ષા, ( ૨૫૮–૨૬૬ ), ઉત્તમ અર્થની સિદ્ધિ, 'અભ્યુદ્યત' મરણ, જિનવચનનો મહિમા, સંવેગ, પતાકાહરણ, નિર્યામક, ક્ષામણા, દેહાદિનો ત્યાગ, સંસ્તારક, હિતશિક્ષા, અન્યત્વ–ભાવના (૩૬૮), અશુચિ–ભાવના ( ૩૮૫ ), અન્યાન્ય ગતિમાંનાં દુઃખો, જિનધર્મ શેઠ, ચિલાતિપુત્ર, ધન્ય, શાલિભદ્ર, પાણ્ડવો વગેરેનાં દૃષ્ટાન્ત ( ૪૨૩–[1]૫૧૯ ), અનિત્યાદિ બાર ભાવના (૫૭૦–૬૩૭) અને મોક્ષના સુખની અપૂર્વતા તેમજ આ [2]પઇણ્ણગની રચના મરણવિભત્તિ, મરણવિસોહિ, મરણસમાહિ, સંલેહનાસુય, ભત્તપરિણ્ણા, આઉરપચ્ચક્ખાણ, મહાપચ્ચક્ખાણ અને આરાહણાપઇણ્ણ એમ આઠ શ્રુતનો ભાવ લઇને કરાયાનો ઉલ્લેખ ( ૬૬૧–૩ ) એમ વિવિધ વિષયો નિરૂપાયા છે.

---

## પ્રકરણ ૧૭: નંદી ને અણુઓગદ્દાર

આ આગમો એ જૈન શ્રમણોને જે જાણવું જોઇએ તે બધું રજૂ કરનારા મહાકાય વિશ્વકોશ છે. જુઓ HIL ( Vol. II, p. 472 ).

**નંદી**—નંદીમાં કેટલોક વિભાગ ગદ્યમાં તો કેટલોક પદ્યમાં છે. એમાં એકન્દર ૯૦ પદ્યો છે. સુત્તની સંખ્યા ૫૯ની છે. શરૂઆતમાં

---

૧ ૫૧૯મી ગાથામાં 'કુર્કુટ 'સર્પનો ઉલ્લેખ છે. ૨ આ મુદ્રિત છે.

૪૭ પદ્યો છે. એમાં પહેલામાં તીર્થંકરની અને બીજાં બેમાં મહાવીરસ્વામીની સ્તુતિ છે. એની પછીનાં ૧૪ પદ્યોમાં સંઘની નગર, ચક્ર, રથ ઇત્યાદિ રૂપક દ્વારા સ્તુતિ છે. ૨૩–૪૩ પદ્યોમાં ૨૭ શ્રમણોની સ્તુતિ છે, અને આમ એ [1]'થેરાવલી' છે. આ આગમનો મુખ્ય વિષય પાંચ જ્ઞાનરૂપ ભાવનંદીના પ્રકારો અને ઉપપ્રકારોનું નિરૂપણ છે. આ આગમમાં નિર્દેશાયેલી કેટલીક કથાઓનું કાલિપદ મિત્રે સન્તુલન કર્યું છે.[2] આ આગમમાં સુ. ૪૧માં અનેક જૈન ગ્રન્થોનો ઉલ્લેખ છે. એ જોતાં આની તેમજ અણુઓગદ્દારની રચના વહેલામાં વહેલી ઇ. સ.ના ત્રીજા સૈકામાં ને મોડામાં મોડી ઇ. સ. ના પાંચમા સૈકામાં થઇ હોય એમ લાગે છે.[3] દૂષ્યગણિના શિષ્ય [4]દેવવાચક આ આગમના કર્તા મનાય છે. કેટલાક એમને જ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ ગણે છે. હરિશ્ચન્દ્રગણિએ તો પ્રશ્નપદ્ધતિ-(પૃ. ૩)માં આ બન્નેને ભિન્ન ગણ્યા છે, અને એ વ્યાજબી છે.

**વિવરણાદિ**—નંદી ઉપર પ્રાચીનમાં પ્રાચીન વિવરણ તે જિનદાસગણિ મહત્તરે જઇણ મરહટ્ટીમાં શકસંવત્ [5]૫૯૮ (વિ. સં. ૭૩૩)માં રચેલી ચુણ્ણિ છે. આ તેમજ આના ઉપરની હરિભદ્રસૂરિકૃત ટીકા અને વિસેસા૰ની અમુદ્રિત ગાથાઓ ઋ. કે. સંસ્થા તરફથી એક પોથારૂપે ઇ. સ. ૧૯૨૮માં છપાયેલી છે. આમાં આનન્દસાગરસૂરિજીએ હરિભદ્રસૂરિના સમય ઉપર પ્રકાશ પાડ્યો છે. મલયગિરિસૂરિએ આ આગમ પર સંસ્કૃતમાં ટીકા રચી છે. એ ઇ. સ. ૧૨૩૫માં પૂર્ણ કરાઇ એમ HIL (Vol. II, p. 592)માં ઉલ્લેખ છે. આ ટીકા મૂળ તેમજ ગુજરાતી બાલાવબોધ સહિત[6] તેમજ એકલા મૂળ સહિત[7] પણ છપાઇ છે. અમોલક

---

૧ વી. સં. જૈ. કા.(પૃ. ૧૧૯–૧૨૦)માં કહ્યું છે કે આ થેરાવલી ગુરુક્રમવાળી નથી, કિન્તુ યુગપ્રધાનના ક્રમવાળી છે. ૨ જુઓ IHQ (Vol. XIX, Nos. 3–4)માં છપાયેલો એમનો લેખ નામે "Some tales of Ancient Isarael, their Originals and Parallels". ૩ જુઓ H C L J (પૃ. ૧૬૫). ૪ જુઓ નંદીની ચુણ્ણિ (પત્ર ૧૦). ૫ આની ઘણીખરી હાથપોથીમાં આ વર્ષ છે. છપાયેલી આવૃત્તિમાં શક ૫૦૦નો ઉલ્લેખ છે. આ તેમજ શક ૫૯૮ને આનન્દસાગરસૂરિજી લિપિકાળ ગણે છે. ૬ જુઓ પૃ. ૧૬. ૭ જુઓ પૃ. ૧૭.

ઋષિએ આ આગમનો હિન્દી અનુવાદ કર્યો છે. ચન્દન-જૈન ગ્રન્થ૦માંના દ્વિતીય પુષ્પ તરીકે આ આગમ છાયા, હિન્દીમાં ટીકા અને ટિપ્પણરૂપ પ્રથમ પરિશિષ્ટ અને નંદી સાથે અન્ય શાસ્ત્રોના પાઠોનાં સામ્યરૂપ ત્રીજા પરિશિષ્ટ, નંદીનાં શબ્દકોશ ઇત્યાદિ સહિત સતારાથી ઇ. સ. ૧૯૪૨માં પ્રકાશિત થયેલ છે. હિન્દી ટીકાદિના કર્તા હસ્તિમલ્લ છે. આ આવૃત્તિમાં શરૂઆતમાં પચાસ ગાથા છે.[૧] આવશ્યકનિર્યુક્તિદીપિકામાં પ્રારમ્ભમાં આ ૫૦ ગાથાની વ્યાખ્યા માણિક્યશેખરસૂરિએ આપી છે. નંદી વગેરેના વિષયાનુક્રમ ઇત્યાદિ આ૦ સમિતિ તરફથી છપાયેલ છે. જુઓ પૃ. ૨૪.

**મિથ્યાશ્રુત ને અજૈન ગ્રન્થો**—નંદી( સુ. ૪૧ )માં ' સમ્યક્-શ્રુત ' સમજાવતાં કહ્યું છે કે અરિહંતોએ પ્રરૂપેલું દ્વાદશાંગરૂપ ગણિપિટક ' સમ્યક્-શ્રુત ' છે. એ ચૌદપૂર્વીઓને તેમજ અભિન્નદશપૂર્વીને પણ ' સમ્યક્-શ્રુત ' છે, જ્યારે એમના કરતાં [૨]ઓછા જ્ઞાનીઓને માટે ભજના છે. ૪૨મા સુત્તમાં મિથ્યા-શ્રુતનું સ્વરૂપ સમજાવાયું છે. એમ કરતી વેળા [૩]ભારત( મહાભારત ), રામાયણ, [૪]ભીમાસુરુક્ખ, [૫]કૌટિલ્ય( અર્થશાસ્ત્ર )

૧ એમાંની ૧૮, ૧૯, ૩૧, ૩૨, ૪૮ ને ૪૯ એ ક્રમાંકવાળી ગાથાઓ ઉપર ચુણ્ણિમાં, હારિભદ્રીય ટીકામાં કે મલયગિરિસૂરિકૃત ટીકામાં વિવરણ નથી. ૨ આ પૈકી જેમની શ્રદ્ધા સમ્યક્ યાને યથાર્થ હોય તેમને માટે ગણિપિટક સમ્યક્-શ્રુત છે, જ્યારે વિપરીત શ્રદ્ધાવાળાઓ માટે તો એ મિથ્યા-શ્રુત છે. નિશ્ચય-દૃષ્ટિ પ્રમાણે આગમની વ્યાખ્યામાં શ્રોતાનું-ગ્રાહકનું પ્રાધાન્ય છે, જ્યારે વ્યવહાર-દૃષ્ટિ પ્રમાણે વક્તાનું પ્રાધાન્ય છે. આથી કરીને નિશ્ચય-દૃષ્ટિથી જૈન આગમ પણ એનો દુરુપયોગ કરનારની અપેક્ષાએ તો મિથ્યા-શ્રુત છે. ૩ આનું પ્રાચીન નામ ' જય ' છે. ૪ સૂયગડચુણ્ણિ ( પત્ર ૨૦૮ )માં ' કોડિલ્લગ 'ની સાથે આનો પણ ઉલ્લેખ છે. આ વવહાર ( ઉ. ૧ )ના ભાસ ( પત્ર ૧૩૨ )માં કોડિન્ન( કૌણ્ડિન્ય )ની દંડનીતિ, માઢરના ( નીતિશાસ્ત્ર ) અને ભંભીની સાથે નોંધાયેલા ' આસુરુક્ખ 'નું સ્મરણ કરાવે છે. ગોમ્મટસાર( જીવકાંડ, ગા. ૩૦૪ )માં આભીય અને આસુરુક્ખનો અને મૂલાચાર( ૫, ૬૦ )માં ' આસુરક્ખ 'નો ઉલ્લેખ છે. આ ઉપરથી એમ કલ્પના સ્ફુરે છે કે ભીમાસુરુક્ખ એ ભીમ અને આસુરુક્ખ એમ બે ગ્રન્થનો વાચક હોય અથવા તો ભીમનું આસુરુક્ખ એવો એનો અર્થ હોય. લલિતવિસ્તર( પૃ. ૧૫૬ )માં આમ્ભીર્ય અને આસુર્યનો ઉલ્લેખ છે. ૫ આનો જ સુલ્લવંસ ( ૬૪, ૩ )માં

[1]સગડભદ્દિઆ, [2]ખોડ( ઘોડગ )મુહ, [3]કપ્પાસિઅ, [4]નાગસુહુમ, કનકસપ્તતિ, વૈશેષિક ( દર્શન ), બુદ્ધવચન, ત્રૈરાશિક, કાપિલિક, લોકાયત, ષષ્ઠિતન્ત્ર, માઠર, પુરાણ, વ્યાકરણ, [5]ભાગવ, પાતંજલિ, [6]પુસ્સદેવય, લેખ, ગણિત, [7]શકુનરુત, નાટકાદિ અથવા ૭૨ કળા અને સાંગોપાંગ ચાર [8]વેદને મિથ્યા–શ્રુત કહેલાં છે. આ ગ્રન્થો મિથ્યાદૃષ્ટિએ મિથ્યાત્વરૂપે ગ્રહણ કરેલાં હોવાથી એ મિથ્યા–શ્રુત છે, પણ સમ્યગ્દષ્ટિ તો એને

---

' કોટલ્લ ' તરીકે નિર્દેશ હોય એમ લાગે છે. કોડિલ્લયનો સૂયગડચુણ્ણિ ( પત્ર ૨૦૮ )માં ' ચાણક્કકોડિલ્લ ' તરીકે ઉલ્લેખ છે. સૂયગડ ( સુય. ૧, અ. ૯ )ના ૧૭મા પદ્યમાં ' અટ્ઠાવય 'નો ઉલ્લેખ છે. એને શીલાંકસૂરિ ચાણક્યનું અર્થશાસ્ત્ર ગણે છે. પાઇય અટ્ઠસત્થમાંથી એક અવતરણ વસુદેવહિંડી( પૃ. ૪૫ )માં અને એક ઓહનિજ્જુત્તિ ( પત્ર ૧૫૨ આ )માં અપાયેલ છે.

૧ આનું સ્વરૂપ જાણવામાં નથી. ૨ ઘોટકમુખે ચારાયણ, સુવર્ણનાભ, ગોનર્દીય, ગોણિકાપુત્ર અને કુચુમારની પેઠે બાભ્રવ્યનો એક ભાગ લઇ જે કામશાસ્ત્ર રચ્યું તે આ હશે. કૌટિલ્યે અર્થશાસ્ત્ર( પૃ. ૨૫૩ )માં કાત્યાયન, ભારદ્વાજ, ચારાયણ, કિંજલ્ક, પિશુન અને પિશુનપુત્રની સાથે સાથે ઘોટકમુખનો રાજનીતિજ્ઞ તરીકે ઉલ્લેખ કર્યો છે. કામસૂત્ર ( પૃ. ૧૮૮ )માં પણ ઘોટકમુખનો ઉલ્લેખ છે. ૩ ઓહનિજ્જુત્તિના ભાસ ( ગા. ૧૧–૧૨ )માં ' કપ્પાસ ' નામના એક નાનકડા ગ્રન્થનો ઉલ્લેખ છે તે જ આ ' કપ્પાસિય ' છે? ૪–૬ આનું સ્વરૂપ જાણવામાં નથી. ૭ પક્ષીનો અવાજ તેમજ શુકનનું જ્ઞાન એમ આના બે અર્થ થાય છે. એમાંથી ગમે તે અર્થ અત્ર ઘટી શકે છે. ઓહનિજ્જુત્તિ( ગા. ૧૦૯–૧૧૦ )માં કેટલાંક શુભ શુકનો ગણાવાયાં છે. ૮ ઠાણ ( ઠા. ૩, ઉ. ૩; સુ. ૧૮૫ )માં રિઉવ્વેય ( ઋગ્વેદ ), જઉવ્વેય ( યજુર્વેદ ) અને સામવેય ( સામવેદ )નો એમ ત્રણનો ઉલ્લેખ છે, જ્યારે વિયાહ૦ ( સ. ૨, ઉ. ૧ )માં તેમજ ઓવવાઇય ( સુ. ૩૮, પૃ. ૯૧ અ–આ )માં આ ઉપરાન્ત અથવ્વણવેય ( અથર્વવેદ ), પાંચમા વેદરૂપ ઇતિહાસ અને છટ્ઠા વેદરૂપ નિઘંટુનો ઉલ્લેખ છે. આવસ્સયચુણ્ણિ ( ભાગ ૧, પત્ર ૨૧૫ )માં કહ્યું છે કે આર્ય વેદો ભરત વગેરેએ કર્યા છે. એમાં તીર્થંકરની સ્તુતિઓ, સાધુનો ને શ્રાવકોનો ધર્મ, શાન્તિકર્મ વગેરેનું નિરૂપણ છે. અનાર્ય વેદો સુલસા, યાજ્ઞવલ્ક્ય વગેરેએ બનાવ્યા છે. સૂયગડચુણ્ણિ-(પત્ર ૧૬ )માં આ બે નામો ઉપરાન્ત તન્તુગ્ગીવનું નામ છે. આવસ્સયચુણ્ણિમાં દ્વાદશાંગીને ' વેદ ' કહેલ છે.

યથાર્થ સ્વરૂપમાં ગ્રહણ કરતો હોવાથી એને માટે તો એ સમ્યક્-શ્રુત છે.[1] વળી જે કેટલા મિથ્યાદૃષ્ટિઓને પણ એ યથાર્થ બોધનું કારણ બને તેને માટે તો આ અજૈન ગ્રન્થો પણ સમ્યક્-શ્રુત છે.[2] આમ અહીં પ્રણેતા (વક્તા) અને પાઠક (શ્રોતા) એમ બન્ને દૃષ્ટિએ શાસ્ત્રોનો વિચાર કરાયો છે અને તે ઇષ્ટ છે, કેમકે સામ્પ્રદાયિક કદાગ્રહને બદલે સત્યનો આગ્રહ એ જ સાચા નિરૂપણની જડ અને શોભા છે.

**દ્વાદશાંગીની સનાતનતા**—નંદીનું પ૭મું સુત્ત દ્વાદશાંગીની સનાતનતા રજૂ કરે છે. અહીં કહ્યું છે કે દ્વાદશાંગરૂપ ગણિપિટક પહેલાં નહિ હતું કે ભવિષ્યમાં નહિ હોય કે અત્યારે નથી એવી સમ્ભાવના પણ નથી. આ તો ધ્રુવ છે, નિયત છે, શાશ્વત છે, અવ્યય છે, અવસ્થિત છે અને નિત્ય છે.[3]

---

૧ આમ વેદ વગેરે પણ જૈનોને માન્ય છે. ૨ શબ્દ નિર્જીવ છે. એ સર્વ સાંકેતિક અર્થનું પ્રતિપાદન કરે છે. એથી એ સર્વાર્થક પણ છે. આ પરિસ્થિતિમાં નિશ્ચય-દૃષ્ટિ પ્રમાણે વિચારતાં શબ્દનું પ્રામાણ્ય કે અપ્રામાણ્ય સ્વતઃ નથી પણ એનો ઉપયોગ કરનાર ઉપર એ આધાર રાખે છે. જો પ્રયોજક નિર્દોષ હોય તો એ શબ્દ પ્રામાણિક બને; નહિ તો અપ્રામાણિક. વળી શ્રોતાના ગુણ-દોષના ઉપર પણ શબ્દના પ્રામાણ્ય અને અપ્રામાણ્યનો આધાર છે. શાસ્ત્ર એ શબ્દોનું બનેલું છે. આથી એની ઉપકારકતા કે અપકારકતા એના શબ્દો જ ઉપર આધાર ન રાખતાં એને ગ્રહણ કરનારની યોગ્યતા અને અયોગ્યતાની ઉપર પણ આધાર રાખે છે. આથી વેદ તો શું પણ જૈન આગમ પણ એક રીતે અપ્રમાણ છે—હાનિકારક છે, જ્યારે કોઇ ખરાબમાં ખરાબ શાસ્ત્ર પણ પ્રમાણ છે—ઉપકારક છે. આમ આ હકીકત પં. દલસુખ માલવણિયાએ જૈન આગમ (જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ, પત્રિકા ૧૭)માં હિન્દીમાં પૃ. ૩-૪માં આપી છે. ૩ આ કથન દ્વાદશાંગીની પ્રશંસા કરવાની વૃત્તિને આભારી નથી; પરન્તુ વસ્તુસ્થિતિનું દ્યોતક છે. આનું કારણ એ છે કે જેમણે રાગ-દ્વેષનો સર્વથા સંહાર કર્યો છે એ જિનનો—આપ્તનો ઉપદેશ આચાર ને વિચાર એ બેને સાચા સ્વરૂપમાં નિરૂપે જ. આચારનું સનાતન સત્ય સમભાવ—વિશ્વવ્યાપી મૈત્રી કેળવવાનું છે કે જેને જૈનો 'સામાયિક' કહે છે. એવી રીતે વિચારનું સનાતન સત્ય અનેકાન્તવાદ, વિભજ્યવાદ ઇત્યાદિ નામોથી વિદ્વાનોને સુપરિચિત એવો સ્યાદ્વાદ છે કે જે

## અણુઓગદ્દાર ( અનુયોગદ્વાર )

સુખલાલજીના મત પ્રમાણે આ આગમના કર્તા આર્યરક્ષિતસૂરિ છે અને તેમની આ કૃતિ પ્રાયઃ વિક્રમની બીજી સદીની છે.[1] પ્રશ્નોત્તર શૈલીએ રચાયેલી આ કૃતિમાં ઉપક્રમ, પ્રમાણ–પલ્યોપમ, સાગરોપમ, સંખ્યાત, અસંખ્યાત ને અનન્તના પ્રકારો, નિક્ષેપ, અનુગમ અને નયનું નિરૂપણ છે એટલું જ નહિ પણ એમાં નામના દસ પ્રકારો, [2]નવ કાવ્ય–રસ અને એનાં ઉદાહરણ, અને અનેક [3]અજૈન [4]ગ્રન્થોનાં નામ એ બાબતો પણ

---

'વાચિક અહિંસા' પણ છે અને જે બધી બાજુથી વસ્તુને તપાસવા અને સમજવાની વૃત્તિને સાચી રીતે પોષે છે. આમ જે જિનોની દૃષ્ટિ આચારના અને વિચારના સનાતન સત્ય ઉપર રહેલી હોય તેમના ઉપદેશરૂપ ગણિપિટકને 'સનાતન' કહેવામાં કશો વાંધો નથી, કેમકે કાળ, સ્થળ અને વ્યક્તિની દૃષ્ટિને લઈને સત્યના વિવિધ આવિર્ભાવો ભલે હોય પણ એ સર્વમાં સનાતન સત્ય ગુંથાયેલું છે, એટલે આ આવિર્ભાવો તરફ ઉપેક્ષા રાખીને–નહિ કે એનો તિરસ્કાર કરીને વિચાર કરનાર જૈન આગમોને–ગણિપિટકને અનાદિ અનન્ત કહી શકે. વળી એ એક રીતે અપૌરુષેય છે કે જે અપૌરુષેયતા સામાન્ય રીતે વેદને વરેલી છે એમ મીમાંસકોનું માનવું છે. નૈયાયિકો અને વૈશેષિકો વેદને ઈશ્વરપ્રણીત માને છે તો જૈનો પણ પોતાના ગણિપિટકરૂપ વેદને જિનપ્રણીત–સર્વજ્ઞપ્રણીત માને છે. દરેક તીર્થંકરના ઉપદેશનો પાયો સનાતન સત્ય હોવાથી એમાં કોઈ વાસ્તવિક ભેદ નથી. બધાં જ ગણિપિટકો અર્થદૃષ્ટિએ સરખાં છે, અને એ અપેક્ષાએ ગણિપિટક શાશ્વત છે; બાકી શબ્દ–દૃષ્ટિએ એ અશાશ્વત છે, અધ્રુવ છે, અનિયત છે, અનિત્ય છે, આદિ અને અન્તથી યુક્ત છે અને પૌરુષેય છે.

૧. જુઓ જ્ઞાનબિન્દુપરિચય (પૃ. ૫). ૨ આને અંગે " અણુઓગદ્દારમાં નવ–રસ–નિરૂપણ" ર આ નામે લખેલા મારા લેખનો એક હપ્તો "માનસી" (વ. ૧૨, અં. ૧, પૃ. ૯૨–૧૦૦ )માં છપાયો છે. ૩ નંદી( સુ. ૪૧ )માં અપાયેલાં તેરાસિય, ભાગવ, પાયંજલિ અને પુસ્સદેવય એ નામો અહીં નથી, પણ 'વેસિય' એવું વધારાનું નામ છે. દત્તકે 'વૈશિક' નામનું ગણિકાઓને લગતું એક પુસ્તક રચ્યું છે અને વાત્સ્યાયને એનો ઉલ્લેખ કર્યો છે એમ કહેવાય છે. તો શું આ એ જ પુસ્તક છે? સૂયગડની ચુણ્ણિ( પત્ર ૧૪૦ )માં વૈશિકને 'સ્ત્રીનો વેદ' કહેલ છે અને એમાંથી અવતરણ અપાયેલ છે તો તે પણ આ જ 'વૈશિક' છે? ૪ આ તમામનો પરિચય મેં H C L J ( પૃ. ૧૯૨–૫ )માં

છે. ૧૨૭મા સુત્તમાં સાત સ્વરોનાં નામ, એ સાતેનાં સ્થાન, કયું પ્રાણી કયો સ્વર બોલે અને કયા વાજિંત્રમાંથી કયો સ્વર નીકળે એ હકીકત, સ્વરનાં લક્ષણો, સ્વરના ત્રણ ગ્રામ ( gamut ), ૨૧ મૂર્ચ્છના ( intonation ), સ્વરોનાં ઉત્પત્તિ-સ્થાન, એની જાતિ ઇત્યાદિ અને ગેયના ગુણાદિનું નિરૂપણ છે. આમ અહીં સંગીત વિષે કેટલુંક લખાણ છે.[1] આ આગમ આવસ્સયના અભ્યાસ માટેનું પ્રવેશ-દ્વાર છે, અને સિદ્ધાન્તરૂપ દરવાજાને ઉઘાડનારી આ અનુપમ ચાવી છે.

**વિવરણાદિ**—આ આગમ ઉપર [2]ચુણ્ણિ છે અને એ ઋ કે. સંસ્થા તરફથી વિ સં. ૧૯૨૮માં છપાયેલી છે. એની છેલ્લી પંક્તિ

---

આપ્યો છે. વિશેષમાં પ્રો. ધ્રુવે સ્યાદ્વાદમંજરીની પ્રસ્તાવના( પૃ. ૪૯ )માં જે આધારે અણુઓગદ્દારના કર્તા કે સંકલનકાર તરીકે આર્યરક્ષિતનો નિર્દેશ કર્યો છે તે ભ્રાન્તિમૂલક હોવાનું મેં પૃ. ૧૬૧માં દર્શાવ્યું છે.

૧ ઠાણમાં પણ આ વિષય છે (જુઓ પૃ. ૭૬). સંગીતના અન્ય ગ્રન્થો વગેરેના સમ્બન્ધમાં " સંગીત અને જૈન સાહિત્ય " નામના લેખમાં મેં કેટલોક વિચાર કર્યો છે. આ લેખ જૈ. સ. પ્ર. ( વ. ૧૦, અં. ૮, પૃ. ૧૪૭–૧૫૦ )માં છપાયેલ છે. આ વિષય પરત્વે પુરાતત્ત્વ ( વ. ૧, અં. ૩; વ. ૨; અં. ૧ )માં છપાયેલ નારાયણ મોરેશ્વર ખરેનો "ભારતીય સંગીતનું ઐતિહાસિક અવલોકન" નામનો લેખ, જૈન સિદ્ધાન્તભાસ્કર ( ભા ૭, અં. ૧ )ગત વી. રાઘવન્‌નો " કુછ જૈન ગ્રંથોમાં સંગીતચર્ચા " નામનો લેખ; ત્રિવેન્દ્રમ્ સંસ્કૃત સિરીઝમાં છપાયેલ દિગમ્બરીય ગ્રન્થ સંગીતસમયસાર ( કર્તા પાર્શ્વદેવ ) અને જૈ. સિ. ભા. ( ભા. ૯, અં. ૨; ભા. ૧૦, અં. ૧ )માં એ નામે અપાયેલો પરિચય, સંગીતોપનિષત્સારમાં સંગીતજ્ઞ તરીકે નરેન્દ્રસૂરિનો ઉલ્લેખ, દેવગુપ્તસૂરિનો વીણાવાદનનો નાદ ઇત્યાદિ હકીકતો વિચારવી ઘટે. ૨ આ ચુણ્ણિ( પત્ર ૪૫ )માં સ્વરનું લક્ષણ, ત્રણ ગ્રામ અને ૨૧ મૂર્ચ્છના અને મૂર્ચ્છનાનો અર્થ એ બાબતોને અંગે પાઇયમાં ત્રણ પદ્યો છે તે કોઈ સંગીતના ગ્રન્થમાંથી ઉદ્ધૃત કરાયાં હોય એમ લાગે છે. વિશેષમાં અહીં કહ્યું છે કે 'મંગી' વગેરે ૨૧ મૂર્ચ્છનાના સ્વરની હકીકત પુવ્વગતમાંના સરપાહુડમાં કહેવાઇ છે અને એ આમાંથી નીકળેલ ભરહ અને વિસાખિલ વગેરેથી જાણી લેવી. ઉપર્યુક્ત ત્રણ પદ્યોમાંથી બે કંઇક પાઠભેદપૂર્વક મલધારીય હેમચન્દ્રકૃત વૃત્તિ( પત્ર ૧૩૦ આ )માં જોવાય છે:

(પત્ર ૯૧) ઉપરથી એના કર્તા જિનદાસગણિ મહત્તર છે એ જાણી શકાય છે. આ આગમ ઉપર હરિભદ્રસૂરિએ સંસ્કૃતમાં વૃત્તિ (પત્ર ૧–૧૨૮) રચી છે અને એ ઉપર્યુક્ત ચુણ્ણિની સાથે એક પોથીરૂપે છપાયેલી છે. વિસેસા૦ ઉપર વિ. સં. ૧૧૭૫માં ટીકા રચનારા 'મલધારીય' હેમચન્દ્રસૂરિએ પણ આ આગમ ઉપર વૃત્તિ રચી છે. એ મૂળ સહિત બે વાર પ્રસિદ્ધ થઈ છે.[૧] આ આગમનો સંક્ષિપ્ત સાર "શ્રી-અનુયોગદ્વારસૂત્ર" એ નામથી ગુજરાતીમાં જૈ. ધ. સભા તરફથી ઇ. સ. ૧૯૧૭માં છપાયો છે. એના પ્રયોજક દેવવિજયગણિ છે. એમણે પૃ. ૧–૪૯માં ઉપક્રમ–દ્વારનો, પૃ. ૪૯–૫૨માં નિક્ષેપ–દ્વારનો, પૃ. ૫૨–૫૭માં અનુગમ–દ્વારનો અને પૃ. ૫૭–૫૮માં નય–દ્વારનો એમ ચાર દ્વારોનો સારાંશ અનુક્રમે રજૂ કર્યો છે.

---

## પ્રકરણ ૧૮ : અવશિષ્ટ આગમો

આપણે સોળમા પ્રકરણમાં દસ પઇણ્ણગ વિષે વિચાર કર્યો. આ ઉપરાન્ત જે નીચે મુજબની ઉપલબ્ધ કૃતિઓને ખરી કે ખોટી રીતે '[૨]પઇણ્ણગ' તરીકે ઓળખાવાય છે એને હું 'અવશિષ્ટ આગમ' તરીકે નિર્દેશું છું:—

અંગચૂલિયા, અંગવિજ્જા, અજીવકપ્પ, આઉરપચ્ચક્ખાણ, આરાહણાપડાગા, ઇસિભાસિય, કવયદાર, ચઉસરણ, ચંદાવિજ્ઝય, જંબુસામિ-અજ્ઝયણ, જીવવિભત્તિ, જોઇસકરંડગ, જોણિપાહુડ, તિત્થુગ્ગાલિય, તિહિ-પઇણ્ણગ, દીવસાગરપણ્ણત્તિ, પજ્જંતારાહણા, પિંડવિસોહિ,[૩] વગ્ગચૂલિયા, વંગચૂલિયા, વિવાહચૂલિયા, વીરત્થવ, સંસત્તનિજ્જુત્તિ, સારાવલી અને સિદ્ધપાહુડ.

**અંગચૂલિયા** (અંગચૂલિકા)—નંદીમાં કાલિય સુય તરીકે ગણાવાયેલો અને ઠાણ (ઠા. ૧૦ ; સુ. ૭૫૫)માં નિર્દેશાયેલો અંગચૂલિયા

---

૧ જુઓ પૃ. ૧૬ અને ૧૭. ૨ D C J M (Vol. XVII, pt 4, No. 1391)માં 'યોગવિધિ'માં ૨૧ 'પ્રકીર્ણ' ગણાવાયાં છે. એમાં 'પણ–કપ્પ'નો ઉલ્લેખ છે ૩ મરણસમાહિનું બીજું નામ 'મરણવિહિ' છે એથી એનો અહીં નિર્દેશ નથી.

નામનો આગમ તે આ જ હશે કે કેમ એ જાણવું બાકી રહે છે. ભાં. પ્રા. સં. મં.માંની આની હાથપોથીમાં શરૂઆતમાં ' અંગચૂલિયા ' શબ્દની સમજૂતી છે. ૧૧ અંગોને વિભૂષિત કરવામાં ચૂલિયાઓ શો ભાગ ભજવે છે તે નિર્દેશાયું છે. જૈન સાધુના આચાર ઉપર–વિનય પરત્વે આ ગદ્યાત્મક કૃતિ પ્રકાશ પાડે છે. આમાં નંદી તેમજ અણુઓગદ્દાર વિષે ઉલ્લેખ છે એ જોતાં આ ઇ. સ.ના પાંચમા સૈકા કરતાં પ્રાચીન સમ્ભવતી નથી. આ આગમના અન્તિમ ભાગમાં બાકીની હકીકત વંગચૂલિયામાંથી સમજી લેવાનો ઉલ્લેખ છે. અંગચૂલિયા ઉપર ગુજરાતીમાં ટબ્બો છે.

વવહાર( ઉ. ૧૦ )ના ભાસ ( ગા. ૧૦૭)માં અંગોની ચૂલિયાને ' અંગચૂલી ' કહી છે. એની ટીકામાં મલયગિરિસૂરિ કહે છે કે ઉપાસકદશા ઇત્યાદિ પાંચ અંગોની ચૂલિકા જે નિરા(રયા)વલિકા તે ' અંગચૂલિકા ' છે. ઠાણ(સુ. ૭૫૫)ની ટીકા( પત્ર ૫૧૩અ )માં અભયદેવસૂરિ તો એમ કહે છે કે આચાર ઇત્યાદિની ચૂલિકા તે ' અંગચૂલિકા '. જેમકે આચારની અનેક પ્રકારની. ચૂલિકા કહેલા તેમજ નહિ કહેલા અર્થનો સંગ્રહ કરે છે.

**અંગવિજ્જા** ( અંગવિદ્યા )—આ ગદ્ય અને પદ્યમાં રચાયેલો ગ્રન્થ છે. એનું પ્રમાણ નવ હજાર શ્લોક જેટલું છે. એ ' સામુદ્રિક વિદ્યા 'નો ગ્રન્થ છે.[1] પ્રભાવકચરિતમાંના વીરસૂરિચરિત( પૃ. ૧૨૮, સિંઘી૦ )માં વીરસૂરિએ જે અંગવિદ્યાનો અભ્યાસ કર્યાનો ઉલ્લેખ છે તે આ જ આગમ હશે. વાદિવેતાલ શાંતિસૂરિએ " અંગવિદ્યા–રચી ઉદ્ધરી " એમ જૈ. સા. સં. ઇ.( પૃ. ૨૦૭ )માં ઉલ્લેખ છે. આ આગમનું મહત્ત્વ જોતાં એ છપાવવો ઘટે.

**અજીવકપ્પ**( અજીવકલ્પ )—આમાં ૪૫ પદ્યો છે. આહાર, ઉપધિ, ઉપાશ્રય, પ્રસ્રવણ, શય્યા, નિષદ્યા, સ્થાન, દંડ, ચામડું, પડદો, [2]અવલેખનિકા, દંતધાવન, કર્ણશોધન, અસ્રો, સોય અને નહરેણીને અંગેના ઉપઘાતો અહીં દર્શાવાયા છે. ઉપઘાત વિનાનાં આહાર, ઉપધિ વગેરે સાધુઓને ખપે એમ અહીં કહ્યું છે. અન્તમાં ' મિશ્રકલ્પ ' કહેવાનો નિર્દેશ છે. આ કૃતિ કોઇ સ્થળેથી છપાઇ હોય એમ જાણવામાં નથી.

---

૧ જુઓ વી. સં. જૈ. કા. ( પૃ. ૧૭૪ ). ૨ ધૂળ વગેરે ઝાટકવાનું સાધન.

**આઉરપચ્ચક્ખાણ** ( આતુરપ્રત્યાખ્યાન )—આ પદ્યાત્મક કૃતિમાં પાંચ પરમેષ્ઠીઓનું ગુણોત્કીર્તન છે અને ૧૮ પાપસ્થાનકોનો ઉલ્લેખ છે. આમાં લગભગ ૨૮ પદ્યો છે. એમાંનું અન્તિમ પદ્ય તે પૂર્વોક્ત (પૃ. ૧૭૨) આઉરપચ્ચક્ખાણની ૨૭મી ગાથા સાથે મળતું આવે છે.[1]

**આરાહણાપડાગા** ( આરાધનાપતાકા )—જૈન ગ્રન્થાવલી ( પૃ. ૬૪)-માં 'પ્રકીર્ણક' તરીકે ગણાવાયેલી આ કૃતિમાં ૯૯૦ ગાથા છે. શુબ્રિંગના કહેવા મુજબ આના ૨૬મા પદ્યથી કવયદાર શરૂ થાય છે અને એ આનું વીસમું દાર( દ્વાર ) છે. ૯૮૩મી ગાથામાં 'વીરભદ્દ'નો ઉલ્લેખ છે. ૯૮૫મી ગાથામાં આ કૃતિના કર્તા તરીકે 'વીરભદ્દ'નું નામ અપાયું છે. ૯૮૮મી ગાથામાં આનું રચનાવર્ષ વિ. સં. ૧૦૦૮નું દર્શાવાયું છે. આ જોતાં આની 'પઇણ્ણગ'–આગમ તરીકે [2]ગણના કરવી યુક્તિયુક્ત નથી; બાકી આરાધનાના વિષયને વ્યક્ત કરનારી અને ભત્તપરિણ્ણા, પિંડનિજ્જુત્તિ વગેરે સાથે સમાનતા ધરાવનારી ગાથાવાળી આ કૃતિ મહત્ત્વની છે. એથી એ સત્વર છપાવવી ઘટે.

**ઇસિભાસિય** ( ઋષિભાષિત )—આ નામ બહુવચનમાં છે. આ ધર્મકથાનુયોગનો ગ્રન્થ છે. આમાં અનેક ઉપમાઓથી વિભૂષિત ૪૫ અજ્ઝયણો છે. એમાંનાં ઘણાંખરાં પદ્યમાં છે. નેમિનાથના તીર્થમાં થયેલા નારદ વગેરે ૨૦, પાર્શ્વનાથના તીર્થમાં થયેલા ૧૫ અને મહાવીરસ્વામીના તીર્થમાં થયેલા ૧૦ ઋષિઓનાં–પ્રત્યેકબુદ્ધોનાં કથનરૂપ ઉપર્યુક્ત અજ્ઝયણો છે.[3] સમવાય( સુ. ૪૪ )માં તો સ્વર્ગમાંથી ચ્યવી અહીં મનુષ્યલોકમાં જન્મેલા ૪૪ ઋષિઓનાં ૪૪ અજ્ઝયણોનો નિર્દેશ છે. ઠાણ( ઠા. ૧૦; સુ. ૭૫૫ )માં પણ્હાવાગરણના એક અજ્ઝયણને 'ઇસિભાસિય' કહ્યું છે, જોકે એ અજ્ઝયણ મળતું નથી.

---

૧ જુઓ D C J M ( Vol. XVII, pt. I, p. 326 ). ૨ મરણસમાહિ રચવામાં સાધનરૂપ બનેલ આરાહણપઇણ્ણગ ( જુઓ પૃ. ૧૭૮ ) નહિ મળવાથી આ આરાહણપડાગાને સ્થાન અપાયું હશે. ૩ જુઓ મુદ્રિત આવૃત્તિ પત્ર ૪૦ )ગત ઇસિભાસિયસંગહણી.

ઋ. કે. સંસ્થા તરફથી ઇસિભાસિય ઇ. સ. ૧૯૨૭માં છપાયેલ છે.[1] ભદ્રબાહુસ્વામીએ ઉત્તરજ્ઝયણ ઉપરાન્ત જે ઇસિભાસિય ઉપર [2]નિજ્જુત્તિ રચી હતી તે આ જ છે કે ?

કવયદાર ( કવચદ્વાર )—આ ૧૨૯ પદ્યની કૃતિ છે. D C J M ( Vol. XVII, pt. I, p. 330 )માં મેં એનું પહેલું પદ્ય તેમજ છેલ્લું પદ્ય નોંધેલ છે. વિશેષમાં અહીં મેં કહ્યું છે કે એનું છેલ્લું પદ્ય આરાધનાપતાકાભગવતીનું ૯૯૨મું પદ્ય છે તેમજ આ કૃતિના આ એક ભાગ છે. આ રીતે વિચારતાં આને પઇણ્ણગ ગણવું યોગ્ય નથી. જીયકપ્પના ભાસનો ૪૭૬–૪૯૦ ગાથારૂપ ભાગ 'કવયદાર' કહેવાય છે, પણ તે આ કવયદારથી ભિન્ન છે.[3]

ચઉસરણ ( ચતુઃશરણ )—આમાં ચાર શરણની હકીકત છે. આ પૃ. ૧૭૧–૨માં વર્ણવાયેલા ચઉસરણથી ભિન્ન છે.

ચંદાવિજ્ઝય ( ચન્દ્રાવેધ્યક )—આને 'ચંદગવિજ્ઝ' પણ કહે છે. એમાં ૧૭૪ પદ્ય છે. મરણસમયે કેમ વર્તવું જોઇએ એ આમાં દર્શાવાયું છે. ચન્દ્ર એટલે યાન્ત્રિક પૂતળીની આંખમાં રાખેલો ગોળો. 'આ' એટલે મર્યાદાથી વીંધવામાં આવે છે એ 'આવેધ્ય' શબ્દ દર્શાવે છે. એનું વર્ણન જેમાં છે તે અર્થાત્ રાધાવેધનું વર્ણન જેમાં છે તે 'ચન્દ્રાવેધ્યક' [4].આમ આમાં પ્રસંગવશાત્ રાધા નામની લાકડાની પૂતળીની ડાબી આંખની કીકી ( ચન્દ્રક ) વેધવાની વાત છે. આ કૃતિ છપાયેલી છે, પણ એ મારા જોવામાં આવી નથી.

જંબુસામિઅજ્ઝયણ ( જમ્બૂસ્વામ્યધ્યયન )—આના ૨૧ વિભાગ છે. એ દરેકને 'ઉદ્દેસગ' કહ્યો છે. એમાં જમ્બૂસ્વામીનાં પાંચ

---

૧ અહીં અપાયેલા તેયલિ-અજ્ઝયણના નાયાઽગત એ અજ્ઝયણ સાથેના સમ્બન્ધ માટે જુઓ પૃ. ૯૬. ૨ એ આજે મળતી નથી. ૩ બૃહત્કથાકોશના ઉપોદ્ઘાત( પૃ. ૬૮ )માં 'કવચ'સ્તોત્ર વિષે કેટલીક હકીકત છે. જૈનોમાં જ્વાલામાલિની-કવચસ્તોત્ર, પદ્માવતી-કવચસ્તોત્ર ઇત્યાદિ છે. ૪ જુઓ પક્ખિયસુત્તની યશોદેવસૂરિકૃત વૃત્તિ.

ભવનું વર્ણન છે. આ કૃતિને જંબુદિટ્ઠંત, જંબૂઅજ્ઝયણ, જંબૂસ્વામિ-કથાનક અને જંબૂચરિત્ર પણ કહે છે. આના ઉપર પદ્મસુન્દર ઉપાધ્યાયે ગુજરાતીમાં બાલાવબોધ રચ્યો છે.

**જીવવિભત્તિ** ( જીવવિભક્તિ )—ઉત્તર૦ના ૩૬મા અજ્ઝયણનું સ્મરણ કરાવનારું આ પઇણ્ણગ મળે છે[1] એમ જૈન ગ્રન્થાવલી ( પૃ. ૬૭ )[2] જોતાં જણાય છે. વિશેષમાં આના ૬૬મા પૃષ્ઠમાં કહ્યું છે કે આના કર્તા જિનચન્દ્ર છે અને આમાં ૨૫ ગાથા છે.

**જોઇસકરંડગ** ( જ્યોતિષ્કરણ્ડક )—આ પદ્યાત્મક કૃતિ છે. સૂર-પણ્ણત્તિ અને પુવ્વની પેઠે આ આગમના વિભાગોને 'પાહુડ' કહ્યા છે. પહેલા પદ્યમાં સૂચવાયા મુજબ આ આગમ સૂરપણ્ણત્તિમાંથી ઉદ્ધૃત કરાયો છે. આ ખગોળવિદ્યાનો ગ્રન્થ છે. આમાં ૨૧ અધિકાર છેઃ ૧ કાળનું માપ, ૨ સંવત્સરનું માન, ૩ અધિક માસની નિષ્પત્તિ, ૪ પર્વતિથિની સમાપ્તિ, ૫ [3]અવમરાત્ર, ૬ નક્ષત્રોનું પરિમાણ, ૭ ચન્દ્ર અને સૂર્યની સંખ્યા, ૮ ચન્દ્ર, સૂર્ય અને નક્ષત્રોની ગતિ, ૯ નક્ષત્રોનો યોગ, ૧૦ જમ્બૂદ્વીપમાં ચન્દ્ર અને સૂર્યનો મણ્ડલવિભાગ, ૧૧ અયન, ૧૨ આવૃત્તિ, ૧૩ ચન્દ્ર, સૂર્ય અને નક્ષત્રોનું મણ્ડલમાં મુહૂર્તગતિ-પરિમાણ, ૧૪ ઋતુઓનું પરિમાણ, ૧૫ વિષુવો, ૧૬ વ્યતિપાતો, ૧૭ તાપક્ષેત્ર, ૧૮ દિવસોની વૃદ્ધિ અને હાનિ, ૧૯ અમાસ અને પૂનમ, ૨૦ પ્રનષ્ટ પર્વ અને ૨૧ પૌરુષી. આ આગમ મલયગિરિસૂરિકૃત ટીકા સહિત ઋ. કે. સંસ્થા તરફથી ઇ. સ. ૧૯૨૮માં છપાયેલો છે. આમાં પાદલિપ્તસૂરિએ આ આગમ ઉપર જઇણ મરહટ્ઠીમાં જે ટીકા રચી છે તેમાંનાં કેટલાંક અવતરણ છે. આ ટીકા તો આજે મળતી નથી.

વિદ્યમાન જ્યોતિષમાં પૂર્વ ક્ષિતિજના ઉપર ઉદય પામેલી રાશિને 'લગ્ન' કહે છે. આ સંજ્ઞા પ્રાક્-ગ્રીસ કાલમાં આપણા દેશમાં વિદ્યમાન

---

૧ જુઓ જ. સા. સં. ઇ. (પૃ. ૮૫). ૨ ડેક્કન કૉલેજમાં હોવાનું લખ્યું છે. એ હિસાબે એ ભાં. પ્રા. સં. મં.માં હોવી જોઇએ પણ ત્યાં નથી. ૩ ક્ષીણ તિથિ.

હતી એમ " भारतीय ज्योतिष की प्राक्ग्रीसकालीन 'लग्न'-प्रणाली " નામના [1]લેખમાં ભા. ર. કુલકર્ણીએ પ્રતિપાદન કર્યું છે અને એના સમર્થનાર્થે એમણે આગમનું નીચે મુજબનું ૨૮૮ મું ( બીજી વારનું ) પદ્ય રજૂ કર્યું છે:—

" लग्गं च दक्खिणायविसुवे सुवि अस्स उत्तरं (?) अयणे ।
लग्गं साई विसुवेसु पंचसु वि दक्खिणे अयणे ॥ २८८ ॥ "

આ પદ્યમાં અસ્સ યાને અશ્વિનીને અને સાઇ યાને સ્વાતિને વિષુવનાં લગ્ન કહ્યાં છે. વિશિષ્ટ અવસ્થાવાળી રાશિને જેમ 'લગ્ન' કહે છે તેમ વિશિષ્ટ અવસ્થાવાળાં નક્ષત્રોને પણ 'લગ્ન' કહે છે.

જીવસમાસની જેમ આ આગમ વાલભી વાચના અનુસાર છે. આની છપાયેલી આવૃત્તિમાં ૫૩મા પદ્ય પછીના પદ્યના અંક ૫૫ છપાયો છે અને ૨૮૮મા પદ્ય પછીનો અંક ૨૮૮ છપાયો છે. તો શું કોઈ પદ્ય રહી ગયેલ છે કે કોઇ પ્રક્ષિપ્ત છે એમ શંકા ઊઠે છે, પણ તે અસ્થાને છે,[2] કેમકે આ તો મુદ્રણદોષ છે.

**જોણિપાહુડ** ( યોનિપ્રાભૃત )—આની એક છિન્નભિન્ન હાથપોથી પૂનામાં ભાં. પ્રા. સં. મં.માં છે. એનો લિપિકાલ વિ. સં. ૧૫૮૨ છે.

---

૧ જુઓ જૈ. સિ. ભા. ( ભાગ ૧૩, કિરણ ૨, જાન્યુઆરી ૧૯૪૭ ). આ લેખ ઉપર નેમિચન્દ્ર જ્યોતિષાચાર્યનું ટિપ્પણ છે. તેમાં એમણે કહ્યું છે: સમવાયમાં નક્ષત્ર અને ગ્રહોની સૂક્ષ્મ ચર્ચા છે. એ બતાવે છે કે એ કાળના લોકોને રાશિનું જ્ઞાન હતું. સૂયગડમાં ચન્દ્ર, સૂર્ય, શુક્ર અને બૃહસ્પતિના ચાર, ઉલ્કાપાત, દિગ્દાહ ઇત્યાદિનું સુન્દર વર્ણન છે. શું રાશિના જ્ઞાન વિના સંહિતા-વિષયનું પ્રતિપાદન સમ્ભવે ખરું ? ઠાણમાં નક્ષત્ર–સંવત્સર, યુગ–સં૦, પ્રમાણ–સં૦, લક્ષણ–સં૦ અને શનિશ્ચર–સં૦ એમ પાંચ પ્રકારના સંવત્સરનું વર્ણન છે. જ્યાં સુધી બાર રાશિની કલ્પના સ્ફુરે નહિ ત્યાં સુધી પ્રમાણ, યુગ, લક્ષણ, અને શનિસંવત્સરનું જ્ઞાન કદી સમ્ભવતું નથી. ૨ જુઓ જૈ. સ. પ્ર. ( વ. ૧૧, અં. ૫ )માં છપાયેલ ભા. ર. કુલકર્ણીનો લેખ " ज्योतिष्करंडकमें एक संदेहस्थान और उसकी संदेहनिवृत्ति ".

એના કર્તા મુનિ પન્હપ્રવણ (? પ્રશ્નશ્રવણ) છે. હરિષેણે અન્યાન્ય વૈદ્યક ગ્રન્થોને આધારે જગત્સુન્દરીયોગમાલાધિકારની રચના કરી ત્યારે એમને જોણિપાહુડ નામની વૈદ્યક કૃતિ મળી શકી ન હતી એમ ડૉ. ઉપાધ્યે કહે છે.[1] શું આ જ કૃતિ પૂનામાં સચવાઇ રહી છે? કપ્પના ભાસ (ગા. ૧૩૦૩)માં 'જોણિ' થી જોણિપાહુડનો ઉલ્લેખ છે. વિશેષમાં આ અને ચૂડામણિ (ગા. ૧૩૧૩)ને જ્યોતિષશાસ્ત્રના ગ્રન્થ ગણાવાયા છે[2], તો આ જોણિપાહુડ તે કઇ કૃતિ છે? કપ્પ ઉપરની ક્ષેમકીર્તિકૃત ટીકા (પૃ. ૪૦૧)માં યોનિપ્રાભૃતનો ઉલ્લેખ છે. પંચાસગ (પં. ૧)ના બીજા પદ્યની વૃત્તિ (પત્ર ૩આ)માં અભયદેવસૂરિએ "निमित्तशास्त्रं ज्योतिषप्राभृतप्रभृतिकम्" એમ કહ્યું છે. આના સમ્પાદક આનન્દસાગરસૂરિજીએ જ્યોતિષપ્રાભૃત પછી કૌંસમાં 'યોનિપ્રાભૃત' એમ ઉમેરો કરી યોનિપ્રાભૃતને નિમિત્તશાસ્ત્રનો ગ્રન્થ ગણ્યો છે ખરો, પરન્તુ નિમિત્તથી 'અષ્ટાંગ નિમિત્ત' એવો અર્થ ન લેતાં, અમુક પદાર્થ સાથે અમુક મેળવવાથી અમુક પદાર્થ થાય એમ ઉત્પત્તિનું નિમિત્ત–નિમિત્તકારણ એવો નિમિત્તનો અર્થ કરી આને 'નિમિત્તશાસ્ત્ર' ગણ્યું છે. ભદ્રેશ્વરસૂરિએ કહાવલીમાં પાદલિપ્તસૂરિનું ચરિત્ર (પાલિત્તચરિત) આપતાં જોણિપાહુડનો અને નિમિત્તપાહુડનો તેમજ વિજ્જાપાહુડ અને સિદ્ધપાહુડનો ઉલ્લેખ કર્યો છે. સૂયગડ (સુય. ૧, અ. ૮) અને એની નિજ્જુત્તિ (ગા. ૯૩) ઉપરની ટીકામાં શીલાંકસૂરિએ કહ્યું છે કે જાતજાતનાં દ્રવ્યના સામર્થ્ય માટે યોનિપ્રાભૃત જોવું.[3] જીયકપ્પ ઉપરની સિદ્ધસેનસૂરિકૃત ચુણ્ણિ (પૃ. ૨૮)માં જોણિપાહુડનો ઉલ્લેખ છે. જિનદાસગણિએ નિસીહ (ઉ. ૪)ના ઉપરની એમની વિસેહચુણ્ણિમાં કહ્યું છે કે જોણિપાહુડના જાણકાર એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીનાં પ્રાણીઓ ઉત્પન્ન કરી શકે. દા. ત. સિદ્ધસેને [4]ઘોડા બનાવ્યા હતા.[5] નિસીહ (ઉ. ૧૮)ની

૧ જુઓ બૃહત્કથાકોશનો ઉપોદ્ઘાત (પૃ. ૧૧૭). ૨ જુઓ ડૉ. જગદીશચન્દ્ર જૈનકૃત Life in Ancient India as depicted in the Jaina Canons (પૃ. ૧૭૭). ૩ "योनिप्राभृतकान्नानाविधं द्रव्यवीर्यं द्रव्यमिति"। ૪ જુઓ કપ્પનું ભાસ (ભા. ૨, ગા. ૨૬૮૧). ૫ મૂળ પાઠ માટે જુઓ H C L J (પૃ. ૯૩).

આ વિસેહચુણ્ણિમાં પણ જોણિપાહુડનો ઉલ્લેખ છે.[1] વિસેસા૦ની ગા. ૧૭૭૫માં ' જોણિવિહાણ ' શબ્દ છે. એ સમજાવતાં મલધારીય હેમચન્દ્રસૂરિએ એના ઉપરની વૃત્તિ ( પત્ર ૭૫૦ )માં યોનિવિધાન અને યોનિપ્રાભૃતને એક ગણી કહ્યું છે કે અસમાન અનેક દ્રવ્યના સંયોગની યોનિઓ, સર્પ, સિંહ ઇત્યાદિ પ્રાણીઓ, મણિઓ, સુવર્ણ વગેરે વિવિધ જાતના પદાર્થો યોનિપ્રાભૃતમાં મળે છે.[2] પ્રભાવકચરિત્રમાંના પાદલિપ્તસૂરિપ્રબન્ધ( શ્લો. ૧૧૫-૧૨૭ )માં એવી વાત છે કે રુદ્રદેવસૂરિ પોતાના શિષ્યને યોનિપ્રાભૃત ભણાવતા હતા ત્યારે માછલી બનાવવાની એમાં વાત આવી. આ વાત પાસે રહેતો એક ભાઇ સાંભળી ગયો અને એના આધારે એણે માછલાં બનાવવાં માંડ્યાં. આચાર્યને ખબર પડતાં માછીને આમ કરતાં એમણે રોકયો. આ જ પ્રબન્ધ( શ્લો. ૧૨૮ )માં સિંહ ઉત્પન્ન કર્યાની પણ વાત આવે છે.

વવહાર( ભા. ૧? )ના ભાસ ( ગા. ૫૮ ) ઉપરથી જણાય છે કે જોણિપાહુડમાં ભેંસ( ? )ને બેભાન બનાવવાની રીત બતાવાઈ છે.[3] નિર્વાણકલિકાની અંગ્રેજી પ્રસ્તાવના( પૃ. ૬ )માં કહ્યું છે કે ધરસેને લગભગ ઇ. સ. ૧૩૫માં યોનિપ્રાભૃતની રચના કરી. પવયણસારની અંગ્રેજી પ્રસ્તાવના( પૃ. ૨૫ )માં જે ૪૩ પાહુડો ગણાવાયાં છે તેમાં જોણી( સાર )પાહુડનો ઉલ્લેખ છે.[4] અહીં સૂચવાયા મુજબ કેટલાક આ બધાં પાહુડોના કર્તા તરીકે કુન્દકુન્દનું નામ ગણાવે છે. અનેકાન્તના ઇ. સં. ૧૯૩૯ના અંકોમાં જોણિપાહુડ વિષે લેખો વાંચ્યાનું મને સ્ફુરે છે, પણ એ લેખો અત્યારે મને ઉપલબ્ધ નથી.

**તિત્થુગ્ગાલિય** ( તીર્થોદ્ગારિક )—આને ' તિત્થોગાલી ' પણ કહે છે.

---

૧-૨ મૂળ પાઠ માટે જુઓ એજન ( પૃ. ૯૩ ). ૩ જુઓ L A I ( પૃ. ૨૨૭ ). ૪ બનવાજોગ છે કે જોણિપાહુડ એ જ નામની ભિન્ન ભિન્ન કૃતિઓ હોય. હું તો વિવિધ દ્રવ્યોના સંયોગથી એકેન્દ્રિયાદિ પ્રાણીઓ ઉત્પન્ન કરવાની સમજ આપતી કૃતિને—એક રીતે ઇન્દ્રજાલને—જાદુ( magic )ને લગતી કૃતિને જ પઇણ્ણગ ગણું છું.

આમાં ૧૨૫૧ ગાથા છે. આમાં 'પાટલિપુત્રી' વાચનાનું વિસ્તૃત વર્ણન અને એ દ્વારા ભદ્રબાહુસ્વામીનો જીવનવૃત્તાન્ત છે.[1] એનો હિન્દીમાં સારાંશ વી. સં. જૈ. કા. (પૃ. ૯૪–૮)માં અપાયો છે. સાથે સાથે એને લગતી મૂળ ગાથાઓ ( ૭૧૪–૮૦૨ ) પણ પૃ. ૯૮–૧૦૩માં અપાઇ છે. પાડલિપુત્તમાં રેલ આવતાં ખૂબ નુકસાન થયું હતું તેનું વર્ણન પૃ. ૪૩માં છે.

૬૨૦–૬૨૨ એ [2]ત્રણ ગાથાઓ ચન્દ્રગુપ્તના રાજ્યાભિષેકના વર્ષ ઉપર પ્રકાશ પાડે છે.[3] એમાં કહ્યું છે કે પાલકના ૬૦ વર્ષ, નન્દોનાં ૧૫૦, મૌર્યોનાં ૧૬૦, પુષ્યમિત્રનાં ૩૫, બલમિત્ર–ભાનુમિત્રના ૬૦, નભઃસેન-( નહસેણ )નાં ૪૦ અને ગર્દભિલ્લના ૧૦૦ વર્ષ પૂરાં થતાં શક રાજાનું શાસન શરૂ થયું.

૬૩૫મી ગાથામાં [4]કલ્કી ( ચઉમુહ ) રાજાની ઉત્પત્તિની વાત છે. આ રહી એ ગાથાઃ—

"जं एयं वडनगरं पाडलिपुत्तं तु विस्सुअं लोए ।
एत्थ होही राया चउमुहो नाम नामेणं ॥ ६३५ ॥"

અહીં જે एयं અને एत्थ શબ્દના પ્રયોગ છે તે ઉપરથી આ પઇણ્ણગ પાટલિપુત્રમાં રચાયાનું અનુમાન કરાય છે. ૭૦૫મી ગાથામાં શકવંશ, નન્દવંશ અને મૌર્યવંશના અન્તનો નિર્દેશ છે. પણ મહાગુપ્તવંશ

---

૧ સ્થૂલભદ્રે સિંહનું રૂપ ધારણ કર્યાની હકીકત અહીં આવે છે. ૨ આ ગાથાઓ અને એના સારાંશ માટે જુઓ વી. સં. જૈ. કા. ( પૃ. ૩૦–૩૧ ). ૩ જુઓ ડૉ. શાન્તિલાલ શાહનું પુસ્તક નામે Chronological Problems in the early history of Northern India and a brief account of the Jaina chronology ( પૃ. ૧૬–૧૭ ). ૪ ગા. ૬૩૬-૯માં કલ્કીએ પાંચ સ્તૂપ ખોદાવી નન્દ રાજાનું સુવર્ણ લઇ લીધાની વાત છે. કલ્કીને લગતી અહીં અપાયેલી અનુશ્રુતિ પ્રાચીન છે, અને ત્રિષષ્ટિ૦ ( પ. ૧૦, સ. ૧૩ )માંની કલ્કીને લગતી હકીકત તિત્થોગાલીના જ શબ્દોમાં છે ( Indian Antiquary, 1919, pp. 128–30 ) એમ ડૉ. મોતીચંદે પ્રેમી–અભિનન્દન–ગ્રન્થમાંના "कुछ जैन अनुश्रुतियां और पुरातत्त्व" ( पृ. २३३ )માં કહ્યું છે.

વિષે કશો ઇશારો નથી. એ ઉપરથી તેમજ કેટલાંક આન્તરિક પ્રમાણોના આધારે વી. સં. જૈ. કા.( પૃ. ૩૦ )માં એવું અનુમાન કરાયું છે કે આ પઇણ્ણગની રચના વિક્રમની ચોથી સદીના અન્તમાં અને પાંચમીના પ્રારમ્ભમાં થઈ હશે.

અભિધાનરાજેન્દ્રમાં આ પઇણ્ણગના પ્રારમ્ભ ને અન્તની થોડીક ગાથાઓ અપાઇ છે. વી. સં. જૈ. કા.ના ૪૧મા પૃષ્ઠમાં ૬૨૪મી ગાથા અને પૃ. ૪૧–૪૪માં ૬૩૫–૬૯૦ ગાથા અપાઈ છે. જૈ. સા. સં. ઇ. ( પૃ. ૧૪૭ )માં બે ગાથા અપાઇ છે. એમાં કાલિકે પર્યુષણ ચોથે અને ચાતુર્માસિક પ્રતિક્રમણ ચૌદસે કર્યાની તેમજ ચતુર્વિધ સંઘે ચાતુર્માસિક પ્રતિક્રમણ પક્ખીના દિવસે ( વીરસંવત્ ) ૯૯૩માં કર્યાની હકીકત છે. આ બે ગાથાઓ સન્દેહવિષૌષધીમાં, શ્રાદ્ધવિધિમાં, ધર્મસાગરગણિકૃત પર્યુ-ષણાદશશતકની સ્વોપજ્ઞ [1]વૃત્તિ( પત્ર ૩૩અ )માં તેમજ તત્ત્વતરંગિણી ( શ્લો. ૩૨ )ની સ્વોપજ્ઞ [2]વૃત્તિ( પત્ર ૨૫ )માં ટાંકવામાં આવી છે. આ પઇણ્ણગમાં વલભીના ભંગની પણ હકીકત છે. વિષયની દૃષ્ટિએ આ આગમ [3]વોચ્છેજ્જગંડિયાનું સ્મરણ કરાવે છે. તિત્થોગાલી ( ગા.[4]૫૦, [5]૫૨ ને [6]૫૩ ) ઉપરથી જોઇ શકાય છે કે વીરનિર્વાણ પછી ૨૧,૦૦૦ વર્ષ સુધી દસવેયાલિયનો અર્થ, આવસ્સય, અણુઓગદ્દાર અને નંદી અવિચ્છિન્ન રહેશે અને દુષ્પ્રભસૂરિ કાળ કરતાં દસવેસાલિયનો અર્થ નાશ પામશે.

**તિહિપઇણ્ણગ** ( તિથિપ્રકીર્ણક )—જૈ. સા. સં. ઇ. ( પૃ. ૮૫ )માં આનો પઇણ્ણગ તરીકે નિર્દેશ છે. આમાં તિથિ વિષે હકીકત હશે.

**દીવસાગરપણ્ણત્તિ**( દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ )—આ નામના આગમનો ઠાણ ( સુ. ૧૫૨ અને ૨૭૭[7] )માં, પક્ખિયસુત્ત ( પત્ર ૬૬અ )માં,

---

૧–૨ અહીં 'તીર્થોદ્દગાર' એમ મૂળનો નિર્દેશ છે. ૩ આની એક હાથપોથી અહીંના જૈનાનન્દપુસ્તકાલયમાં છે. આ ગંડિયા નાનકડી પણ મહત્ત્વની કૃતિ છે. એ છપાવવા જેવી છે. ૪–૬ આ ગાથાઓ માટે જુઓ આ૦ આ૦ અ૦ (પૃ. ૫૬). ૭ અહીં ચંદપણ્ણત્તિ, સૂર૦, જંબુદ્દીવ૦ અને દીવસાગર૦ એમ ચાર પણ્ણત્તિ ગણાવાઈ છે, જ્યારે સુ. ૧૫૨માં જંબુદ્દીવ૦ સિવાયની ત્રણનો ઉલ્લેખ છે.

નંદી( સુ. ૪૪ )માં તેમજ આવસ્સયચુણ્ણિ( ભા. ૨, પત્ર ૬ )માં અને એના સંસ્કૃત નામ ' દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ 'નો નંદીની હારિભદ્રીય વૃત્તિ ( પત્ર ૧૬ ) અને આવસ્સયની હારિભદ્રીય વૃત્તિ ( પત્ર ૮૮અ )માં ઉલ્લેખ છે. ચંદનસાગર–જ્ઞાનભંડાર( વેજલપુર )થી વીરસંવત્ ૨૪૭૨માં પ્રકાશિત આ આગમની આવૃત્તિમાં ૨૨૩ ગાથાઓ છે. એમાં ૨૧૨મી ગાથા ત્રુટક છે. અભયદેવસૂરિએ ઠાણની [1]ટીકા ( પત્ર ૨૨૪ આ )માં આ આવૃત્તિગત ગા. ૧૬–૧૮ અને ૬ અને પત્ર ૨૩૧આમાં ગા. ૨૭ ને ૨૯ અને પત્ર ૪૮૦આમાં ૭૫મી ગાથા કંઇક પાઠભેદપૂર્વક અવતરણરૂપે આપી છે. વિશેષમાં ત્યાં આના મૂળ તરીકે ' દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ-સંગ્રહણી ' એવું નામ એમણે દર્શાવ્યું છે. આ ઉપરથી આ આગમનું આ બીજું નામ છે એમ જોઇ શકાય છે. આ આગમમાં દ્વીપો અને સમુદ્રો વિષે ઉલ્લેખ છે. માનુષોત્તર પર્વતના વર્ણનથી આ આગમની શરૂઆત કરાઈ છે. ગા. ૧૯–૨૪માં ' નલિનોદક ' સમુદ્રનો, ૨૫–૭૧માં ' નન્દીશ્વર ' દ્વીપનો, ૭૨–૧૧૦માં ' કુણ્ડલ ' દ્વીપનો, ૧૧૧–૧૫૭માં ' રુચક ' દ્વીપનો અને ૧૫૮માં ' શંખવર ' દ્વીપનો અધિકાર છે. ગા. ૨૧૯–૨૨૧માં અસુરકુમાર વગેરેના આવાસનો ઉલ્લેખ છે.

**પજ્જંતારાહણા** ( પર્યન્તારાધના )—આને ' આરાધનાપ્રકરણ ' તેમજ ' આરાધનાસૂત્ર ' પણ કહે છે. આ પાઇય કૃતિ સોમસૂરિએ ૭૦ ગાથામાં રચી છે. એમાં અન્તિમ આરાધનાનું સ્વરૂપ સમજાવાયું છે. અવચૂરિ અને ગુજરાતી [2]અનુવાદ સહિત આ કૃતિ શ્રીબુદ્ધિ–વૃદ્ધિ–કર્પૂર

---

૧ આના પત્ર ૨૦૬અમાં એવો ઉલ્લેખ છે કે સૂરપ્રજ્ઞપ્તિ અને જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ એ અનુક્રમે પાંચમા ને છટ્ઠા અંગનાં ઉપાંગ છે. ૨ મેસર્સ એ. એમ. ઍન્ડ કંપની તરફથી પાલીતાણાથી ઇ. સ. ૧૯૩૪માં જે આરાધનાસંગ્રહ છપાયેલો છે તેનાં પૃ. ૧૨૨–૧૩૭માં આ પજ્જંતારાહણાનું ગુજરાતી ભાષાન્તર છે. પ્રારમ્ભમાં ચઉસરણ અને એનો ગુજરાતી અનુવાદ તેમજ આઉરપચ્ચક્ખાણ અને એનો ગુ૦ અનુવાદ છપાયેલ છે.

ગ્રન્થમાલાના ગ્રન્થાંક ૩૦ તરીકે વિ. સં. ૧૯૯૪માં છપાયેલી છે.[1] એના નિવેદનમાં સૂચવાયું છે કે વીરવિજયગણિએ રચેલું 'પુણ્યપ્રકાશનું સ્તવન' આના આધારે યોજાયું છે.

પજ્જંતારાહણાની ભાષા વગેરે જોતાં એની પઇણ્ણગ તરીકે ગણના કરવી ઉચિત જણાતી નથી. શુબ્રિંગના લખવા પ્રમાણે પયણ્ણાસંગ્રહમાં આ પજ્જંતારાહણા અમદાવાદથી વિ. સં. ૧૯૬૨માં છપાયેલ છે.

**પિંડવિસોહિ** ( પિણ્ડવિશોધિ )—આને 'પિણ્ડવિશુદ્ધિ' પણ કહે છે. આમાં ૧૦૩ પદ્યો છે. એની રચના જિનવલ્લભગણિએ પિંડનિજ્જુત્તિના આધારે કરી છે એમ અન્તિમ પદ્યમાં ઉલ્લેખ છે. આ હિસાબે આ કૃતિને પઇણ્ણગ ગણાય નહિ, જોકે આ એક ઉપયોગી કૃતિ છે. આના ઉપર યશોદેવસૂરિએ વિ. સં. ૧૧૭૬માં સુબોધા નામની વૃત્તિ, ઉદયસિંહસૂરિએ વિ. સં. ૧૨૯૫માં દીપિકા, કોઇકે અવચૂર્ણિ અને કોઇકે વિ. સં. ૧૫૯૭ કરતાં તો પહેલાં ગુજરાતી બાલાવબોધ રચેલ છે. વળી અજિતદેવસૂરિએ વિ. સં. ૧૬૨૭માં પિણ્ડવિશુદ્ધિ ઉપર દીપિકા રચી છે.

**વગ્ગચૂલિયા** ( વર્ગચૂલિકા )—અજ્ઝયણોનો સમૂહ તે 'વગ્ગ'. દા. ત. અંતગડદસાના આઠ વગ્ગ. એ વગ્ગની ચૂલિયા તે 'વગ્ગચૂલિયા'. આમ અભયદેવસૂરિનું કહેવું છે. વવહાર( ઉ. ૧૦ )ના [2]ભાસમાં તેમજ એના ઉપરની મલયગિરિસૂરિકૃત ટીકામાં તો મહાકપ્પસુયની ચૂલિયાને 'વગ્ગચૂલિયા' ( વર્ગચૂલિકા ) કહી છે.

**વંગચૂલિયા** ( ? વંગચૂલિકા )—આની ગુજરાતી ટબ્બા સહિતની એક હાથપોથી ભાં. પ્રા. સં. મં.માં છે. એમાં શ્રુતની હીલનાનો અધિકાર છે. આના કર્તા તરીકે જસ્સ( સ )ભદ્દ અર્થાત્ યશોભદ્રનું નામ જોવાય છે. આનો ગુજરાતીમાં સારાંશ "ચમત્કારિક–સાવચૂરિ સ્તોત્ર-સંગ્રહ અને વંકચૂલિયાસૂત્ર–સારાંશ" નામની પુસ્તિકા (પૃ. ૬૪–૭૫)માં

---

૧ આમાં પ્રમાદપરિહારકુલક અને એનું ગુજરાતી ભાષાન્તર તેમજ વાચક કરણની 'પ્રમાદ ન કરવા' વિષેની સજ્ઝાય છપાયેલાં છે. ૨ જુઓ પૃ. ૨૦૫.

અપાયો છે. આ પુસ્તિકા હીરાચંદ કકલભાઇ તરફથી વિ. સં. ૧૯૭૯માં પ્રસિદ્ધ થઇ છે.

**વિયાહચૂલિયા** ( વ્યાખ્યાચૂલિકા )—વિયાહની ચૂલિયા તે વિયાહ-ચૂલિયા છે. આ સમ્બન્ધમાં તો વવહારના ભાસના કર્ત્તા, મલયગિરિસૂરિ અને અભયદેવસૂરિ એકમત છે. સ્થાનકવાસી સમાજે વિવાહચૂલિકા નામનો જે ગ્રન્થ છપાવ્યો છે તે કોઈ પ્રાચીન આગમ નથી.

**વીરત્થવ** ( વીરસ્તવ )—આમાં ૪૩ પદ્યો છે. આમાં મહાવીર-સ્વામીનાં વિવિધ નામો દ્વારા એમની સ્તુતિ કરાઈ છે. હરિભદ્રસૂરિએ ‘ વીરસ્તવ ’ નામની કૃતિ રચ્યાનું કહેવાય છે, પણ એમ હોય તો પણ એ આ આગમથી ભિન્ન છે.

**સંસત્તનિજ્જુત્તિ** ( સંસક્તનિર્યુક્તિ )—જેમ જંબુદ્દીવપણ્ણત્તિ એ કંઇ જંબુદ્દીવપણ્ણત્તિની ચુણ્ણિ નથી, પણ ગણિતની કૃતિ છે તેમ સંસત્તનિજ્જુત્તિ એ કોઇ આગમ ઉપરની નિજ્જુત્તિ નથી, પણ ૬૩ ગાથામાં રચાયેલી એક સ્વતન્ત્ર કૃતિ છે. એની બીજી ગાથામાં સૂચવાયા મુજબ એ બીજા પુવ્વમાંથી ઉદ્ધૃત કરાયેલી છે. અમુક સંયોગોમાં ઉત્પન્ન થતા સમ્મૂર્ચ્છિમ જીવોની ઉત્પત્તિ ઉપર આ પ્રકાશ પાડે છે. જૈન સાધુને ખાનપાનની કઇ ચીજો ખપે એ બાબત અહીં વિચારાઇ છે. પ્રસંગોપાત્ત અહીં મગધ, નેપાળ, કલિંગ, દ્રવિડ અને સૌરાષ્ટ્ર એ દેશો વિષે ઉલ્લેખ છે. આ કૃતિ ઉપર સંસ્કૃતમાં લગભગ છાયા જેવી અવચૂર્ણિ છે.

[1]**સારાવલી**—૧૧૬ પદ્યમાં પાઇયમાં રચાયેલી આ કૃતિના પ્રારમ્ભમાં પાંચ પરમેષ્ઠીઓની સ્તુતિ છે. આમાં ઋષભદેવના પૌત્ર પુણ્ડરીકનું જીવન-વૃત્તાન્ત છે. આ સારાવલી ઉપર ગુજરાતીમાં બાલાવબોધ છે.[2]

---

૧ ‘મનના મનોરથ સવિ ફળિયા’થી શરૂ થતા સિદ્ધાચળના સ્તવનમાં આ સારાવલીની સાક્ષી અપાઇ છે. આ સ્તવન કેટલેક સ્થળેથી છપાયું છે તેમાં સારાવલીને બદલે ‘સ્થિરાવલી’ એમ જે પાઠ જોવાય છે તે અશુદ્ધ છે. ૨ આ છપાવવી ઘટે.

**સિદ્ધપાહુડ** ( સિદ્ધપ્રાભૃત )—અગ્ગાણીય નામના બીજા પુવ્વના નિઃસ્યન્દરૂપ આ પાઇય કૃતિમાં ૧૨૧ પદ્યો છે. એમાં સિદ્ધ ( મુક્ત ) આત્માઓ વિષે વિવિધ રીતે વિચાર કરાયો છે. બીજી ગાથામાં ચૌદ-પૂર્વધરને નમસ્કાર છે. એ હિસાબે આ કૃતિ સ્થૂલભદ્રના સમય પછી રચાઇ હોય એમ લાગે છે. જો આ કોઇ દશપૂર્વધરની કૃતિ હોય તો તો એ આગમ—પઇણ્ણગ ગણી શકાય. આના ઉપર કોઇ પ્રાચીન ટીકા હતી. એ અર્થને સ્ફુટ કરતી હતી. એ ટીકાની નોંધ જૈ. આ. સ. તરફથી વિ. સં. ૧૯૭૭માં સિદ્ધપાહુડ જે ટીકા સહિત છપાયેલ છે તે ટીકાના અન્તમાં છે. જેસલમેરના ભણ્ડારમાં વિ. સં. ૧૪૧૨માં તાડપત્ર ઉપર લખાયેલી હાથપોથીમાં સિદ્ધપ્રાભૃતવૃત્તિ છે તો એ આ બેમાંથી કઇ ટીકારૂપ છે ?

---

# પ્રકરણ ૧૯ : અનુપલબ્ધ આગમો

**નાશ**—આપણે બીજા પૃષ્ઠમાં જોઇ ગયા તેમ સુધર્મસ્વામીની રચેલી દ્વાદશાંગી પણ આજે પૂરેપૂરી મળતી નથી. આયારનું 'મહાપરિણ્ણા' અજ્ઝયણ વજ્રસ્વામીના સમય બાદ નાશ પામ્યું છે,[1] જોકે એમાંથી બીજી ચૂલારૂપ સત્તસત્તિક્કગનું [2]નિર્યૂહણ થયેલું છે અને એ આજે મળે છે. નાયા૦માંની હજારો કથા લુપ્ત થઈ છે.[3] અંતગડદસા મૂળ સ્વરૂપે પૂરેપૂરું જળવાઇ રહ્યું નથી.[4] પણ્હાવાગરણનો વિદ્યા, મન્ત્ર અને અતિશયોને લગતો ભાગ નાશ પામ્યો છે.[5] દિટ્ઠિવાય નામના બારમા અંગનો ધીરે ધીરે સર્વથા ઉચ્છેદ થયો છે, જોકે એ પૂર્વે એમાંથી કોઇ કોઇ ભાગનું નિર્યૂહણ થયું છે.[6] આજે જે ચંદપણ્ણત્તિ મળે છે તે પ્રાચીન છે કે કેમ એ વિષે શંકા રખાય છે. મહાનિસીહનો કોઇ કોઇ ભાગ નાશ પામ્યો છે. પંચકપ્પ આજે મળતું નથી. ૧૪,૦૦૦ પઇણ્ણગમાંથી નંદીમાં ૬૦નો ઉલ્લેખ છે. એમાંથી કાલિય સુય તરીકે ઓળખાવાયેલા બાર આગમો

---

૧ જુઓ પૃ. ૪૪ અને ૫૧. ૨ જુઓ પૃ. ૪૧. ૩ જુઓ પૃ. ૯૦. ૪ જુઓ પૃ. ૧૦૯. ૫ જુઓ પૃ. ૧૧૩. ૬ જુઓ વીસમું પ્રકરણ.

અને ઉક્કાલિય સુય તરીકે નિર્દેશાયેલા ચૌદ આગમો મળતા નથી. વિશેષમાં પક્ખિયસુત્તમાં કાલિય સુય તરીકે ગણાવાયેલા પાંચ આગમો પણ મળતા નથી. આનાં નામ રજૂ કરું તે પૂર્વે ઠાણ (ઠા. ૧૦; સુ. ૭૫૫)માં નિર્દેશાયેલ દોગિદ્ધિદસા અને બીજી કેટલીક દસાઓનો કેટલોક ભાગ લુપ્ત થયો હોય એમ લાગે છે એ વાત નોંધું છું. સાથે સાથે એ હું ઉમેરીશ કે યોગદૃષ્ટિસમુચ્ચયની વૃત્તિ (પત્ર ૩) જોતાં એમ ભાસે છે કે આઠ દૃષ્ટિને લગતો અધિકાર ઉત્તર૦ માંથી નાશ પામ્યો છે, પણ એમ નથી.[1] આ ઉપરાન્ત મહાવીરસ્વામીએ નિર્વાણસમયે જે અજ્ઝયણો પ્રરૂપ્યાં તેમાંનાં પણ ઘણાંખરાં લુપ્ત બન્યાં છે.[2] કેટલીક નિજ્જુત્તિઓ પણ નાશ પામી છે.[3]

ઉપર જે ૩૧ (૧૨+૧૪+૫) આગમોનો નાશ થયો એમ કહ્યું છે તેનાં નામ કંઇક [4]પરિચયપૂર્વક હું આપું છું અને સાથે સાથે વવહાર (ઉ. ૧૦)માં, વિયારસારમાં તેમજ આચારદિનકરમાં નોંધાયેલી કૃતિઓનો પણ વિચાર કરું છું.

**દોગિદ્ધિદસા**—ઠાણ (ઠા. ૧૦; સુ. ૭૫૫)માં આ નામ છે, પરન્તુ આ જ સુત્તમાંનાં દસ અજ્ઝયણ ગણાવતી વેળા 'દોગેહિદસા' એવું નામ આપી એ ગણાવાયાં છે. આ આગમનાં (૧) વાત, (૨) વિવાત, (૩) ઉવવાત, (૪) સુક્ખિત્ત, (૫) કસિણ, (૬) બાયાલીસ–સુમિણ, (૭) તીસ–મહાસુમિણ, (૮) હાર, (૯) રામ અને (૧૦) ગુત્ત એ નામનાં દસ અજ્ઝયણો પૈકી છઠ્ઠા અને સાતમામાં [5]મહાસુમિણભાવણાગત સ્વપ્નોનો અધિકાર હોવો જોઇએ એમ એનાં નામ પરથી જણાય છે. અભયદેવસૂરિએ આ આગમનું નામ 'દ્વિગૃદ્ધિદશા' આપ્યું છે. એમણે પત્ર ૫૦૭અમાં કહ્યું છે કે આ તેમજ બન્ધદશા (પા. બંધદસા), દીર્ઘદશા (પા. દીહદસા) અને સંક્ષેપિકદશા (પા. સંખેવિતદશા)નું સ્વરૂપ જાણવામાં નથી.

**દીહદસા**—આમાં દસ અજ્ઝયણો છે: ૧ ચંદ (ચન્દ્ર), ૨ સૂરત

---

૧ જુઓ અ. જ. પ. (ખંડ ૨)નો મારો ઉપોદ્ઘાત (પૃ. ૧૦૧). ૨ જુઓ H C L J (પૃ. ૮૨). ૩ એજન (પૃ. ૧૦૯). ૪ અંગ્રેજીમાં પરિચય માટે જુઓ H C L J (પૃ. ૯૯–૧૦૪). ૫. જુઓ પૃ. ૨૦૩.

(સૂર્ય), ૩ સુક્ક (શુક્ર), ૪ સિરિદેવી (શ્રીદેવી), ૫ પભાવતી (પ્રભાવતી), ૬ દીવસમુદ્દોવવત્તિ (દ્વીપસમુદ્રોત્પત્તિ), ૭ બહુપુત્તી (બહુપુત્રી), ૮ મંદર, ૯ થેર–સંભૂતવિજત (સ્થવિર–સમ્ભૂતવિજય), ૧૦ થેર–પમ્હ (સ્થવિર–પદ્મ) ને [1]૧૧ ઊસાસનીસાસ (ઉચ્છ્વાસનિઃશ્વાસ). આ પૈકી પહેલાં ચાર અજ્ઝયણ અને સાતમું તે પુપ્ફિયાનાં જ અજ્ઝયણ હશે. દીવસમુદ્દોવવત્તિ તે જ શું દીવસાગર–પણ્ણત્તિ હશે ?

**બંધદસા**—આમાં ૧ બંધ, ૨ મોક્ખ(મોક્ષ), ૩ દેવદ્ધિ(દેવર્દ્ધિ), ૪ દસારમંડલ(દશાર્હમણ્ડલ), ૫ આયરિયવિપ્પડિવત્તિ (આચાર્યવિપ્રતિપત્તિ), ૬ ઉવજ્ઝાતવિપ્પડિવત્તિ (ઉપાધ્યાયવિપ્રતિપત્તિ), ૭ ભાવણા (ભાવના), ૮ વિમુત્તિ (વિમુક્તિ), ૯ સાત (શાત) અને ૧૦ કમ્મ (કર્મન્) એમ દસ અજ્ઝયણ છે. અહીં જે ભાવના ને વિમુત્તિનો ઉલ્લેખ છે તે શું આયારનાં એ નામનાં અજ્ઝયણ( જુઓ પૃ. ૪૮–૯ )થી ભિન્ન છે?

**સંખેવિતદસા**—આમાં ૧ ખુડ્ડિયાવિમાણપવિભત્તિ, ૨ મહલ્લિયાવિમાણપવિભત્તિ, ૩ અંગચૂલિયા, ૪ વગ્ગચૂલિયા, ૫ વિવાહચૂલિયા, ૬ અરુણોવવાત, ૭ વરુણોવવાય(ત), ૮ ગરુલોવવાત, ૯ વેલંધરોવવાત અને ૧૦ વેસમણોવવાત એમ દસ અજ્ઝયણો છે.

**પણ્હાવાગરણદસા**—આમાં ૧ ઉવમા (ઉપમા), ૨ સંખા (સંખ્યા), ૩ ઇસિભાસિય (ઋષિભાષિત), ૪ આયરિયભાસિત (આચાર્યભાષિત), ૫ મહાવીરભાસિય (મહાવીરભાષિત), ૬ ખોમગપસિણ (ક્ષૌમક–પ્રશ્ન), ૭ કોમલપસિણ (કોમલ–પ્રશ્ન), ૮ અદ્દાગપસિણ (આદર્શ–પ્રશ્ન), ૯ અંગુટ્ઠપસિણ (અંગુષ્ઠ–પ્રશ્ન) અને ૧૦ બાહુપસિણ (બાહુ–પ્રશ્ન) એમ દસ અજ્ઝયણ છે. પૃ. ૧૮૭માં જે ઇસિભાસિયનું સ્વરૂપ વિચારાયું છે તે જ શું આ ઇસિભાસિય છે ? કપ્પના ભાસ( ગા. ૧૩૦૮ )માં કોઉઅ (કૌતુક), ભૂઇ (ભૂતિ), પસિણ (પ્રશ્ન), પસિણાપસિણ (પ્રશ્નાપ્રશ્ન) અને [2]નિમિત્તનો ઉલ્લેખ છે. ગા. ૧૩૧૧માં કહ્યું છે કે (કંસાર વગેરે

૧ આમ તો નામ ૧૧ થાય છે તો કયું એક વધારાનું ગણવું ? ૨ કપ્પના ભાસ(ગા. ૧૩૧૩)ની ટીકા(પૃ. ૪૦૪)માં 'ચૂડામણિ' નામના ગ્રન્થનો ત્રણે કાળના લાભ અને અલાભ ઈત્યાદિ જાણવાના સાધન તરીકે ઉલ્લેખ છે.

ખાધા બાદ રહેલ ) ઉચ્છિષ્ટમાં, અંગૂઠાના નખમાં, કપડામાં, દર્પણમાં, હાથમાં, તરવારમાં, પાણીમાં, ભીંતમાં વગેરેમાં દેવતા ઊતરી આવે તેને પ્રશ્ન પૂછવો તે પસિણ છે.[1] આ ઉપરથી ખોમગપસિણ વગેરેનું સ્વરૂપ કલ્પી શકાય છે. જેમકે કપડામાં ઊતરી આવેલા દેવતાને પ્રશ્ન પૂછવો તે ' ખોમગપસિણ ' છે.

( ૧ ) **અરુણોવવાય** ( અરુણોપપાત )—આમાં અરુણ નામના દેવના સમય ( કલ્પ ) અને ઉપપાતનો અધિકાર છે. નંદીચુણ્ણિ ( પત્ર ૪૯ )માં સૂચવાયા મુજબ આ અજ્ઝયણ એક સાધુ ગણતા હતા તે સમયે અરુણ દેવ એની પાસે ગયો અને એણે આ અજ્ઝયણ સાંભળ્યું. એ પૂરું થતાં એ દેવે વરદાન માંગવા કહ્યું પણ સાધુએ ના પાડી. દેવ સાધુને પ્રદક્ષિણા કરી પોતાના વિમાનમાં પાછો ફર્યો. અભયદેવસૂરિએ ઠાણ ( સુ. ૭૫૬ )ની ટીકા( પત્ર ૫૧૩ આ )માં કહ્યું છે કે આ જાતનું શ્રુત વિશિષ્ટ પ્રસંગે જ હોય છે. અરુણોવવાય એ સંખેવિતદસાનું છટ્ઠું અજ્ઝયણ છે અને એ અતિશયવાળું છે. બાર વર્ષના દીક્ષાપર્યાયવાળા સાધુ આ આગમ તેમજ ગરુલોવવાય, ધરણોવવાય, વરુણોવવાય, વેલંધરોવવાય અને વેસમણોવવાય ભણી શકે. અરુણનું આહ્વાહન થતાં એ સુવર્ણ આપે છે.

( ૨–૭ ) **ગરુલોવવાય, દેવિંદોવવાય, ધરણોવવાય, વરુણોવવાય, વેલંધરોવવાય ને વેસમણોવવાય**—આ પૈકી બીજા અને ત્રીજા સિવાયના આગમો સંખેવિતદસાનાં અજ્ઝયણો છે. આ ૭ આગમોમાં ગરુલ ( ગરુડ ), દેવિંદ ( દેવેન્દ્ર ), ધરણ, વરુણ, વેલન્ધર અને વેસમણ ( વૈશ્રમણ ) એ ૭ દેવનો અનુક્રમે અરુણના જેવો અધિકાર છે. આથી અરુણોવવાયને મળતા આવે એવા પાઠો આ આગમોમાં હશે એમ અનુમનાય છે. ગરુડનું આહ્વાહન થતાં એ સુવર્ણ (?) આપે છે, જ્યારે વરુણનું આહ્વાહન થતાં એ સુગન્ધી વૃષ્ટિ કરે છે.

( ૮–૧૧ ) **આયવિભત્તિ, ઝાણવિભત્તિ, નિરયવિભત્તિ ને મરણવિભત્તિ**—પહેલા આગમ વિષે કંઇ વિશેષ ખબર નથી. બીજો આગમ

૧ જુઓ L A I ( પૃ. ૨૨૯ ).

નરકના અને ત્રીજો ધ્યાનના પ્રકારો સમ્બન્ધી છે. ચોથો આગમ મરણને અંગેનો છે અને એના આધારે મરણસમાહિ રચાયેલ છે.[1]

(૧૨-૧૩) [2]**આયવિસોહિ** ને **આયારવિસોહિ**—પહેલાનું સ્વરૂપ જાણવામાં નથી. બીજો આગમ આચારથી પતિત થયેલા આત્માના ઉદ્ધાર માટે પ્રાયશ્ચિત્તનો માર્ગ સૂચવે છે.

(૧૪-૧૫) **નિરયવિસોહિ** ને **મરણવિસોહિ**—આમાં અનુક્રમે નરક અને મરણ વિષે અધિકાર હશે.

(૧૬) **આસીવિસભાવણા** (આશીવિષભાવના)—પક્ખિયસુત્તની યશોદેવસૂરિકૃત વૃત્તિ(પત્ર ૬૯ આ)માં કહ્યું છે કે આશીવિષભાવના ઇત્યાદિ પાંચ ગ્રન્થોનું સ્વરૂપ એનાં નામને આધારે દર્શાવ્યું છે, કેમકે વિશેષ સમ્પ્રદાય જોવામાં આવ્યો નથી. વિષને વિષે આસીવિસભાવણામાં વિચાર કરાયો છે. પત્ર ૬૯આમાં કહ્યા મુજબ દાઢમાં ઝેર હોય એવાં પ્રાણીઓ બે જાતનાં છે. પહેલી જાતનાં પ્રાણીઓને જન્મથી ઝેર હોય છે અને એમાં વીંછી, દેડકાં, સાપ અને મનુષ્યનો સમાવેશ થાય છે. વીંછીનું ઝેર વધારેમાં વધારે અડધા ભરતક્ષેત્ર જેવડા શરીરમાં અને દેડકાનું એથી બમણા શરીરમાં ફેલાઇ જાય. સાપનું ઝેર જમ્બૂદ્વીપ જેવડા શરીરમાં અને મનુષ્યનું ઝેર સમયક્ષેત્ર યાને મનુષ્ય-લોક જેવડા શરીરમાં ફેલાઇ જાય. બીજી જાતનાં પ્રાણીઓ તપ વગેરે કરવાથી ઝેર પ્રાપ્ત કરે છે. આવાં પ્રાણીઓમાં પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્ય અને સહસ્રાર સુધીના અપર્યાપ્ત દશામાં રહેલા દેવોનો સમાવેશ થાય છે. આ પ્રાણીઓ અન્યને શાપ આપી મારી નાંખે છે. આ કૃત્ય સર્પદંશ જેવું છે.

(૧૭-૧૮) **આઉરપચ્ચક્ખાણ** ને **મહાપચ્ચક્ખાણ**—આ નામની બે કૃતિઓ વિષે પૃ. ૧૭૨માં અને પૃ. ૧૭૪માં અનુક્રમે વિચાર કરાયો છે. જો એ પઇણ્ણગ ન જ હોય તો આ સમાન નામવાળી કૃતિને પઇણ્ણગ ગણવી જોઇએ. આ બેના આધારે મરણસમાહિની રચના કરાઇ છે.[3]

---

૧ જુઓ પૃ. ૧૭૮. ૨ 'આય'ના આત્મા, પાપ, લાભ; ગૃહીત, આવેલ અને બકરાને લગતું એમ ૭ અર્થ છે. ૩ જુઓ પૃ. ૧૭૮.

(૧૯) **આરાહણ** ( આરાધન )—મરણસમાહિની રચનામાં આ પઇણ્ણગનો ઉપયોગ કરાયો છે ( જુઓ પૃ. ૧૭૮ ). આ બાબત તેમજ આ પઇણ્ણગ છે એ બાબત એની ૬૬૨મી ગાથા ઉપરથી જણાય છે.

(૨૦) **ચારણભાવણા** (ચારણભાવના )—આમાં જંઘાચારણ અને વિદ્યાચારણ એમ બે પ્રકારના મુનિઓનો અધિકાર છે. તપ કરવાથી અથવા તો આ અજ્ઝયણ ભણવાથી એ મુનિઓને આકાશમાં ઊડવાની લબ્ધિ મળે છે.

(૨૧) **ઠિમિણભાવણા** ( સ્તિમિતભાવના )—વવહાર પ્રમાણે ચૌદ વર્ષના દીક્ષિત સાધુ આ ભણી શકે, જ્યારે પંચવત્થુગ(ગા. ૫૮૬ )માં ભિન્ન હકીકત છે.

(૨૨) **દિટ્ઠિવિસભાવણા** ( દૃષ્ટિવિષભાવના )—જેમની દૃષ્ટિમાં એટલે કે આંખમાં ઝેર હોય એવાં પ્રાણીઓ વિષે આમાં હકીકત છે. મહાવીરસ્વામીને હાથે પ્રતિબોધ પામનારા ચંડકૌશિક જેવા ‘ દૃષ્ટિવિષ ’ સર્પનું આ સ્મરણ કરાવે છે. નાયા૦( સુય. ૧, અ. ૯ )માં ‘ દિટ્ઠિવિસ સર્પનું વર્ણન છે અને વિયાહ૦( સ. ૧૫ )માં [1]રાફડાનું ચોથું શિખર ફોડતાં ‘ દિટ્ઠિવિસ ’ સર્પ નીકળ્યાની વાત છે.

(૨૩) **મહાસુમિણભાવણા** (મહાસ્વપ્નભાવના )—આમાં મહાસ્વપ્નનો અધિકાર છે. પજ્જોસવણાકપ્પ( સુ. ૭૩ )માં ૭૨ સ્વપ્નોમાં ૩૦ને મહાસ્વપ્ન કહ્યાં છે, પરન્તુ વવહાર( ઉ. ૧૦ )ના ભાસ ( ગા. ૧૧૪, પત્ર ૧૦૯આ )માં ૭૨માંથી ૪૨ને મહાસ્વપ્ન કહ્યાં છે.

(૨૪) **ઉટ્ઠાણપરિયાવણિયા** (ઉત્થાનપરિયાપનિકા)—તેર વર્ષના દીક્ષાપર્યાયવાળા સાધુ ઉટ્ઠાણપરિયાવણિયા ભણી શકે. આ આગમ તે જ ઉટ્ઠાણસુય હશે એમ વવહાર ( ઉ. ૧૦ ) ઉપરની મલયગિરિસૂરિની ટીકા તેમજ પંચવત્થુ ( ગા. ૫૮૫ ) જોતાં જણાય છે, કેમકે ત્યાં ઉટ્ઠાણપરિયાવણિયાને બદલે ઉટ્ઠાણસુયનો અભ્યાસ-ક્રમમાં નિર્દેશ છે.

---

૧ જુઓ મારો લેખ “ રાફડો ”. આ “ પ્રભાકર ”ના તા. ૧૩-૧૧-૪૭ના ‘ નવલિકા-અંક ’માં છપાયો છે.

( ૨૫ ) **નાગપરિયાવણિયા** ( નાગપરિયાપનિકા )માં નાગકુમારોનો અધિકાર છે. આ આગમનો એકચિત્તે સાધુ અભ્યાસ કરે તો નાગકુમાર એમને વન્દન કરે અને પોતાના સ્થાનમાં રહ્યા છતાં વરદાન આપે.

( ૨૬–૨૭ ) **ઉટ્ઠાણસુય ને સમુટ્ઠાણસુય**—નંદીચુણ્ણિ( પત્ર ૪૯ )માં કહ્યું છે કે ક્રોધે ભરાયેલા સાધુ ઉટ્ઠાણસુય( ઉત્થાનશ્રુત )નો એક, બે કે ત્રણ વાર પાઠ કરે તો જે કુટુમ્બ, ગામ કે રાજધાની ઉપર એને રોષ હોય તે ઉજ્જડ બની જાય. એ સાધુ શાન્ત થતાં સમુટ્ઠાણસુયનો એક, બે કે ત્રણ વાર પાઠ કરે તો ઉજ્જડ થયેલો ભાગ ફરીથી વસે. આવો પ્રસંગ મહાવીરસ્વામીના સમકાલીન દમસાર મુનિને અંગે થયાની હકીકત જિનલાભે વિ. સં. ૧૮૩૩માં રચેલા આત્મપ્રબોધ( પૃ. ૧૩૭–૮ )માં આપી છે. તેર વર્ષના દીક્ષિત સાધુ સમુટ્ઠાણસુય ભણી શકે.

ઉટ્ઠાણસુય તેમજ સમુટ્ઠાણસુય સાતિશય આગમ છે એમ વિસેસા૦ના ટીકાકાર કોટ્યાચાર્ય તેમજ હેમચન્દ્રસૂરિ પોતપોતાની ટીકામાં કહે છે. વિશેષમાં આ બન્નેએ સમુટ્ઠાણનું સંસ્કૃત રૂપાન્તર 'સમુત્થાન' આપ્યું છે, પરન્તુ જિનદાસગણિએ તો નંદીચુણ્ણિ ( પત્ર ૪૯ )માં સમુટ્ઠાણસુત્તનું વાસ્તવિક નામ 'સમુવટ્ઠાણસુય' એમ આપ્યું છે, કેમકે એમના કહેવા મુજબ 'વ'નો લોપ થયેલો છે. આ હિસાબે આનું સંસ્કૃત નામ 'સમુપસ્થાન–શ્રુત' છે.

( ૨૮ ) **કપ્પિયાકપ્પિય** ( કલ્પિતાકલ્પિત )—શું કલ્પે–ખપે અને શું ન કલ્પે એમ બે જાતની બાબતો અહીં વર્ણવાઈ છે.

( ૨૯–૩૦ ) **ખુડ્ડિયાવિમાણપવિભત્તિ ને મહલ્લિયાવિમાણપવિભત્તિ**—અગિયાર વર્ષના દીક્ષાપર્યાયવાળા સાધુ આ બન્ને આગમ ભણે. આ આગમો સંખેવિતદસાનાં પહેલાં બે અજ્ઝયણ છે. ખુડ્ડિયાવિમાણપવિભત્તિ ( ક્ષુલ્લકવિમાનપ્રવિભક્તિ )માં આવલિકામાં પ્રવેશેલાં તેમજ નહિ પ્રવેશેલાં એમ બન્ને પ્રકારનાં વિમાનોનો અધિકાર છે. આ જ અધિકાર વિસ્તારથી મહલ્લિયાવિમાણપવિભત્તિ ( મહદ્વિમાન-

પ્રવિભક્તિ )માં છે. સમવાય જોતાં એમ જણાય છે કે પહેલામાં ઓછામાં ઓછા ત્રણ [1]વગ્ગ છે, જ્યારે [2]બીજામાં પાંચ વગ્ગ છે.

( ૩૧ ) **ચરણવિહિ**( ચરણવિધિ )—આમાં શ્રમણના ચારિત્ર્યનો—પાંચ મહાવ્રત વગેરેનો અધિકાર છે.

( ૩૨–૩૩ ) **ચુલ્લકપ્પસુય** ને **મહાકપ્પસુય**—આ બન્નેનો વિષય એક જ કલ્પ હશે, પરન્તુ પહેલાં કરતાં બીજામાં વિશેષ વિસ્તાર કે ગહન અર્થ હશે. વિસેસા૦( ગા. ૭૭૭ )માં મહાકપ્પસુયનો ઉલ્લેખ છે. એની ગા. ૨૨૯૫માં કપ્પ ઉપરાન્ત મહાકપ્પસુયનો નિર્દેશ છે એટલે એ કપ્પથી અર્થાત્ બૃહત્કલ્પથી ભિન્ન હોય એમ લાગે છે. વવહાર( ઉ. ૧૦ )ના ભાસ ( ગા. ૧૦૭ )માં મહાકપ્પસુયની ચૂલિયાને ‘ વગ્ગચૂલી ’ કહી છે.

( ૩૪ ) **ગણહરવલય** (ગણધરવલય)—વિચારસાર (ગા. ૩૫૧)માં આનો તેમજ નિરયવિભત્તિનો પણ ઉલ્લેખ છે.

( ૩૫ ) **તેયગનિસગ્ગ** ( તૈજસનિસર્ગ )—આમાં તેજસ્વી પદાર્થ બહાર કાઢવાનો અધિકાર છે.

( ૩૬ ) **દેવિંદપરિયાવણ**( દેવેન્દ્રપરિતાપન )—વવહાર (ઉ. ૧૦)ના ભાસમાં આને દેવિંદોવવાયથી અભિન્ન ગણેલ છે.

( ૩૭ ) **પમાયપ્પમાય** ( પ્રમાદાપ્રમાદ )—મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિગ્રહ ( વિગહ ) એ પાંચ પ્રમાદો[3] તેમજ એનાથી નિવૃત્તિ—અપ્રમાદ વિષે આમાં અધિકાર છે.

( ૩૮ ) **પોરિસિમંડલ** ( પૌરુષીમણ્ડલ )—આમાં ભિન્ન ભિન્ન મણ્ડલોને અંગેની પૌરુષીની બાબત છે.

( ૩૯ ) **ભત્તપરિણ્ણા** ( ભક્તપરિજ્ઞા )—પૃ. ૧૭૨–૩માં વર્ણવેલ

---

૧ આના અનુક્રમે ૩૭, ૩૮ અને ૪૦ ઉદ્દેસણકાલ છે. જુઓ સમવાય ( સુ. ૩૭, ૩૮, ૪૦ ). ૨ આના અનુક્રમે ૪૧ થી ૪૫ ઉદ્દેસણકાલ છે. જુઓ સમવાય ( સુ. ૪૧–૪૫ ). ૩ જુઓ H C L J ( પૃ. ૧૦૩ ).

ભત્તપરિણ્ણા જો પઇણ્ણગ ન જ હોય તો આ પઇણ્ણગ હશે. એના આધારે મરણસમાહિની યોજના થઇ છે.

( ૪૦ ) **મંડલપવેસ** ( મણ્ડલપ્રવેશ )—સૂર્ય અને ચન્દ્ર એક મણ્ડલ-(માંડલા)માંથી બીજા મણ્ડલમાં કેવી રીતે જાય છે એ હકીકત અહીં અપાઇ છે.

( ૪૧ ) **મરણસમાહિ**—જે મરણસમાહિ વિષે પૃ. ૧૭૮માં વિચાર કરાયો છે તે આ કૃતિને આધારે રચાયેલી છે.

( ૪૨ ) **મહાપણ્ણવણા** ( મહાપ્રજ્ઞાપના )—આમાં પણ્ણવણામાં આવતા અધિકારો વિસ્તારથી વર્ણવાયા છે. આ તેમજ પણ્ણવણા સમવાયનાં ઉવંગો છે એમ પક્ખિયસુત્તની વૃત્તિ( પત્ર ૬૩ આ )માં યશોદેવસૂરિ કહે છે.

( ૪૩ ) **વિજ્જાચરણવિણિચ્છય** ( વિદ્યાચરણવિનિશ્ચય )—આમાં વિદ્યા અર્થાત્ જ્ઞાન અને ચરણ અર્થાત્ ચારિત્ર એ બેનાં સ્વરૂપ અને ફળનો અધિકાર છે.

( ૪૪ ) **વિહારકપ્પ** ( વિહારકલ્પ )—આમાં સ્થવિર-કલ્પી અને જિન-કલ્પીના વિહાર સમ્બન્ધી હકીકત છે.

( ૪૫-૪૬ ) **વીયરાગસુય**(વીતરાગશ્રુત) ને **સંલેહણાસુય** (સંલેખનાશ્રુત )—પહેલામાં વીતરાગનો અને રાગીનો અધિકાર છે. બીજામાં દ્રવ્ય-સંલેખના અને ભાવ-સંલેખનાનો વિષય છે. અર્થાત્ દ્રવ્ય-સંલેખનામાં જીવનની જરૂરિયાતો ઓછી કરવા ઉપર લક્ષ્ય છે, જ્યારે ભાવ-સંલેખનામાં કષાયોને પાતળા બનાવવાની વૃત્તિ છે.

---

## પ્રકરણ ૨૦ : દિટ્ઠિવાય

**નામ**—જૈનોનું જે દિટ્ઠિવાય નામનું બારમું અંગ નાશ પામ્યું છે એનાં ઠાણ( ઠા. ૧૦; સુ. ૭૪૨ )માં દસ નામ અપાયાં છે: ( ૧ ) અણુજોગગત ( [1]અનુયોગગત ), ( ૨ ) તચ્ચાવાત ( તત્ત્વવાદ ), ( ૩ ) દિટ્ઠિવાત( દૃષ્ટિપાત ), ( ૪ ) ધમ્માવાત( ધર્મવાદ ), ( ૫ ) પુવ્વગત ( પૂર્વ-

---

૧ કૌંસમાં મેં સંસ્કૃત નામો આપ્યાં છે.

ગત ), ( ૬ ) ભાસાવિજત( ભાષાવિજય ), ( ૭ ) [1]ભૂયવાત ( ભૂતવાદ ), ( ૮ ) સમ્માવાત( સમ્યગ્વાદ ), ( ૯ ) સવ્વપાણભૂતજીવસત્તસુહાવહ ( સર્વપ્રાણભૂતજીવસત્ત્વસુખાવહ ) અને ( ૧૦ ) હેઉવાત ( હેતુવાદ ).

**વિભાગ**—નંદી( સુ. ૫૭ )માં દિટ્ઠિવાયના પાંચ વિભાગ ગણાવાયા છેઃ ( ૧ ) પરિકમ્મ ( પરિકર્મ ), ( ૨ ) સુત્ત ( સૂત્ર ), ( ૩ ) પુવ્વગય ( પૂર્વગત ), ( ૪ ) અણુઓગ ( અનુયોગ ) અને ( ૫ ) ચૂલિયા ( ચૂલિકા ).[2]

**પરિકમ્મ**—એના સાત પ્રકાર છે. એ પૈકી પહેલા બેના ચૌદ ચૌદ અને બાકીનાના અગિયાર અગિયાર એમ કુલે ૮૩ ( ૧૪×૨+૧૧×૫ ) ઉપપ્રકારો છે[3]. પરિકમ્મના સાતે પ્રકારના અન્તમાં 'સેણિયા' શબ્દને અધ્યાહૃત રાખતાં એનાં [4]નામ તરીકે ૧ સિદ્ધ, ૨ મણુસ્સ, ૩ પુટ્ઠ, ૪ [5]ઓગાહણ, ૫ [6]ઉવસંપજ્જ, ૬ [7]વિપ્પજહ અને ૭ ચુઆચુઅનો નિર્દેશ થઇ શકે. સિદ્ધસેણિયાના ચૌદ ઉપપ્રકારનાં [8]નામ નીચે મુજબ છેઃ—

૧ માઉયાપય, ૨ એગટ્ઠિઅપય, ૩ પાદોટ્ઠપય, ૪ આગાસપય, ૫ કેઉભૂઅ, ૬ રાસિબદ્ધ, ૭ એગગુણ, ૮ દુગુણ, ૯ તિગુણ, ૧૦ કેઉભૂઅ,

---

૧ આને 'ભૂયાવાય' પણ કહે છે. જુઓ વિસેસા૦ ( ગા. ૫૫૧ ).

૨ કેટલાક ગ્રન્થોમાં અણુયોગ ( પૂર્વાનુયોગ ) પછી પુવ્વગયનો ઉલ્લેખ છે. જુઓ H C L J ( પૃ. ૭–૮ ). વિશેષમાં શિવશર્મસૂરિકૃત સયગની ચુણ્ણિ( પત્ર ૨ )માં તેમજ સિત્તરિની ચુણ્ણિ( પત્ર ૨ )માં ૧ પરિકમ્મ, ૨ સુત્ત, ૩ પઢમાણુઓગ, ૪ પુવ્વગય અને ૫ ચૂલિગા( આ ) એ નામથી અને ક્રમથી દિટ્ઠિવાયના પાંચ વિભાગો દર્શાવાયા છે. ૩ ધવલા( પુ. ૨ )ની પ્રસ્તાવના ( પૃ. ૪૩ )માં સૂચવાયું છે તેમ દિગમ્બર માન્યતા પ્રમાણે ચન્દ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ અને જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિનો પરિકર્મમાં સમાવેશ થાય છે. ૪ સિદ્ધ, મનુષ્ય, પૃષ્ટ, અવગાહન, ઉપસમ્પદ્ય, વિપ્રજહ ને ચ્યુતાચ્યુત એ સાતે સાથે 'શ્રેણિકા' શબ્દ જોડતાં સાત સંસ્કૃત નામ બને છે. ૫–૭ નંદી (સુ. ૫૭) પ્રમાણે ૪–૬નાં નામ ઓગાઢ, ઉવસંપજ્જણ ને વિપ્પજહણ છે. ૮ માતૃકાપદ, એકાર્થિકપદ, પાદોષ્ઠપદ, આકાશપદ, કેતુભૂત ( ? કેતુભૃત ), રાશિબદ્ધ, એકગુણ, દ્વિગુણ, ત્રિગુણ, કેતુભૂત, પ્રતિગ્રહ, સંસારપ્રતિગ્રહ, નન્દ્યાવર્ત અને સિદ્ધબદ્ધ.

૧૧ પડિગ્ગહ, ૧૨ સંસારપડિગ્ગહ, ૧૩ નંદાવત્ત અને ૧૪ સિદ્ધબદ્ધ.[1] આ પૈકી પહેલાં તેર અને મણુસ્સાવત્ત એ મણુસ્સસેણિયાના ૧૪ પ્રકારોનાં નામ છે. એવી રીતે ઉપર્યુક્ત ૧૪ નામો પૈકી ૪ થી ૧૩ નામો અને પુટ્ઠાવત્ત એ પુટ્ઠસેણિયાના ૧૧ પ્રકારોનાં નામ છે. એવી રીતે બાકીના ઓગાહણસેણિયા વગેરે ચારના જે અગિયાર અગિયાર પ્રકારો છે તેમાંનાં પહેલાં દસનાં નામ તો પુટ્ઠસેણિયાનાં પહેલાં દસ નામ જ છે, જ્યારે અન્તિમ નામ અનુક્રમે ઓગાહણાવત્ત, ઉવસંપજ્જાવત્ત, વિપ્પજહાવત્ત અને ચુઆ-ચુઅવત્ત છે[2] કે જે સ્વનામસૂચક છે. આનું સ્વરૂપ મળતું નથી, પણ માઉયાપય એ નામ ઉપરથી એ માતૃકાનો—લિપિનો બોધ કરાવનાર હશે. એવી રીતે કોઈ કોઈ ગણિત, ન્યાય વગેરેના ઉપર પણ પ્રકાશ પાડનારા હશે.

પરિકમ્મના પૂર્વોક્ત સાત ભેદોની બાબતમાં સમવાય( સુ. ૧૪૭ )માં કહ્યું છે કે એના ૭ ભેદો સ્વસામાયિક ( પોતાના સિદ્ધાન્ત અનુસાર ) જ છે, જ્યારે આજીવિક મન્તવ્ય પ્રમાણે ( ‘ ચ્યુતાચ્યુતશ્રેણિકા ’ નામના પરિકર્મ-પૂર્વક ) સાત છે. વિશેષમાં ૭ ભેદ [3]ચતુષ્કનયિક છે અને સાત [4]ત્રૈરાશિક છે.

**સુત્ત**—આના બાવીસ ભેદ છે. જેમકે [5]ઉજ્જુગ, પરિણયાપરિણય, બહુ-ભંગિય, વિપ્પચ્ચઇય, અણંતર, પરંપર, સમાણ, સંજૂહ, સંભિન્ન, અહા-

---

૧ નંદી (સુ. ૫૭) પ્રમાણે ૧, ૩, ૪ અને ૧૪નાં નામ અનુક્રમે માઉગપય, અટ્ઠ, પાઢોઆમાસ અને સિદ્ધાવત્ત છે. ૨ નંદી પ્રમાણે આ નામમાં મૂળ પ્રમાણે ભેદ છે. ૩ નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવમ્ભૂત એમ જે સાત નયો છે તે પૈકી નૈગમનો સંગ્રહ અને વ્યવહારમાં અન્તર્ભાવ થાય છે અને શબ્દ વગેરે એક ગણાય તેમ છે એટલે નય ચાર છે. આ અપેક્ષા સ્વીકારનાર ‘ચતુષ્કનયિક’ કહેવાય છે અને એ શ્વેતામ્બરો છે. ૪ એમની માન્યતા મુજબ દરેક વસ્તુ ત્રણ ત્રણ સ્વરૂપવાળી છે. જેમકે જીવ, અજીવ અને નોજીવ; લોક, અલોક ને લોકાલોક; સત્, અસત્ ને સદસત્. આ ત્રૈરાશિકો નયને અંગે પણ ત્રણ પ્રકારો દર્શાવે છે: (૧) દ્રવ્યાર્થિક, (૨) પર્યાયાર્થિક અને (૩) ઉભયાર્થિક. ૫ ઋજુક, પરિણતાપરિણત, બહુભંગિક, વિપ્રત્યયિક, અનન્તર, પરમ્પર, સમાન, સંયૂથ, સમ્ભિન્ન, યથાત્યાગ, સૌવસ્તિવર્ત, નન્દ્યાવર્ત, બહુલ, પુષ્ટાપુષ્ટ, વ્યાવર્ત, એવમ્ભૂત, દ્વિકાવર્ત, વર્તમાનોત્પદ, સમભિરૂઢ, સર્વતોભદ્ર, પ્રણામ અને દ્વિપ્રતિગ્રહ એમ આનાં સંસ્કૃત રૂપાન્તર છે.

ચ્ચય, સોવત્થિવત્ત, નન્દાવત્ત, બહુલ, પુટ્ઠાપુટ્ઠ, વિયાવત્ત, એવંભૂય, દુયાવત્ત, વત્તમાણુપ્પય, સમભિરૂઢ, સવ્વઓભદ્દ, પણામ અને દુપડિગ્ગહ.[1] આના 'છિન્નચ્છેદ' નય, 'અચ્છિન્નચ્છેદ' નય, 'ત્રિક' નય અને 'ચતુર્' નય એમ ચાર રીતે વિચાર કરતાં સુત્તના ૮૮ પ્રકાર પડે છે.[2] આ ચાર નયોનું સ્વરૂપ નંદીની તેમજ સમવાયની ટીકામાં સમજાવાયું છે. જેમકે પૂર્વાપર અપેક્ષાથી રહિત અર્થ કરવો તે 'છિન્નચ્છેદ' નયનું કામ છે. "धम्मो मंगलमुक्किट्ठं"થી શરૂ થતા શ્લોકનો અર્થ એના પછીના શ્લોકની અપેક્ષા રાખ્યા વિના આ નય કરે છે. આ પરિપાટી સ્વસમયની એટલે જૈનોની છે. આગળ પાછળના સમ્બન્ધને લક્ષ્યમાં લઈ અર્થ કરનાર નય 'અચ્છિન્નચ્છેદ' નય છે. આ પરિપાટી આજીવિકોની–ગોશાલક વગેરેની છે. ત્રૈરાશિકના મત પ્રમાણેના દ્રવ્યાર્થિક વગેરે નય અનુસાર સુત્તની વિચારણા તે 'ત્રિક'નય છે. સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર અને શબ્દ એ ચાર નય પ્રમાણેની વિચારણા તે 'ચતુર્'નય છે, અને એ સ્વસમયની—જૈનોની પરિપાટી છે. આમ આ તેમજ નિરપેક્ષ શબ્દાર્થ એ બે જૈનોની પરિપાટી છે, જ્યારે વચલી બે આજીવિકોની—ત્રૈરાશિકોની છે.

**પુવ્વગય**–આના ચૌદ વિભાગો છે. એ દરેક 'પુવ્વ' કહેવાય છે. આ દરેકનું સાર્થક નામ છે. જેમકે (૧) ઉપ્પાય (ઉત્પાદ), (૨) અગ્ગાણીય (અગ્રાણીય), (૩) વીરિય (વીર્ય), (૪) અત્થિનત્થિપ્પવાય (અસ્તિ-નાસ્તિપ્રવાદ), (૫) નાણુપ્પવાય (જ્ઞાનપ્ર૦), (૬) સચ્ચપ્પવાય (સત્ય૦), (૭) આયપ્પવાય (આત્મ૦), (૮) [3]કમ્મપ્પવાય (કર્મ૦), (૯) પચ્ચક્ખાણપ્પવાય (પ્રત્યાખ્યાન૦), (૧૦) વિજ્જાણુપ્પવાય (વિદ્યાનુ૦),

૧ નંદી (સુ. ૫૭) પ્રમાણે ૧, ૪, ૭, ૧૦, ૧૧, ૧૮, ૨૧ અને ૨૨નાં ઉજ્જુસુય, વિજયચરિય, માસાણ, આહવ્વાય, સોવિત્થયવત્ત, વત્તમાણપ્પય, પસ્સાસ અને દુપ્પડિગહ એમ નામાન્તર છે. ૨ આ હકીકત નંદી (સુ. ૫૭)માં તેમજ સમવાય (સુ. ૧૪૭)માં લગભગ એના એ જ શબ્દોમાં અપાઈ છે. ૩ પવયણસારુદ્ધાર (દાર ૯૨)માં કમ્મપ્પવાયને બદલે સમયપ્પવાય અને લોકબિન્દુસારને બદલે બિન્દુસાર એમ નામાન્તર છે.

( ૧૧ ) અવંઝ ( અવન્ધ્ય ), ( ૧૨ ) પાણાઉ ( પ્રાણાયુસ્ ), ( ૧૩ ) કિરિયાવિસાલ ( ક્રિયાવિશાલ ) અને ( ૧૪ ) લોકબિન્દુસાર. આ દરેક પુવ્વના ઓછામાં ઓછા બે વિભાગ છે. પહેલાથી ચૌદમા પુવ્વમાં અનુક્રમે ૧૦, ૧૪, ૮, ૧૮, ૧૨, ૨, ૧૬, ૩૦, ૨૦, ૧૫, ૧૨, ૧૩, ૩૦ અને ૨૫ વિભાગ છે. આમ એકન્દર [1]૨૨૫ વિભાગો છે. એ પ્રત્યેકને 'વત્થુ' (વસ્તુ) કહે છે. 'પૂર્વધર' તરીકે ઓળખાવાતા અને વિક્રમની લગભગ પાંચમી સદીમાં વિદ્યમાન શિવશર્મસૂરિએ [2]કમ્મપયડિ ( કર્મપ્રકૃતિ ) અને [3]સયગ ( શતક ) રચેલ છે. એમાં સયગની ચુણ્ણિમાં એની ઉત્પત્તિ બતાવતાં બીજા પુવ્વના પાંચ વત્થુનાં ૧ પુવ્વંત, ૨ અવરંત, ૩ ધ્રુવ, ૪ અધ્રુવ અને ૫ [4]ચવ(?ય)ણલદ્ધિ એમ પાંચ નામ અપાયાં છે. વિશેષમાં આ પાંચમા વત્થુના ચોથા પાહુડ તરીકે કમ્મપગડિ( કર્મપ્રકૃતિ )નો ઉલ્લેખ

---

૧ સમવાય ( સુ. ૧૪૭ )માં તેમજ નંદી( સુ. ૫૭ )માં આ સંખ્યા તેમજ ચૂલિયાની સંખ્યા દર્શાવનાર ત્રણ ગાથા છે. ૨–૩ પ્રેમી–અભિનંદન–ગ્રંથ ( પૃ. ૪૪૫–૭ )માં પં. હીરાલાલ જૈનનો "षट्खंडागम, कम्मपयडी, सतक और सित्तरी प्रकरण [ क्या इनका एक ही उद्गम है ? ]" નામનો લેખ છપાયો છે. એમાં આ ચારે ગ્રન્થનો ઉદ્ગમ બીજા 'અગ્રાયણી' પૂર્વના પાંચમા 'ચ્યવન' વસ્તુગત ચતુર્થ 'મહાકમ્મપયડિ' પાહુડમાંથી થયાનો નિષ્કર્ષ કઢાયો છે. પૃ. ૪૪૭માં કમ્મપયડિ અને પંચસંગહમાં ઉદાહરણરૂપે બે માન્યતા પરત્વે મતભેદ છે એ સૂચવી એવો ઉલ્લેખ કરાયો છે કે કમ્મપયડિ ને સિત્તરિના કર્તા 'ષટ્ખંડાગમ'ની આમ્નાયના હોય અને એમની કોઇ વિશેષ માન્યતાઓ આગમોથી પ્રતિકૂળ જતી જોઈને જ ચન્દ્રર્ષિ મહત્તરે કર્મપ્રકૃતિ, શતક અને સપ્તતિકા નામનાં નવાં પ્રકરણો રચ્યાં હોય તો આશ્ચર્ય નહિ. આ ઉપરાન્ત પૃ. ૪૪૭માં એમ પણ કહ્યું છે કે કમ્મપયડિની પંચસંગ્રહકાર( ચંન્દ્રર્ષિ મહત્તર )ની માન્યતાથી ભિન્ન જણાતી માન્યતા દિગમ્બર આગમોમાં મળે છે: પંચસંગહમાં શતક, સપ્તતિકા, કષાયપ્રાભૃત, સત્કર્મ અને કર્મપ્રકૃતિ એ પાંચનો સંગ્રહ કરાયો છે. આ પંચસંગહ દિગંબરોની પાઇયમાં તેમજ સંસ્કૃતમાં રચાયેલી એ નામની કૃતિથી ભિન્ન તેમજ પ્રાચીન છે. ૪ દિગમ્બરની માન્યતા પ્રમાણે બીજા પુવ્વના એક અધિકારનું નામ 'ચયનલબ્ધિ' છે. એના ચોથા પાહુડ નામે કમ્મપયડિપાહુડના આધારે છખંડાગમ યાને સંતકમ્મપાહુડની રચના થઇ છે.

કરી એનાં ૨૪ અણુજોગદ્દાર ( [1]અનુયોગદ્વાર )નાં નામ ત્રણ ગાથા દ્વારા નીચે મુજબ ગણાવાયાં છે:-

કઇ( કૃતિ ), વેદણા( વેદના ), ફાસ( સ્પર્શ ), કમ્મ( કર્મન્ ), પગડિ ( પ્રકૃતિ ), બંધણ( બન્ધન ), ણિબંધ( નિબન્ધ ), પક્કમ( પ્રક્રમ), ઉવક્કમ ( ઉપક્રમ ), ઉદઅ( ઉદય ), મોક્ખ( મોક્ષ ), સંકમ( સંક્રમ ), લેસ્સા ( લેશ્યા ), લેસાકમ્મ( લેશ્યાકર્મન્ ), લેસ્સાપરિણામ ( લેશ્યાપરિણામ ), સાયમસ્સાત( શાતાશાત ), દીહહસ્સ( દીર્ઘહ્રસ્વ ), ભવધારણીય( ભવધારણીય ), પોગ્ગલઅત્ત( પુદ્ગલાત્મન્ ), ણિહત્તમણિહત્ત( નિધત્તાનિધત્ત ), ણિક્કાઇયમણિક્કાઇય( નિકાચિતાનિકાચિત ), કમ્મટ્ઠિતિ( કર્મસ્થિતિ ), પચ્છિમખંધ( પશ્ચિમસ્કંધ ) અને અપ્પાબહુગ( અલ્પબહુક ).

મુદ્રિત પ્રતિમાં પોગ્ગલ અને અત્તને ભિન્ન ગણી અપ્પાબહુગ નામના અનુયોગદ્વાર અંગે અંક અપાયો નથી.

નવમા પુવ્વના ત્રીજા વત્થુનું નામ સામાયારી અને દસમાના એક વત્થુનું નામ નેઉણિય(નૈપુણિક) છે.[2] અન્ય વત્થુનાં નામ શ્વેતામ્બર ગ્રન્થોમાં હોય તો તે મારા જાણવામાં નથી.

**વિભાગ**—વત્થુના વિભાગ છે અને એને ' પાહુડ ' કહે છે. વળી પાહુડના ' પાહુડપાહુડ ' એમ પેટાવિભાગ છે. સમવાય( સુ. ૧૪૭ )માં તેમજ નંદી( સુ. ૫૭ )માં એવો ઉલ્લેખ છે કે દિટ્ઠિવાયમાં સંખ્યેય પાહુડિયા અને સંખ્યેય પાહુડિયાપાહુડિયા છે. ' પાહુડિયા ' પાહુડ કરતાં નાનો વિભાગ હશે એમ લાગે છે. શું એ પાહુડપાહુડ કરતાં પણ નાનો વિભાગ હશે ? વળી એ પાહુડપાહુડના વિભાગરૂપ તો નહિ હોય ? આ પ્રશ્નનો ઉત્તર બાકી રાખી એટલું કહીશ કે પાહુડિયાપાહુડિયા તો પાહુડિયાના વિભાગરૂપ છે.

---

૧ જીવસમાસ (ગા. ૧૩૫)ની વૃત્તિ ( પત્ર ૧૧૯ )માં ' મલધારીય ' હેમચન્દ્રસૂરિએ એક અવતરણ આપ્યું છે. એમાં પર્યવ, અક્ષર, સંઘાત, પદ, પાદ, ગાથા, શ્લોક, વેષ્ટક, નિર્યુક્તિ, ઉદ્દેશ, અધ્યયન, શ્રુતસ્કન્ધ અને અંગની સંખ્યાની સાથે સાથે અનુયોગદ્વારની પણ સંખ્યાનો ઉલ્લેખ છે. ૨ જુઓ H C L J (પૃ. ૯૧).

**અણુઓગ**—આના મૂલપઢમાણુઓગ અને ગંડિયાણુઓગ એ બે વિભાગ છે.[1]

**ચૂલિયા**—પહેલાં ચાર પુવ્વને ૪, ૧૨, ૮ અને ૮ એમ અનુક્રમે ચૂલિયા છે; બાકીનાંને ચૂલિયા નથી. ચૂલિયાના કોઈ વિભાગ હોય એમ જણાતું નથી.

**વિષય**—જેમ ગણિતના દાખલા કરવા માટે સરવાળા, બાદબાકી ઇત્યાદિ સોળ પરિકર્મ જાણવાં પડે તેમ સુત્ત વગેરેના અભ્યાસ માટે પરિકમ્મ ભૂમિકારૂપ છે. સુત્ત સર્વ દ્રવ્ય, પર્યાય, નય અને ભંગનું સ્વરૂપ રજૂ કરે છે. ચૌદ પુવ્વમાંનું પહેલું પુવ્વ સર્વ દ્રવ્ય ને સર્વ પર્યાયની ઉત્પત્તિ સમજાવે છે. બીજું પુવ્વ પરિમાણ, ત્રીજું જીવ અને અજીવની—સમગ્ર પદાર્થોની શક્તિ, ચોથું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવની અપેક્ષાએ વસ્તુનાં અસ્તિત્વ અને નાસ્તિત્વ, પાંચમું જ્ઞાનના પાંચ પ્રકારો, છટ્ઠું સંયમ અને અસંયમ તેમજ સત્ય અને અસત્ય, સાતમું આત્માનાં વિવિધ દૃષ્ટિએ સ્વરૂપ, આઠમું કર્મના આઠ પ્રકારો અને એના ઉપપ્રકારો, નવમું પ્રત્યાખ્યાન, દસમું વિદ્યાઓ, અગિયારમું પુણ્ય અને પાપ તેમજ એનાં ફળ[2], બારમું પ્રાણના ને આયુષ્યના પ્રકારો અને તેરમું સંયમને લગતી પ્રવૃત્તિઓ ઉપર પ્રકાશ પાડે છે. અણુઓગ તીર્થંકર, કુલકર વગેરેનાં જીવનચરિત્રો પૂરાં પાડે છે.[3] ચૂલિયા પોતાના મૂલગ્રન્થગત અર્થનું રૂપાન્તરથી પ્રતિપાદન કરતી હશે.

**ભાષા**—પ્રભાવકચરિત્રમાં વૃદ્ધવાદિપ્રબન્ધ ( શ્લો. ૧૧૪ )માં કહ્યું છે કે ચૌદે પૂર્વો સંસ્કૃતમાં હતાં. વળી આચારદિનકરમાં નીચે મુજબની ગાથા જે અવતરણરૂપે અપાઇ છે તેમાં કહ્યું છે કે દિટ્ઠિવાય સિવાયનો

---

૧ સિદ્ધાન્તા૦( શ્લો. ૯૩ )ની ટીકામાં અણુઓગનો 'પૂર્વાનુયોગ' તરીકે ઉલ્લેખ કરી એના બે વિભાગોને પ્રથમાનુયોગ અને કાલાનુયોગ તરીકે ઓળખાવાયા છે. ૨ વિવાગસુય આને આધારે યોજાયું હશે. ૩ વિશેષ માહિતી માટે જુઓ HOLJ ( પૃ. ૧૦–૧૧ )

કાલિક અને ઉત્કાલિક સિદ્ધાન્ત સ્ત્રી અને બાળકના વાચનાર્થે જિનેશ્વરોએ પાઇયમાં કહ્યો છેઃ—

" मुत्तूण दिट्ठिवायं कालियउक्कालियसिद्धंतं ।
थीबालवायणत्थं पाइयमुइयं जिणवरेहिं ॥ "

આ ઉપરથી પુવ્વોની ભાષા સંસ્કૃત હતી એમ મનાય, પરન્તુ વિસેસા૦ની ટીકા વગેરેમાં અમુક અમુક અવતરણોને[1] પુવ્વનાં કહ્યાં છે તે તો પાઇયમાં છે એટલે એ હિસાબે તો પુવ્વની ભાષા પાઇય ગણાય.

નિર્યૂહણ ( ઉદ્ધરણ )—અપશ્ચિમ ( છેલ્લા ) દશપૂર્વી જરૂર નિર્યૂહણ કરે, જ્યારે ચૌદપૂર્વી તો કોઈ ખાસ કારણ મળે તો તેમ કરે.[2] આ નિયમને લઇને હો કે ગમે તેમ પણ એક યા બીજા પુવ્વમાંથી ગ્રન્થોનું નિર્યૂહણ—ઉદ્ધરણ થયું છે. જેમકે અગ્ગાણીયમાંથી સિદ્ધપાહુડ અને સંસત્તનિજ્જુત્તિ, આયપ્પવાયમાંથી [3]ધમ્મપણ્ણત્તિ, કમ્મપયડિપાહુડમાંથી કમ્મપયડિ, કમ્મપ્પવાયમાંથી [4]' પરીસહ ' અજ્ઝયણ અને [5]પિંડેસણા, નાણપ્પવાયમાંથી નયચક્ર, પચ્ચક્ખાણપ્પવાયમાંથી ઓહનિજ્જુત્તિ, કપ્પ, દસવેયાલિયનાં ૧–૩, ૬ ને ૮–૧૦ એમ સાત અજ્ઝયણો, [6]દસા, નિસીહ, વવહાર અને સ્થાપનાકલ્પ, પાણાઉમાંથી [7]કલ્યાણકારક, વિજ્જાણુપ્પવાયમાંથી પ્રતિષ્ઠાકલ્પ અને સચ્ચપ્પવાયમાંથી [8]વક્કસુદ્ધિ. સિદ્ધસેન દિવાકરે રચેલી મનાતી પૂયાચઉવ્વીસી, ઉવસગ્ગહરથોત્ત, જીવસમાસ, પંચકપ્પ, પંચસંગહ, મહાકપ્પ, સત્તરિયા અને સયગ એ [9]શ્વેતામ્બર ગ્રન્થો તેમજ કષાય-પ્રાભૃત (કસાયપાહુડ) અને મહાકર્મપ્રકૃતિ–પ્રાભૃત ( છક્ખંડાગમ )

૧ જુઓ H C L J ( પૃ. ૮૬–૭ ). ૨ એજન ( પૃ. ૮૮ ). ૩ આ દસવેયાલિયના ચોથું અજ્ઝયણનું નામાન્તર છે. ૪ આ ઉત્તર૦ નું બીજું અજ્ઝયણ છે. ૫ આ દસવેયાલિયનું પાંચમું અજ્ઝયણ છે. ૬ આનાં અજ્ઝયણો તે તે નામના પાહુડમાંથી ઉદ્ધૃત કરાયાં છે. ૭ આ ઉગ્રાદિત્યે રચેલો વૈદકનો ગ્રન્થ છે. ૮ આ દસવેયાલિયનું સાતમું અજ્ઝયણ છે. ૯ હીરપ્રશ્ન યાને પ્રશ્નોત્તરસમુચ્ચય ( પ્રકાશ ૩, પત્ર ૨૮ આ )માં ' નમોઽર્હત્ ' પુવ્વમાંથી ઉદ્ધૃત થયાનું કહ્યું છે. કેટલાક શ્વેતામ્બરો ' નમોઽસ્તુ વર્ધમાનાય ' અને 'વિશાલલોચન'ને પણ પુવ્વમાંથી ઉદ્ધૃત થયેલાં માને છે તો તેઓ આ બાબત પ્રમાણ આપવા કૃપા કરે.

એ દિગમ્બર ગ્રન્થો પણ [1]પાંચમા ને બીજા પુવ્વમાંથી ઉદ્ધૃત થયાં છે.[2] વસુદેવહિણ્ડી( વસુદેવચરિત્ર ) પઢમાણુઓગને આધારે રચાયેલ છે; એથી એ તેમજ બંભદત્તચરિય અણુઓગમાંથી ઉદ્ધૃત કરાયાં હશે.

પાહુડો—દિગમ્બરોની માન્યતા મુજબ આચાર્ય કુન્દકુન્દે [3]૮૪ પાહુડ રચ્યાં છે અને તે પૈકી આઠ મળે છે. પણ અહીં તો હું શ્વેતામ્બરના મત પ્રમાણેનાં પુવ્વના વિભાગરૂપ [4]સોળ પાહુડો વિષે વિચાર કરીશ. એનાં નામના અન્તમાંના ' પાહુડ ' શબ્દને અધ્યાહૃત રાખી એ નામો હું આપું છું: ( ૧ ) આયાર, ( ૨ ) કપ્પ, ( ૩ ) કમ્મપયડિ, ( ૪ ) [5]જય, ( ૫ ) જોણિ, ( ૬ ) [6]થવપરિણ્ણા, ( ૭ ) દુક્ખમા, ( ૮ ) નાડયવિહિ, ( ૯ ) નિમિત્ત, ( ૧૦ ) નિરુત્ત, ( ૧૧ ) પઇટ્ઠા, ( ૧૨ ) વિજ્જા, ( ૧૩ ) વિણ્ણાણ, ( ૧૪ ) સદ્દ, ( ૧૫ ) સર અને ( ૧૬ ) સિદ્ધ.[7] આમાં દસા૦નાં અજ્ઝયણોનાં નામને મળતાં નામવાળાં પાહુડો જે ન ગણાવાયાં હોય તે ઉમેરવાં. વળી તત્ત્વાર્થાધિ૦( અ. ૨, સૂ. ૧૪ )ની ટીકા ( પત્ર ૧૧૯ )માં હરિભદ્રસૂરિએ ' પ્રાભૃતકાર કહે છે ' એવા ઉલ્લેખપૂર્વક બે ગાથા આપી છે તો એ પણ કોઇ પાહુડની હોય અને તેનું નામ અહીં ન આવી જતું હોય તો તે પણ ઉમેરવું ઘટે.

---

૧ જુઓ ટિપ્પણ ૪. ૨ વિશેષ માટે જુઓ H C L J ( પૃ. ૮૮–૯ ). ૩ પવયણસારની અંગ્રેજી પ્રસ્તાવના ( પૃ. ૨૫ )માં કુન્દકુન્દના નામ પર ૪૩ પાહુડો ગણાવાયાં છે. ૪ પાંચમા પુવ્વના દસમા વત્થુના ત્રીજા પાહુડ નામે પેજ્જપાહુડના આધારે દિગમ્બર ગુણધરે કસાયપાહુડ યાને પેજ્જદોસપાહુડ રચેલ છે. આ પેજ્જપાહુડ અહીં ગણાવાયું નથી. ૫ 'પ્રશ્નવ્યાકરણ' નામની જે કૃતિ ઉપર ચૂડામણિ, જ્યોતિ અને એક અજ્ઞાતકર્તૃક ટીકા છે તેનું બીજું નામ 'જયપ્રાભૃત ' છે એમ સ્વ. ચીમનલાલ દલાલે કહ્યું છે, પણ કલ્યાણવિજયજીએ જૈન યુગ ( પુ. ૧, અં. ૩, પૃ. ૯૩ )માં આ વિષે શંકા ઊઠાવી છે. ૬ પંચવત્થુ( ગા. ૧૧૧૦ )ની સ્વોપજ્ઞ વ્યાખ્યામાં આ પાહુડનો ઉલ્લેખ છે. ૭ આ પૈકી કયા પાહુડનો કોણે કયાં ઉલ્લેખ કર્યો છે એ હકીકત મેં H C L J ( પૃ. ૯૨ )માં વિચારી છે.

કપ્પપાહુડમાંથી ભદ્રબાહુસ્વામીએ શત્રુંજયકલ્પનો ઉદ્ધાર કર્યો અને વજ્રસ્વામીએ તેમજ પાદલિપ્તસૂરિએ એનો સંક્ષેપ કર્યો એમ જિનપ્રભસૂરિએ કલ્પપ્રદીપ યાને વિવિધતીર્થકલ્પ( પૃ. ૫ )માં કહ્યું છે.

નિમિત્તપાહુડનું લક્ષણ ભદ્રેશ્વરસૂરિએ કહાવલીમાં આપ્યું છે.

તત્ત્વાર્થાધિ૦( અ. ૨, સૂ. ૨૮ )ની ટીકા( પત્ર ૧૮૧ )માં સિદ્ધસેનગણિએ કહ્યું છે કે નિરુક્તપ્રાભૃત (પા. નિરુત્તપાહુડ) અનુસાર 'પુદ્ગલો' પૂરણ ને ગલનના સ્વભાવવાળા હોવાથી તેની વૃદ્ધિ ને હાનિ થાય છે.

વિદ્યાપ્રાભૃત ( પા. વિજ્જાપાહુડ )માં શત્રુંજયનાં ૨૧ નામો છે એમ જિનમણ્ડનગણિએ કુમારપાલપ્રબન્ધ ( પત્ર ૯૮આ-૯૯અ )માં કહ્યું છે.

L A I ( પૃ. ૧૮૩ )માં કહ્યું છે કે સ્વરપ્રાભૃતમાં સ્વરોનું અને અગિયાર અલંકારોનું વિસ્તૃત વર્ણન હતું.

સિદ્ધપાહુડનું લક્ષણ કહાવલીમાં એમ અપાયું છે કે (પગે) લેપ, અંજન, ગુટિકા ઇત્યાદિ વડે જેઓ સિદ્ધ થયા હોય તેમની પ્રરૂપણા જે ગ્રન્થમાં હોય તે 'સિદ્ધપાહુડ' છે. આર્યસમિતસૂરિએ યોગચૂર્ણ વડે નદીનો પ્રવાહ અટકાવ્યો હતો, પાદલિપ્તસૂરિ અને નાગાર્જુનસૂરિ પગે કંઇક લગાડી ઊડતા હતા અને સુસ્થિતસૂરિના બે શિષ્યો આંખમાં અંજન આંજી અદૃશ્ય બની ચન્દ્રગુપ્તના ભાણામાંથી ભોજન કરતા હતા એ પ્રકારના ચમત્કારો આ સિદ્ધપાહુડના જ્ઞાનને આભારી હશે.

**સ્ત્રીઓને નિષેધ**—કપ્પનિજ્જુત્તિ( ગા. ૧૪૬ )માં સૂચવાયા મુજબ સ્ત્રીઓ તુચ્છ સ્વભાવવાળી, બહુ અભિમાની ચપળ ઇન્દ્રિયોવાળી અને મન્દ બુદ્ધિવાળી હોવાથી સ્ત્રીઓને સાતિશય અજ્ઝયણો અને ભૂયાવાય અર્થાત્ બારમું અંગ ભણવાનો અધિકાર નથી.

**ગમિક સુત્ત ને ભંગ**—દિટ્ઠિવાય ગમિક સુત્તનું અનુપમ ઉદાહરણ છે. એમાં પુષ્કળ ભંગ ( ભાંગા ) છે. એ સર્વ વિષયનું-મન્ત્ર, યન્ત્ર અને તન્ત્રનું પણ પ્રતિપાદન કરે છે. એના વિષયોની નોંધ શ્વેતામ્બરના તેમજ દિગમ્બરના એમ બન્ને સમ્પ્રદાયના સાહિત્યમાં મળે છે. આ અંગમાંથી કેટલીક કૃતિઓ ઓછેવત્તે અંશે ઉદ્ધૃત કરાઇ છે. સૌથી પ્રથમ આ અંગનો હ્રાસ થયો અને વીરસંવત્ ૧૦૦૦માં એનો ઉચ્છેદ ગયો.

# પ્રકરણ ૨૧: આગમો અંગે દિગમ્બરીય મન્તવ્ય

દ્વાદશાંગીરૂપ જૈન આગમોની રચના ગણધરને હાથે અર્દ્ધમાગધીમાં થયાની વાત તો શ્વેતામ્બરોને તેમજ દિગમ્બરોને પણ માન્ય છે, પરન્તુ આગમોની સંખ્યા, એના વર્ગીકરણ અને એના ક્રમિક હ્રાસ એ બાબતોમાં મતભેદ જોવાય છે. આગમોને અંગે અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એ બે સંજ્ઞા દિગમ્બરોએ પણ સ્વીકારી છે; બાકી ઉવંગ, છેય અને [1]મૂલ એ સંજ્ઞા એમણે અપનાવી જણાતી નથી.[2] [3]અંગબાહ્ય આગમો તરીકે દિગમ્બરો નીચે મુજબના ચૌદ ગણાવે છે એમ ગોમ્મટસાર (ગા. [4]૩૬૭-૮) જોતાં જણાય છે:—

૧ સામાયિક, ૨ ચતુર્વિંશતિસ્તવ, ૩ વન્દના, ૪ પ્રતિક્રમણ, ૫ વૈનયિક, ૬ કૃતિકર્મ, ૭ દશવૈકાલિક, ૮ ઉત્તરાધ્યયન, ૯ કલ્પવ્યવહાર, ૧૦ કલ્પાકલ્પિક, ૧૧ મહાકલ્પિક, ૧૨ પુણ્ડરીક, ૧૩ મહાપુણ્ડરીક અને ૧૪ નિષિદ્ધિકા ( પા. ણિસિહિય ).[5]

---

૧ "भगवती आराधना के कर्ता शिवार्य" નામનો શ્રી. જ્યોતિપ્રસાદ જૈનનો લેખ પ્રેમી૦ ગ્રંથ( પૃ. ૪૨૫-૮ )માં છપાયો છે. તેમાં પૃ. ૪૨૫ માં આ ભગવતી આરાધનાનો આધાર 'તદ્વિષયક મૂલસૂત્ર' એમ કહ્યું છે તે શું શ્વેતામ્બરીય 'મૂલ' સંજ્ઞાદ્યોતક કૃતિ છે ? ૨ ગોમ્મટસાર( ગા. ૩૫૧ )માં 'પઇણ્ણય' શબ્દ વપરાયો છે. વિશેષમાં ( ચૌદ ) પઇણ્ણયનું પ્રમાણ ૮,૦૧,૦૮,૧૭૫ વર્ણો હોવાનું અહીં કહ્યું છે. ૩ સ્થાનકવાસીઓ અને એના ઉપસંપ્રદાય તરીકે ઓળખાવાતા તેરાપન્થીના અનુયાયીઓ ૧૨ ઉવંગ, ૪ છેયસુત્ત, ૪ મૂલસુત્ત અને આવસ્સય એમ ૨૧ અંગબાહ્ય આગમો માને છે. આમાં ૧૧ અંગ ઉમેરતાં આ અમૂર્તિપૂજક શ્વેતામ્બરો ૩૨ આગમ માને છે એમ ફલિત થાય છે.

૪ "सामाइय-चउवीसत्थयं तदो वंदणा पडिक्कमणं ।
वेणइयं किदियम्मं दसवेयालं च उत्तरज्झयणं ॥ ३६७ ॥
कप्पववहार-कप्पाकप्पिय-महकप्पियं च पुंडरियं ।
महापुंडरीय-णिसिहियमिदि चोद्दसमंगवाहिरयं ॥ ३६८ ॥"

૫ જુઓ ધવલા ( પુ. ૧, પૃ. ૯૬ ) અને જયધવલા ( પુ. ૧, પૃ. ૨૫ ).

આ પૈકી પહેલા ચાર તે શ્વેતામ્બરીય આવસ્સયના છ વિભાગ પૈકી ચારનું, ૭ અને ૮ એ ચાર મૂલસુત્તમાંનાં બેનું, ૯ અને ૧૪ એ ૭ છેયસુત્તમાંનાં ત્રણ છેયનું, ૧૦ ને ૧૧ એ બે અનુપલબ્ધ આગમોનું અને ૧૨ એ મહાવીરસ્વામી નિર્વાણસમયે જે અજ્ઝયણ બોલતાં બોલતાં મોક્ષે ગયા તેનું સ્મરણ કરાવે છે.

શ્વેતામ્બરોના આગમોનો અને ખાસ કરીને દિટ્ઠિવાયનો ધીરે ધીરે કેવી રીતે લોપ થયો એ હકીકત મેં આ૦ આ૦ અ૦ (પૃ. ૩૮–૫૯)માં તેમજ H C L J( પૃ. ૭૧–૪ )માં દર્શાવી છે. વિશેષમાં H C L J ( પૃ. ૭૪ )માં મેં કહ્યું છે કે આગમોનો હ્રાસ કેમ થયો એ સમ્બન્ધમાં દિગમ્બરોના ભિન્ન ભિન્ન ગ્રન્થોમાં ભિન્ન ભિન્ન ઉલ્લેખ જોવાય છે.[1] એની ચકાસણી તેમજ એના સમન્વયનું કાર્ય બાજુ પર રાખી, કેવલી અને [2]શ્રુતકેવલી કેટલા થયા એ બાબતમાં દિગમ્બરો અને શ્વેતામ્બરોનું નીચે મુજબનું મન્તવ્ય હું નોંધું છું:

| [3]દિગમ્બર | | | શ્વેતામ્બર | |
|---|---|---|---|---|
| કેવલી— | ગૌતમ | ૧૨ વર્ષ | | |
| | સુધર્મા | ,, ,, | સુધર્મસ્વામી | ૨૦ વર્ષ |
| | જમ્બૂ | ૩૮ ,, | જમ્બૂસ્વામી | ૪૪ ,, |
| શ્રુતકેવલી— | વિષ્ણુ | ૧૪ ,, | પ્રભવસ્વામી | ૧૧ ,, |
| | નન્દિમિત્ર | ૧૬ ,, | શય્યમ્ભવસૂરિ | ૨૩ ,, |
| | અપરાજિત | ૨૨ ,, | યશોભદ્રસૂરિ | ૫૦ ,, |
| | ગોવર્ધન | ૧૯ ,, | સમ્ભૂતિવિજયસૂરિ | ૮ ,, |
| | ભદ્રબાહુ | ૨૯ ,, | ભદ્રબાહુસ્વામી | ૧૪ ,, |
| | | ૧૬૨ વર્ષ | | ૧૭૦ વર્ષ |

૧ જુઓ H C L J ( પૃ. ૭૪–૫ ). ૨ સમ્પૂર્ણ શ્રુતના ધારક. જે જે બાબત તીર્થંકરે કહી તે સર્વે બાબતો શ્રુતકેવલી કહી શકે છે. જુઓ કપ્પનું ભાસ ( ગા. ૯૬૩, ૯૬૬ ). ૩ જુઓ ધવલા ( પુ. ૧ )ની પ્રસ્તાવનાનું પૃ. ૨૬.

આ ઉપરથી જોઇ શકાશે કે કેવલજ્ઞાનનો ઉચ્છેદ જમ્બૂસ્વામીના સિદ્ધિગમન પછી અને શ્રુતકેવલીપણાનો ઉચ્છેદ ભદ્રબાહુસ્વામીના સ્વર્ગગમન પછી થવાની બાબતમાં તો શ્વેતામ્બરો અને દિગમ્બરોની એકવાક્યતા છે. એના સમય પરત્વે મતભેદ છે ખરો, પણ શ્રુતકેવલીપણાના ઉચ્છેદના વર્ષ પરત્વે આઠનો જ તફાવત છે એટલે એ કંઇ મોટો ભેદ ન ગણાય.

**દિટ્ઠિવાયનું સ્વરૂપ ઇત્યાદિ**—શ્રુતકેવલીપણાનો નાશ એટલે બારમા અંગનો ઉચ્છેદ. આ બારમા અંગના દિટ્ઠિવાયના સ્વરૂપ પરત્વેનું દિગમ્બરોનું મન્તવ્ય શ્વેતામ્બરોથી ભિન્ન છે. ગોમ્મટસાર ( ગા. ૩૬૧–૨ )માં કહ્યા મુજબ દિટ્ઠિવાયના ( ૧ ) પરિકમ્મ, ( ૨ ) સુત્ત, ( ૩ ) પઢમાણુજોગ, ( ૪ ) પુવ્વ( ગત ) અને ( ૫ ) ચૂલિયા એમ પાંચ ભેદ છે. વિશેષમાં અહીં પરિકમ્મના [1]ચંદપણ્ણત્તિ, [2]રવિ( સૂર )પણ્ણત્તિ, [3]જંબુદીવપણ્ણત્તિ, [4]દીવસમુદ્દપણ્ણત્તિ અને [5]વિયાહપણ્ણત્તિ એમ પેટાભેદ અને ચૂલિયાના પણ જલગય, થલગય, માયાગય, આગાસગય અને રૂવગય એમ પાંચ પેટાભેદ ગણાવાયા છે. પુવ્વગયના ચૌદ પેટાભેદ છે અને એ દરેકને ' પુવ્વ ' કહે છે. આ તમામનું સ્વરૂપ અને પ્રત્યેકની પદસંખ્યા ગોમ્મટસારની અંગ્રેજી પ્રસ્તાવના ( પૃ. ૧૨–૨૦ )માં અપાઇ છે. છક્ખંડાગમ જે ' ધવલા ' ટીકા સહિત છપાયેલ છે તેના બીજા ભાગમાં હિન્દીમાં પ્રસ્તાવના છે. એમાં પૃ. ૪૧–૬૮માં દિટ્ઠિવાયનો, શ્વેતામ્બર તેમજ દિગમ્બર ગ્રન્થોના આધારે વિસ્તૃત પરિચય અપાયો છે. બન્ને સમ્પ્રદાય દિટ્ઠિવાયના પાંચ ભેદ માને છે અને એનાં નામ પણ પ્રાયઃ એ જ ગણાવે છે. એના ક્રમમાં ભેદ છે એમ પૃ. ૪૩માં કહ્યું છે, પણ દિગમ્બરીય તરીકે ઓળખાવાતો ક્રમ કેટલાક શ્વેતામ્બર આચાર્યોએ પણ સૂચવ્યો છે ( જુઓ પૃ. ૨૦૭ ) એટલે ક્રમના સમ્બન્ધમાં બે પરમ્પરાઓ પ્રાચીન કાળથી હશે એમ કેમ ન હોય ?

પરિકમ્મની સંખ્યા તેમજ એનાં નામ તો બન્ને સમ્પ્રદાયમાં ભિન્ન ભિન્ન છે. ધવલા( ભા૦ ૧, પૃ. ૧૧૨ )માં સુત્તમાં ૮૮ અધિકાર હોવાનો

---

૧–૪ આ તો શ્વેતામ્બરોનાં ઉવંગોનાં નામ છે. ૫. આ શ્વેતામ્બરના પાંચમા અંગનું સ્મરણ કરાવે છે.

ઉલ્લેખ છે, પરન્તુ નામ તો ચારનાં જ ગણાવાયાં છે. જયધવલામાં કહ્યું છે કે આ ૮૮ અધિકારોનાં નામનો પણ હવે ઉપદેશ રહ્યો નથી. આ ૮૮ અધિકારો સુત્તના શ્વેતામ્બર મત પ્રમાણેના ૮૮ ભેદોનું સ્મરણ કરાવે છે.

ચૌદ પુવ્વનાં નામ પૈકી ફક્ત અગિયારમાના નામ પરત્વે અને [1]બારમા પુવ્વનાં પદની સંખ્યા પરત્વે ભિન્નતા છે. જેને શ્વેતામ્બરો 'અવંઝ' કહે છે એને દિગમ્બરો 'કલ્લાણવાદ' કહે છે. ૬, ૭, ૯ અને ૧૧–૧૪ એ ક્રમાંકવાળાં સાત પુવ્વનાં વત્થુની સંખ્યા પરત્વે બન્ને સમ્પ્રદાય એકમત નથી; બાકીના પુવ્વ પૂરતી તો એકવાક્યતા છે. શ્વેતામ્બર માન્યતા પ્રમાણે ચૂલિયાનો પહેલાં ચાર પુવ્વમાં સમાવેશ છે, જ્યારે દિગમ્બરો એમ માનતા નથી. ધવલા( ભા. ૨ )ની પ્રસ્તાવના ( પૃ. ૫૦ )માં આ સમ્બન્ધમાં એવો પ્રશ્ન ઊઠાવાયો છે કે જો ચૂલિયા પુવ્વમાં અન્તર્ગત છે તો પછી એનો સ્વતંત્ર વિભાગ કેમ રખાયો ?

ધવલા ( વેદનાખણ્ડના પ્રારમ્ભમાં ) પુવ્વનાં વત્થુની તેમજ વત્થુનાં પાહુડની સંખ્યા જણાવનારી ત્રણ ગાથા છે. એ ઉપરથી દરેક વત્થુમાં વીસ વીસ પાહુડ છે એમ દિગમ્બર માન્યતા જોઈ શકાય છે. જયધવલામાં કહ્યું છે કે એકેક પાહુડમાં ચોવીસ ચોવીસ અણિઓગદ્દાર (અનુયોગદ્વાર) છે. દિગમ્બર મત પ્રમાણેનાં ૩૯૦૦( [2]૧૯૫×૨૦) પાહુડમાંથી કેવળ બે પાહુડનો ઉદ્ધાર છક્ખંડાગમ અને કસાયપાહુડ (ધવલા અને જયધવલા)માં થયો છે.

છક્ખંડાગમ( ભા. ૨ )ની પ્રસ્તાવના( પૃ. ૬૦ )માં બીજા પુવ્વનાં ચૌદ વત્થુનાં નામ ગણાવાયાં છેઃ પુવ્વંત, અવરંત, ધ્રુવ, અધ્રુવ, ચયણલદ્ધી, અદ્ધુવમ, પણિધિકપ્પ, અટ્ઠ, ભૌમ્મ, વયાદિય, સવ્વટ્ઠ, કપ્પણિજ્જાણ, અતીદ–સિદ્ધબદ્ધ અને અણાગય–સિદ્ધ–બદ્ધ. ચયનલબ્ધિના ચોથા પાહુડનું નામ 'કમ્મપયડિ' છે. આ 'કમ્મપયડિ' પાહુડનું બીજું નામ 'વેયણ-

---

૧ જુઓ ધવલા( ભા. ૨ )ની પ્રસ્તાવના ( પૃ. ૫૨ ). શ્વે૦ પ્રમાણે એક કરોડ છપ્પન લાખ ને દિ૦ પ્રમાણે તેર કરોડ છે. ૨ દિગમ્બરો ૧૦, ૧૪, ૮, ૧૮, ૧૨, ૧૨, ૧૬, ૨૦, ૩૦, ૧૫, ૧૦, ૧૦, ૧૦ ને ૧૦ એમ કુલ્લે ૧૯૫ વત્થુ માને છે.

કસિણુપાહુડ ' ( વેદનકૃત્સ્નપ્રાભૃત ) છે. આ ગુણનિષ્પન્ન છે, કેમકે કર્મોના ઉદયને ' વેદન ' કહે છે અને એનું નિઃશેષ વર્ણન આમાં છે ( જુઓ ધવલા, ભા. ૧, પૃ. ૧૨૪-૧૨૫ ). આ પાહુડના ચોવીસ અધિકારના [1]નામ અને એના વિષયનો પરિચય ઉપર્યુક્ત પ્રસ્તાવના ( પૃ. ૬૧ )માં અપાયો છે.

શ્વેતામ્બરોના મત મુજબ ચૌદ પુવ્વનું જ્ઞાન લુપ્ત થતાં તેર, બાર કે અગિઆર પુવ્વના જ્ઞાનના ધારક કોઇ થયા નથી. એમની તેમજ દિગમ્બરો તરફથી દશપૂર્વીની સૂચિ નીચે મુજબ અપાય છે:—

| [2]દિગમ્બર | | [3]શ્વેતામ્બર | |
|---|---|---|---|
| વિશાખાચાર્ય | ૧૦ વર્ષ | સ્થૂલભદ્ર | ૪૫ વર્ષ |
| પ્રોષ્ઠિલ | ૧૯ ,, | આર્ય મહાગિરિસૂરિ | ૩૦ ,, |
| ક્ષત્રિય | ૧૭ ,, | ,, સુહસ્તિસૂરિ | ૪૬ ,, |
| જયસેન | ૨૧ ,, | ગુણસુન્દર | ૪૪ ,, |
| નાગસેન | ૧૮ ,, | કાલક (શ્યામાચાર્ય) | ૪૧ ,, |
| સિદ્ધાર્થ | ૧૭ ,, | સ્કન્દિલ (સાણ્ડિલ્ય) | ૩૮ ,, |
| ધૃતિષેણ | ૧૮ ,, | રેવતીમિત્ર | ૩૬ ,, |
| વિજય | ૧૩ ,, | આર્ય મંગૂ | ૨૦ ,, |
| બુદ્ધિલિંગ | ૨૦ ,, | ,, ધર્મ | ૨૪ ,, |
| દેવ | ૧૪ ,, | ભદ્રગુપ્ત | ૩૯ ,, |
| ધર્મસેન | ૧૪ (૧૬) ,, | શ્રીગુપ્ત | ૧૫ ,, |
| | | વજ્રસ્વામી | ૩૬ ,, |
| | ૧૮૧ (૧૮૩) વર્ષ | | ૪૧૪ વર્ષ |

આ ઉપરથી જણાશે કે દિગમ્બર માન્યતા પ્રમાણે ૩૪૫ (૧૮૩+

---

૧ આ નામ પૃ. ૨૧૧માં સૂચવાયેલાં નામ સાથે લગભગ તદ્દન મળતાં આવે છે. ૨ જુઓ ધવલા ( પુ. ૧ )ની પ્રસ્તાવના ( પૃ, ૨૬ ). ૩ જુઓ મેરુતુંગે વિ. સં. ૧૩૬૩ ( ? )માં રચેલી વિચારશ્રેણિ તેમજ વી. સં. જૈ. કા. (પૃ. ૬૪).

૧૬૨) વર્ષે અને શ્વેતામ્બર માન્યતા અનુસાર ૫૮૪ (૪૧૪+૧૭૦) વર્ષે દસ પુવ્વનું જ્ઞાન ધરાવનાર કોઇ રહ્યું નહિ.

શ્વેતામ્બરોના કથન મુજબ આર્યરક્ષિતસૂરિએ સમ્પૂર્ણ નવ પુવ્વ અને દસમા પુવ્વના ૨૪ જવિઅ (યવિક) સુધી અભ્યાસ કર્યો હતો.[1] એમના શિષ્યો પૈકી દુર્બલિકા પુષ્પમિત્ર નવ પુવ્વ ભણ્યા હતા, પણ અભ્યાસ ન રહેવાથી એ ભૂલી ગયા. આગળ ઉપર તો એક પુવ્વના જ્ઞાતા પણ રહ્યા નહિ. શ્વેતામ્બર માન્યતા મુજબ વીરસંવત્ ૧૦૦૦ બાદ અને દિગમ્બરોની માન્યતા અનુસાર વીરસંવત્ ૬૮૩ બાદ કોઇ પૂર્વધર કે અંગધર પણ રહ્યા નહિ. જયધવલા( ભા. ૧ )ની પ્રસ્તાવના( પૃ. ૪૯ )માં કહ્યું કે પાંચ જ [2]એકાદશાંગધારીઓ થયા છેઃ નક્ષત્ર, જસ( ય )પાલ, પાણ્ડુ, ધ્રુવસેન અને કંસાચાર્ય. આ પાંચનાં ૨૨૦ વર્ષ દર્શાવાયાં છે. એવી રીતે કેવળ આયારના--એક અંગના જાણકાર તરીકે સુભદ્ર, યશોભદ્ર, યશોબાહુ અને લોહાચાર્યનો તેમજ એમનાં વર્ષ તરીકે ૧૧૮ વર્ષનો ઉલ્લેખ અહીં કરાયો છે. આને લક્ષ્યમાં લેતાં તેમજ ગૌતમાદિ પૂર્વોક્ત ત્રણ કેવલીનાં ૬૨ વર્ષ, વિષ્ણુ વગેરે પાંચ શ્રુતકેવલીનાં ૧૦૦ વર્ષ, અને વિશાખાચાર્યાદિ અગિયાર દશપૂર્વીનાં ૧૮૩ વર્ષ લેતાં વીરસંવત્ [3]૬૮૩ બાદ કોઇ અંગધર પણ રહ્યા નહિ એમ જોઇ શકાય છે. વળી દિગમ્બરોનું એ પણ કહેવું છે કે ચૌદ અંગબાહ્ય આગમોનો પણ નાશ થયો છે. કેટલાક દિગમ્બરો કહે છે કે શ્વેતામ્બરોના તમામ આગમો ( પછી એ ૪૫ હો કે ૩૨ હો ) બનાવટી છે—એ નવા ઊભા કરેલા છે, પણ આ કથન યુક્તિયુક્ત જણાતું નથી એટલું જ નહિ, પણ દિગમ્બરોના ગ્રન્થો—આગમો આધારશૂન્ય હોવાની સામી દલીલને નોતરે છે.

**જૈન વેદ**—અંગપ્રવિષ્ટ ને અંગબાહ્ય એમ બન્ને પ્રકારના આગમોનો સર્વથા ઉચ્છેદ માનનાર દિગમ્બરોએ એને સ્થાને ' જૈન વેદ ' સંજ્ઞા આપી કેટલાક ગ્રન્થોને આગમ જેટલું મહત્ત્વ આપ્યું છે, અને એને ચાર

---

૧ જુઓ વિસેસા૦ ( ગા. ૨૫૧ ? )ની હેમચન્દ્રસૂરિકૃત ટીકા ( પત્ર ૧૦૦૩ ).
૨ અગિયાર અંગના ધારક. ૩ ૬૨+૧૦૦+૧૮૩+૨૨૦+૧૧૮.

વિભાગોમાં વિભક્ત કર્યા છે: ( ૧ ) પ્રથમાનુયોગ—રવિષેણકૃત [1]પદ્મપુરાણ, જિનસેનકૃત [2]હરિવંશપુરાણ ને જિનસેનકૃત [3]આદિપુરાણ અને ગુણભદ્રકૃત [4]ઉત્તરપુરાણ; ( ૨ ) કરણાનુયોગ—સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ અને જયધવલા; ( ૩ ) દ્રવ્યાનુયોગ—કુન્દકુન્દાચાર્યકૃત પવયણસાર, ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થ અને એની ટીકાઓ[5], તેમજ સમન્તભદ્રકૃત આપ્તમીમાંસા ને એની ટીકાઓ; ( ૪ ) ચરણાનુયોગ—[6]વટ્ટકેરિ(?૨)કૃત મૂલાચાર અને ત્રિવર્ણાચાર તેમજ સમન્તભદ્રકૃત રત્નકરણ્ડશ્રાવકાચાર.[7] વિશેષમાં છક્ખંડાગમ અને કસાયપાહુડને દિગમ્બરો આગમ જેટલું મહત્ત્વ આપે છે[8]. ધવલા( ભા. ૧, પૃ. ૧૦૮, ૧૦૯, ૧૧૪ અને ૧૨૩–૬ )માં [9]છક્ખંડાગમની જે ઉત્પત્તિ બતાવાઇ છે તે સયગની ચુણ્ણિમાં સયગની ઉત્પત્તિસૂચક પંક્તિઓનું સ્મરણ કરાવે છે.

---

## પ્રકરણ ૨૨ : આગમો સમ્બન્ધી વિવરણાત્મક સાહિત્ય

આગમોને અંગે જે પ્રાચીન વિવરણાત્મક સાહિત્ય જોવાય છે તેને આપણે નિજ્જુત્તિ, ભાસ, ચુણ્ણિ અને ટીકા એમ ચારમાં વિભક્ત કરી

---

૧ આ વિ. સં. ૭૩૪ ( ઇ. સ. ૬૭૮ )માં રચાયું છે. ૨ આ શકસંવત્ ૭૦૫માં રચાયું છે. ૩ આના છેલ્લા પાંચ સર્ગો જિનસેનના શિષ્ય ગુણભદ્રે રચ્યા છે. ૪ આ ઇ. સ. ૮૯૭માં રચાયું છે. ૫ ત૦ રા૦ વા૦ અને તત્ત્વાર્થશ્લોકવાર્તિક. ૬ વટ્ટકેરિ નામ દક્ષિણ ભારતના એ નામના કોઈ ગામ ઉપરથી પડ્યાનું જૈ. સિ. ભા. ( ભા. ૧૨, કિ. ૧, પૃ. ૩૮–૩૯ )માં સૂચવાયું છે. વિશેષમાં અહીં કહ્યું છે કે ધવલાના કર્તા વીરસેને મૂલાચારનો જ 'આચારાંગ' એ નામે ઉલ્લેખ કર્યો છે. J A ( Vol. XII, No 1 )માં વીરસેનના ગુરુ વગેરે સમ્બન્ધી માહિતી અપાઇ છે અને ત્યાં ધવલા ઇ. સ. ૭૮૦માં પૂર્ણ કરાયાનો ઉલ્લેખ છે. જૈ. સિ. ભા. ( ભા. ૧૧, કિ. ૧, પૃ. ૧૩–૧૮ )માં આ વીરસેન અને છક્ખંડાગમના કર્તાના અભિપ્રાયમાં શું ભિન્નતા છે એવો પ્રશ્ન ઊઠાવાયો છે. ૭ આમ આમાંના કેટલાક ગ્રન્થો ઇ. સ.ની આઠમી સદી જેટલા અર્વાચીન છે. ૮ જુઓ ધવલા ( પુ. ૧ )ની પ્રસ્તાવના ( પૃ. ૭૧ ) તેમજ જયધવલા ( પૃ. ૮૭ ). ૯ આમાં છ ખણ્ડ છે: ૧ જીવટ્ઠાણ ( જીવસ્થાન ). ૨ ખુદ્દાબંધ ( ક્ષુલ્લકબન્ધ ), ૩ બંધસામિત્તવિચય ( બન્ધસ્વામિત્વવિચય ), ૪ વેદણા ( વેદના ), ૫ વગ્ગણા ( વર્ગણા ) અને ૬ મહાબંધ ( મહાબન્ધ )

શકીએ. નિજ્જુત્તિ અને ભાસ એ બન્ને પાઇયમાં–જઇણ મરહટ્ઠીમાં રચાયેલી પદ્યાત્મક કૃતિઓ છે. ચુણ્ણિ વિષે પૃ. ૫૨માં વિચાર કરાયો છે એટલે અહીં તો હું એટલું જ કહીશ કે પાઇયમાં વિવરણ આપવાના વલણને બદલે સંસ્કૃતમાં એ રજૂ કરવાના વલણની આ શરૂઆત સૂચવે છે. ટીકા મુખ્યતયા સંસ્કૃતમાં ગદ્યમાં રચાયેલી કૃતિ છે.

નિજ્જુત્તિ એ કેવળ [૧]નિક્ષેપ કે પર્યાય સૂચવે છે એમ નથી, પણ એ તો જૈન [૨]તાત્ત્વિક સિદ્ધાન્તો, નૈતિક વિચારણા અને શ્રમણોના આચારને વિશદ બનાવનારી પૌરાણિક અને ઐતિહાસિક કથાઓનો સંક્ષેપમાં નિર્દેશ કરનારું અગત્યનું સાધન છે. મોઢે કરી શકાય અને આગમો મોઢેથી સમજાવતી વેળા એનો ઉપયોગ થઇ શકે એવી એની રચના છે. એમાં કેટલી યે વાર એવો સંક્ષેપમાં નિર્દેશ હોય છે કે ભાસ અને ખાસ કરીને એ પછીનાં વિવરણાત્મક સાધન વિના એનો અર્થ સમજવો મુશ્કેલ થઇ પડે છે. આથી તો કોઇ કોઈ વિદ્વાનો નિજ્જુત્તિ એ કોઇ એની પૂર્વના વિવરણનું સંક્ષિપ્ત સ્વરૂપ છે એમ માનવા પ્રેરાય છે.

પ્રાચીન ભારતવર્ષની સામાજિક પરિસ્થિતિ–આહાર, પહેરવેશ, રીત-રિવાજો, ઉજાણીઓ અને ઉત્સવો, નગરરચના, મુસાફરીની મુશીબતો, આર્થિક જીવન, ચોર વગેરેના ઉપદ્રવ, રાજબંધારણ, દુકાળ વેળાની હાડમારી, પરિવ્રાજકો અને અન્ય તાપસોના વર્તન તેમજ જૈન શ્રમણોના જીવન ઉપર પુષ્કળ અને મહત્ત્વનો પ્રકાશ પાડનારાં ભાસ તરીકે [૩]કપ્પ, વવહાર અને નિસીહનાં ભાસો (અને એની ટીકાઓ) ગણાવાય તેમ છે. એવી રીતે જૈન ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસ માટે આવસ્સય અને નિસીહની ચુણ્ણિ ખાસ મહત્ત્વની છે; બાકી એ તેમજ બીજી ચુણ્ણિઓ પણ ભાષાવિજ્ઞાનના અભ્યાસ માટે તો ઉપયોગી છે જ.

---

૧ આ તેમજ નય દ્વારા જૈન દર્શનની ભૂમિકા સુદૃઢ બનાવાઈ છે. ૨ બૌદ્ધ અને ચાર્વાકોને ઉદ્દેશીને દાર્શનિક ચર્ચા કરાઇ છે. ૩ સંઘદાસગણિએ કપ્પના ભાસમાં પ્રમાણ, નય અને નિક્ષેપને અંગે લખ્યું છે. વિશેષમાં એમણે શ્રમણના નિયમોની દાર્શનિક શૈલીએ ચર્ચા કરી છે.

વળી જાતકોની શૈલીનું સ્મરણ કરાવનારી પાઇય કથાઓ ચુણ્ણિમાં છે. ટીકાઓમાં આવસ્સય ને ઉત્તરજ્ઝયણની, કપ્પ અને વવહારની તેમજ ઠાણ, વિયાહ૦ અને જંબુદ્દીવપણ્ણત્તિની ટીકા મહત્ત્વની છે, કેમકે એમાં અનેક અગત્યની પરમ્પરાઓના ઉલ્લેખ છે. મલયગિરિસૂરિકૃત ટીકાઓ એની વિશદતા અને દાર્શનિક ચર્ચાઓની વિપુલતા માટે વિખ્યાત છે.

પ્રાચીન ભારતની કથા કહેવાની કળાની અનેક ખૂબીઓ જાણવા માટે જૈન વિવરણાત્મક સાહિત્ય ઘણું [1]ઉપયોગી છે. કયા કયા આગમ ઉપર કયું કયું વિવરણાત્મક સાહિત્ય છે તેનું તે તે આગમને અંગેની વિચારણા કરતી વેળા મેં નિરૂપણ કર્યું છે અને એની એક સામટી નોંધ વગેરેને HCLJ (પૃ. ૧૭૧–૨૦૫ )માં મેં સ્થાન આપ્યું છે. આથી અહીં તો "આગમોના બાલાવબોધ" નામનો મારો લેખ જૈ. સ. પ્ર. (વ. ૧૩, અં. ૧૧ )માં છપાયાની નોંધ લેતો કેટલીક વિશિષ્ટ હકીકત રજૂ કરું છું.

પિંડનિજ્જુત્તિની વૃત્તિ( પત્ર ૧૩૯અ )માં કહ્યું છે કે 'રટ્ઠવાલ' નાટક ભજવાતાં એ જોઇને ક્ષત્રિયો દીક્ષા લેતા એથી એ નાટક બાળી નખાયું.

નિસીહ( ઉ. ૧૦ )ની ચુણ્ણિ( પત્ર ૫૫૯ )માં સીયહર( શીતગૃહ )ની, ઉ. ૧૨ ની ચુણ્ણિ( પત્ર ૮૫૪ )માં વિવાહપડલની અને ચુણ્ણિ( પત્ર ૧૨૪૪ )માં ઘોડાના શરીરમાંથી કાંટો કાઢ્યાની વાત છે. નિસીહ( ઉ. ૧૩ )ની ચુણ્ણિ( પૃ. ૮૫૬ ને પછીનાં )માં વિવિધ ધાવોનું નિરૂપણ છે અને ખાસ કરીને ખીરધાઇ( ક્ષીરધાત્રી )નું તેમજ એના દૂધની બાળક ઉપરની અસરનું નિરૂપણ છે.

વવહાર( ઉ. ૧૦ )ના ભાસ( ગા. ૪૫૦ )માં કાંચનપુરમાં રેલ આવ્યાની વાત છે. વવહાર( ઉ. ૧ )ના ભાસ( ગા. ૩૨૬, પત્ર ભા. ૩, ૧૩૨આ )માં ન્યાયાધીશને અંગે કહ્યું છે કે એ ભાંભીય, આસુરુક્ખ, માઢરના નીતિશાસ્ત્ર અને કોણ્ડિન્યની દણ્ડનીતિમાં નિષ્ણાત હતો. વવહાર( ઉ. ૩ )ના ભાસ( ગા. ૨૩૩ )માં સ્ત્રીઓને સ્વતંત્રતા ન હોય એમ મનુસ્મૃતિને મળતી વાત છે.

ઉત્તર૦ ( અ. ૮, ગા. ૧૩ ) પરની નેમિચન્દ્રસૂરિકૃત સંસ્કૃત ટીકામાં

---

૧ જુઓ H I L ( Vol. II, p. 484 ).

સ્વપ્નના અર્થ ( interpretation ) પરત્વે પાઇયમાં [૧]અવતરણો છે. આવસ્સયનિજ્જુત્તિ( ગા. ૧૦૭૧ ને પછીની )માં અઢાર જાતના કરનો ઉલ્લેખ છે. આ નિજ્જુત્તિમાં ગન્ધર્વ નાગદત્તની કથામાં ક્રોધાદિનો ચાર સર્પ તરીકે ઉલ્લેખ છે. આ નિજ્જુત્તિ( ગા. ૧૨૪૭ )માં દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક એમ પ્રતિક્રમણના પાંચ ભેદ દર્શાવાયા છે. વળી આ નિજ્જુત્તિની ૧૫૪૫મી ગાથા( પત્ર ૭૯૮અ )પરથી એ જાણી શકાય છે કે ભદ્રબાહુસ્વામીના સમયમાં પણ કાઉસ્સગ્ગ કરતી વેળા મુહપત્તિ હાથમાં રાખવાની પ્રથા હતી.

વિસેસા૦ ઉપર સ્વોપજ્ઞ ટીકા રચાયાની હકીકતના સમર્થનાર્થે હું એ વાત નોંધું છું કે આની પ્રવર્તકજીની એક હાથપોથી પુણ્યવિજયજીને પ્રાપ્ત થઇ છે એટલું જ નહિ પણ એમણે " વિશેષાવશ્યક મહાભાષ્ય સ્વોપજ્ઞ ટીકાનું અસ્તિત્વ " નામનો [૨]લેખ પણ લખ્યો છે. આમાં એમણે કહ્યું છે કે છટ્ઠા ગણધરની વક્તવ્યતા સુધીની સ્વોપજ્ઞ ટીકા રચી જિનભદ્રગણિ સ્વર્ગવાસી થયા છે, પણ સદ્ભાગ્યે એ અપૂર્ણ ટીકાને કોટ્ટાર્યવાદિગણિ મહત્તરે પૂર્ણ કરી છે.

---

૧ આ ઉપરથી આ વિષયનો કોઈ પાઇય ગ્રન્થ હશે એમ લાગે છે. જગદેવ-કૃત સ્વપ્નચિન્તામણિ સાથે અવતરણો મેળવવાં જેવાં જણાય છે. ૨ આ લેખ "શ્રીઆત્માનંદ પ્રકાશ" ( પુ. ૪૫, અં. ૮, પૃ. ૧૪૨–૭ )માં છપાયો છે. આમાં સ્વોપજ્ઞ ટીકાની શરૂઆતની દરેક પંક્તિ અપાઇ છે. વિશેષમાં આ ટીકાના અનુસન્ધાનનો પ્રારમ્ભિક ભાગ પણ અપાયો છે કે જેમાં કોટ્ટાર્યવાદિગણિ પોતે આ અનુસન્ધાન કરે છે એવો ઉલ્લેખ છે. આ અનુસન્ધાનરૂપ ટીકામાં નમસ્કાર-નિર્યુક્તિ–ભાષ્ય વ્યાખ્યાનના અન્તમાં આ કૃતિનો ' કોટાર્યવાદિગણિ મહત્તર 'ની કૃતિ તરીકે અને સમ્પૂર્ણ ટીકાના અન્તમાં એનો ' કોટ્ટાચાર્યવાદિગણિ મહત્તર 'ની કૃતિ તરીકે ઉલ્લેખ છે. વિસેસા૦ ઉપર કોટ્યાચાર્યકૃત જે ટીકા છપાઇ છે તેમાં તેમજ મલધારી હેમચન્દ્રસૂરિકૃત ટીકામાં સ્વોપજ્ઞ ટીકામાંથી જે અવતરણો અપાયાં છે તે આ હાથપોથીમાં અક્ષરશઃ જોવાય છે. ઉપર્યુક્ત મહત્તર અને કોટ્યાચાર્ય ભિન્ન છે ને તેનાં અનેક કારણો છે એમ આ લેખમાં કહેવાયું છે. વિશેષમાં અંશતઃ આ બંનેએ રચેલી ટીકાઓનું સન્તુલન કરાયું છે. અન્તમાં "ક્ષમાશ્રમણ–મહત્તરીય ટીકા" અર્થાત્ અપૂર્ણ ને અનુસન્ધાનાત્મક ટીકા સત્વર પ્રસિદ્ધ કરાશે એવો ઉલ્લેખ કરાયો છે.

## પરિશિષ્ટ ૧ : પૂરવણી

પૃ. ૨૪. જેમ અંગાકારાદિમાં વિષય વગેરેનો નિર્દેશ છે તેમ હાલમાં ઉવંગો અને પઇણ્ણગને અંગે એ જાતનું પુસ્તક " આગમોદ્ધારક સંગ્રહઃ ભાગ ૨ " તરીકે છપાવવું શરૂ કરાયું છે.

પૃ. ૨૫. **ગીતો**—વિ. સં. ૧૫૬૩માં વિક્રમ–ખાપર–ચરિત–ચોપાઇ રચનારા ઉપાધ્યાય રાજશીલે [1]ઉત્તરાધ્યયન–ગીતો રચ્યાં છે. બ્રહ્મવિનયદેવસૂરિએ પણ [2]ઉત્તરાધ્યયન–ગીતો રચ્યાં છે. વળી શિવનિધાનના શિષ્ય માનસિંહ ઉર્ફે માનચંદે પણ વિ. સં. ૧૬૭૫માં [3]ઉત્તરાધ્યયન–ગીતો રચ્યાં છે. આ ઉપરાન્ત રાજહર્ષના શિષ્ય રાજલાભે અઢારમી સદીમાં [4]ઉત્તરાધ્યયન–ગીતો રચ્યાં છે. જિનભદ્રસૂરિની શાખામાં થયેલા જયરંગ–જેતસીએ વિ. સ. ૧૭૦૭માં દશવૈકાલિક–ગીત નામની પદ્યાત્મક રચના કરી છે. એવી રીતે જિનહર્ષે દસવેયાલિયનાં દસ અજ્ઝયણોને ઉદ્દેશીને પંદર ઢાળમાં વિ. સં. ૧૭૩૭માં [5]દશવૈકાલિક–ગીત રચ્યું છે.

પૃ. ૨૯. **લેખ**—ડૉ. બી. સી. લૉના Jaina Canonical Sūtras નામના લેખના પાંચ હપતા " The Indian Culture "ના પુ. ૧૨, અં. ૪ અને પુ. ૧૩, અં. ૧–૪[6] માં અનુક્રમે છપાયા છે. આ પૈકી છેલ્લો હપતો નાહ જેવા ફેરફારપૂર્વક J A ( Vol. XIII, No. 2, pp. 37–43 )માં છપાયો છે. J A ( Vol. XI, No. 2; Vol. XII, No. 1 )માં પ્રો. જગદીશચન્દ્ર જૈનનો " The Jaina

૧ એના પ્રારમ્ભની અને અન્તની થોડીક કડી જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૫૪૧–૨ )માં અપાઇ છે. ૨ આની એક હાથપોથી વિ. સં. ૧૫૯૯માં લખાઇ છે. એની શરૂઆતની ચાર લીટી પૃ. ૬૦૭માં અપાઇ છે. ૩ આની શરૂઆતની પાંચ કડી ને અન્તની દસ કડી પૃ. ૯૯૫–૬માં અપાઈ છે. ૪ આની પહેલી અને ૨૧મી કડી જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૨, પૃ. ૧૨૩૨ )માં અપાઈ છે. ૫ આની આદ્ય કડી તેમજ છેવટની ઢાલની ચાર કડી જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૨, પૃ. ૧૧૪૯ )માં અપાઈ છે. ૬ ત્રીજા અંકમાં અંતગડદસા, અણુત્તરોવવાઇયદસા અને દસવેયાલિય વિષે અને ચોથામાં વિયાહપણ્ણત્તિ વિષે ઊહાપોહ છે.

Canons and their place in the study of Ancient Indian Culture " નામનો લેખ છપાયો છે.

પૃ. ૭૬. ઠાણ (ઠા. ૧૦; સુ. ૭૩૫)માં કૃષ્ણ વાસુદેવ ત્રીજી નરકમાં ઉત્પન્ન થયાનો ઉલ્લેખ છે.

પૃ. ૮૧. વિયાહ૦ (સ. ૧૧, ઉ. ૧૧; સુ. ૪૨૯)માં ઠિતિવડિયા (સ્થિતિપતિતા), ચન્દ્ર અને સૂર્યનાં દર્શન કરાવવાં, જાગરણ કરવું, નામકરણ, [1]પરંગામણ અર્થાત્ ભૂમિ પર ખસવું (ઘુંટણિયાં તાણવાં), પયચંકામણ (પગે ચાલવું), જમાડવું, કોળિયા વધારવા (પિણ્ડવર્ધન), પજ્જપાવણ (અર્થાત્ અસ્પષ્ટ અક્ષરોનું ઉચ્ચારણ), કાન વીંધવા, સંવચ્છરપડિલેહણ અર્થાત્ વર્ષગાંઠ કરવી, ચૂડાધરણ અને ઉપનયન (કળા ગ્રહણ કરાવવી) આમ વિવિધ બાબતો મહાબલ કુમારને અંગે કહેવાઇ છે.

પૃ. ૧૦૫. અ. ૮, સુ. ૩માં 'અમારિ'ના અર્થમાં 'અમાઘાય' શબ્દ વપરાયો છે. "જૈન"ના તા. ૨૯–૮–૪૮ના અંક (પર્યુષણાંક)માં "અમારિ અને એની પ્રસિદ્ધિ" નામના લેખમાં મેં આ વિષે વિસ્તારથી વિચાર કર્યો છે.

પૃ. ૧૧૬. વિવાગસુય (સુય૦ ૧, અ૦૩)માં ચોરપલ્લીનું વર્ણન છે.

પૃ. ૧૩૨. હેર કોહ્લ (Herr Kohl) દ્વારા સૂરપણ્ણત્તિનું સમ્પાદન થયું છે. એનું નામ "Die Sūryaprajñapti" રખાયું છે. એમાં મૂળ અપાયું છે. સમ્પાદકે આ આગમનો ચંદપણ્ણત્તિ અને જંબુદ્દીવપણ્ણત્તિ સાથે સમ્બન્ધ દર્શાવ્યો છે. વિશેષમાં એમણે કહ્યું છે કે આ ત્રણે પણ્ણત્તિઓનું મૂળ કોઇ ગાથાબદ્ધ કૃતિ હોવી જોઇએ.[2]

પૃ. ૧૩૨. મલધારી શ્રીચન્દ્રસૂરિની સંગ્રહણી ઉપર એમના શિષ્ય

---

૧ L I A (પૃ. ૧૫૧)માં આનો અર્થ babbling કરાયો છે, જ્યારે મેં જે ઉપર અર્થ આપ્યો છે એ અભયદેવસૂરિની વૃત્તિ(પત્ર ૫૪૫આ.)ને આભારી છે. ૨ જુઓ JA (Vol. IX, No. 11, p. 49).

દેવભદ્રસૂરિએ જે વૃત્તિ રચી છે તેમાં સૂરપણ્ણત્તિનિજ્જુત્તિમાંથી ઉતારા અપાયાનો ઉલ્લેખ જૈ. સા. સં. ઇ. ( પૃ. ૨૫૪ )માં છે.

પૃ. ૧૪૭. મહાનિસીહ ( અ. ૬, ગા. ૧૫૪–૨૦૧ )માં ગોશાલકના [1]પૂર્વ ભવોનો અધિકાર છે.

પૃ. ૧૪૭. મહાનિસીહ( શુબ્રિંગ, પૃ. ૩૦ )માં એવી વાત છે કે એક રાજાની વિધવા થયેલી પુત્રી પોતાના કુટુમ્બને નિન્દા ( blasphemy )થી બચાવવા માટે ' સતી ' થવા ઇચ્છતી હતી, પણ એવી પ્રથા નહિ હોવાથી રાજાએ એને એમ કરતાં અટકાવી. રાજા અપુત્ર મરણ પામતાં એને ગાદીએ બેસાડાઇ. જુઓ L A I (પૃ. ૫૨).

પૃ. ૧૫૦. જૈન શાસ્ત્રમાલા કાર્યાલય, લાહોર તરફથી દસા૦, ઉત્તર૦ વગેરે આગમો સંસ્કૃત છાયા, હિન્દી શબ્દાર્થ ને મૂલાર્થ સહિત છપાયા છે.[2] સ્થાનકવાસી આત્મારામજીએ દસા૦નો અનુવાદ કર્યો છે. આ આવૃત્તિમાં દસા૦ ઉપરની [3]મતિકીર્તિએ રચેલી ટીકામાંથી અવતરણ અપાયાં છે.

પૃ. ૧૫૧. બૃહત્કલ્પ( ભા. ૧ )ની પ્રસ્તાવના( પૃ. ૧૪ )માં રાજકુમારને અંગે આનન્દસાગરસૂરિજીએ અમુક વિધાન કર્યાનો ઉલ્લેખ છે. એ સમ્બન્ધમાં " શ્રીસિદ્ધચક્ર "( વ. ૨, અં. ૨૦, પૃ. ૪૭૮ )માં નીચે મુજબ સમાલોચના છપાઈ છે:—

" શૈક્ષ( નવદીક્ષિત )ને સાધ્વીના ઉપાશ્રયે સંતાડવાના પ્રસંગને સમજવાવાળાએ पच्छायणा य सेहे એ ૧–૪–૧૪૦મી દ્વારગાથાનું પદ

---

૧ જિનેશ્વરસૂરિએ પાઇયમાં કહાકોસ રચ્યો છે. એના ઉપર સંસ્કૃતમાં વૃત્તિ છે. આની ૩૯૭ ક્રમાંકવાળી જૈનાનન્દ પુસ્તકાલયની હાથપોથીમાં ૨૭મા પત્ર પછી ૧, ૨ એમ જે પત્રાંક છે તેમાં પત્ર ૯અ–આમાં મનોરહકહા( મનોરથકથા )માં ગોશાલકના ૧૯ પૂર્વ ભવોનો ઉલ્લેખ છે. ત્રિષષ્ટિ૦ ( પ. ૧૦, સ. ૮, શ્લો૦ ૫૧૩–૫૪૧ )માં પણ ગોશાલકના પૂર્વ ભવોનો નિર્દેશ છે. ૨ જુઓ JA ( Vol. IX, No. II, p. 53 ). ૩ આ મતિકીર્તિ તે ગુણવિજ(?ન)ય હોવા જોઇએ એવો જૈ. સ. પ્ર. ( વ. ૧૩, અં. ૯, પૃ. ૧૯૯)માં ઉલ્લેખ છે.

તથા आपुच्छति आयरिए संमत्ते अप्पमत्ते य એ ૧-૪-૧૮૧મી ગાથાનો ભાગ તેમજ ततिओ ए संजमट्टी आयरिए पणमिऊणं तिविहेण मेलण्णा नियडीए अज्जाणमुवस्सयमतीति એ ૧-૪-૧૮૩મી ગાથા વિચારવી કે જેથી સ્પષ્ટ થશે કે મુખ્યતાએ નવદીક્ષિતને જ સંતાડવાનો અધિકાર છે અને રાજપુત્રોની હકીકત માત્ર સંભવ જણાવવા ઉપલક્ષણ તરીકે છે, પણ નિયમ તરીકે નથી. તેમાં પણ મુખ્ય મુદ્દો સંયમની રક્ષાનો જ છે. ”

પૃ. ૧૫૨. કપ્પના જર્મન તેમજ ગુજરાતી અનુવાદ થયા છે.[૧]

પૃ. ૧૫૪. **આવસ્સયનું કર્તૃત્વ ઇત્યાદિ**—આવસ્સયના કર્તા કોણ અને એની રચના ક્યારે થઇ ? આ પ્રશ્નના ઉત્તર “ નવકારમંત્ર યા પંચ પરમેષ્ઠી અને આવશ્યક કે પ્રતિક્રમણનું રહસ્ય ” નામની પુસ્તિકામાં સુખલાલજીએ અનેક સ્થળે આપેલા છે. જેમકે ( ૧ ) “ સંપૂર્ણ આવશ્યક-શ્રુતસ્કન્ધ એ ગણધરકૃત નથી, પણ ગણધરભિન્ન અન્ય પ્રાચીન અને પ્રતિષ્ઠિત શ્રુતસ્થવિરકૃત છે ( પૃ. ૩૬ ). ( ૨ ) “ ઉપલબ્ધ સંપૂર્ણ આવશ્યકશ્રુતસ્કંધ ગણધરકૃત નથી. આથી કોઈ અમુક સૂત્ર ગણધરકૃત હોય એમ માનવામાં કશો જ બાધ નથી અને તેથી જ શ્રીહરિભદ્રસૂરિના ‘ ઇરિયાવહિયસૂત્ર [૨]ગણધરકથિત છે એ મતલબના ’ ઉલ્લેખને પણ ઘટાવી શકાય તેમ છે ” ( પૃ. ૫૪ ). ( ૩ ) “ આવસ્યકસૂત્ર ઇ. સ. પૂર્વે પાંચમા સૈકાથી માંડી ઇ. સ. પૂર્વેના ચોથા સૈકાની પહેલી પચીસી સુધીમાં ક્યારેક રચાયેલું હોવું જોઇએ ” ( પૃ. ૮૨-૩ ). ( ૪ ) “ આવશ્યક સૂત્રનો રચનાકાળ વહેલામાં વહેલો ઇ. સ. પૂર્વના છઠ્ઠા સૈકાની છેલ્લી પચ્ચીશી માની શકાય અને આમ તેના કર્તા રૂપે તીર્થંકર, ગણધરના સમકાલીન કોઇ સ્થવિર માની શકાય ” ( પૃ. ૮૬ ). ( ૫ ) “ જો કે ‘ आयरिय उवज्झाए, पुक्खरवरदीवड्ढे, सिद्धाणं बुद्धाणं ’ આદિ

૧ જુઓ. DCJM (Vol. XVII, pt. 2, p. 225). ૨ H C L J ( પૃ. ૭૦ )માં મેં સૂચવ્યું છે કે મહાવીરસ્વામીએ છદ્મસ્થ અવસ્થામાં ઈર્યા-પથિકી ક્રિયા કરી હતી તો એને અંગે કોઈ સુત્ત તેઓ બોલ્યા હશે.

મૌલિક ( સૂત્રો ) નથી તો પણ પ્રાચીન તો છે જ; કેમકે તેનો ઉલ્લેખ કરી શ્રીહરિભદ્રસૂરિએ તેની વ્યાખ્યા કરી છે." ( પૃ. ૮૮ ).

હારિભદ્રીય વૃત્તિ( પત્ર ૭૯૦આ )માં આવશ્યક ક્રિયાની વિધિ દર્શાવાઈ છે. એ જ વિધિ શ્વેતામ્બર મૂર્તિપૂજક સમ્પ્રદાયમાં ચાલી આવે છે, જ્યારે સ્થાનકવાસી સમ્પ્રદાયમાં તેમ નથી ( જુઓ પૃ. ૫૮ ). અન્ય વિધિનું સૂચન પત્ર ૭૯૩આમાં કરાયું છે. આ સમ્બન્ધમાં આવસ્સયભાસની ૨૩૩મી ગાથા ( પત્ર ૭૯૪આ ) પણ જોવી ઘટે.

જે સુત્તના દરેક શબ્દની કે કેટલાએક શબ્દોની સુત્તફાસિય ( સૂત્ર-સ્પર્શિક ) નિજ્જુત્તિ–આવસ્સયનિજ્જુત્તિ છે તે સુત્ત ઉપલબ્ધ આવસ્સયનાં અંગરૂપ છે–મૌલિક છે. જે સુત્ત ઉપર ઉપર્યુક્ત પ્રકારની નિજ્જુત્તિ નથી, પણ જેનો અર્થ સામાન્યપણે નિજ્જુત્તિમાં વર્ણવાયો છે તે પણ મૌલિક સુત્ત છે. જે સુત્તને લક્ષ્યમાં રાખીને નિજ્જુત્તિકારે કથન કર્યું છે તે પણ મૌલિક સુત્ત છે, પછી ભલેને હરિભદ્રસૂરિએ એવા સુત્તના પ્રારમ્ભમાં सूत्रकार आह, तच्चेदं सूत्रम् જેવો ઉલ્લેખ ન પણ કર્યો હોય.[1] દા. ત. 'तत्थ समणोवासओ, थूलगपाणाइवायं समणोवासओ पच्चक्खाइ' ઇત્યાદિ. અર્થાત્ સમ્યક્ત્વ, શ્રાવકનાં બાર વ્રતો અને સંલેખના સમ્બન્ધી [2]સુત્તો પણ મૌલિક છે.

"શ્રીસિદ્ધચક્ર"( વ. ૪, અં. ૮, પૃ. ૧૭૪–૬ )માં "આવશ્યકના કર્તા ગણધર ભગવાન્ કે સ્થવિર મહારાજ? આવશ્યકસૂત્રનો પલટો થયો છે કે મૂળ રૂપ જ છે?" એ નામનો લેખ છપાયો છે. એના પૃ. ૧૭૪માં એવો ઉલ્લેખ છે કે [3]અણુઓગદ્દારમાં એમ કહ્યું છે કે ગણધરોને આવસ્સયના અર્થનો અનંતરાગમ હોય અને આવસ્સયસુત્તનો આત્માગમ હોય. પૃ. ૧૭૫માં કહ્યું છે કે "ગણધર મહારાજાઓએ જે કહેલું હોય તે

---

૧ આ પ્રમાણેની પરીક્ષણવિધિ પ્રમાણેનાં સુત્તની નોંધ સુખલાલજીએ લીધી છે ( જુઓ પૃ. ૮૭ ). ૨ આને આધારે 'વંદિત્તુ' સૂત્ર રચાયું છે એમ સુખલાલજીએ કહ્યું છે ( જુઓ પૃ. ૮૭ ). ૩ જુઓ સુત્ત. ૧૪૪ ( પત્ર ૨૧૯અ ).

બધું અંગપ્રવિષ્ટ હોય એ માન્યતા ભૂલભરેલી છે, પણ અંગપ્રવિષ્ટ શાસ્ત્ર ગણધરનાં જ કરેલાં હોય એ માન્યતા વ્યાજબી છે, અર્થાત્ અંગબાહ્ય શ્રુત ગણધર કે અન્ય સ્થવિરકૃત હોય તેમાં અડચણ નથી." પૃ. ૧૭૬માં ઇરિયાવહિય સુત્તને મહાવીરસ્વામી કેવલી થયા તે પૂર્વેનું એ છે એમ કહ્યું છે. અન્તમાં પૃ. ૧૭૬માં સારાંશ નીચે મુજબ અપાયેલો છેઃ—

"( ૧ ) આવશ્યકસૂત્ર જે વર્તમાનમાં છે તે અસલથી છે.

( ૨ ) આ આવશ્યકસૂત્રનું કથન અર્થ થકી ભગવાન મહાવીર મહારાજે કરેલું છે અને સૂત્ર થકી રચના તેની ગણધર મહારાજે જ કરેલી છે.

( ૩ ) તીર્થસ્થાપનાને દિવસેજ આવશ્યક સૂત્રની રચના થએલી છે.

( ૪ ) અંગપ્રવિષ્ટ નહિ છતાં પણ આવશ્યકસૂત્રની રચના ગણધરોએજ કરેલી છે."

પ્રખર વક્તા મુનિ રામવિજયજી( વિજયરામચન્દ્રસૂરિજી )એ "સનાતન સત્યનો સાક્ષાત્કાર" એ નામના પુસ્તિકારૂપે લખેલા [1]લેખમાં ( પૃ. ૧-૬૭ )માં, સુખલાલજીએ પંચપ્રતિક્રમણની પ્રસ્તાવનામાં ઉપસ્થિત કરેલા પ્રશ્ન "આવશ્યકસૂત્રના કર્તા કોણ"નો ઉત્તર વિસ્તારથી સૂચવ્યો છે.

આવસ્સયના કર્તૃત્વ અંગે H C L J( પૃ. ૧૫૮ )માં મેં નોંધ લીધી છે અને સેનપ્રશ્ન( પત્ર ૨૦અ અને ૫૧અ-આ )માંથી અવતરણ આપી ષડાવશ્યકસૂત્ર ગણધરકૃત છે એવું સેનપ્રશ્નકારનું મન્તવ્ય નોંધ્યું છે કે જે બાબત હું સુખલાલજીનું સાદર ધ્યાન ખેંચું છું.

**'ણમોકાર' ( નમસ્કાર ) મન્ત્ર**—વૈદિક હિન્દુઓમાં જે સ્થાન [2]ગાયત્રીનું છે અને બૌદ્ધોમાં 'તિસરણમન્ત્ર'નું જે હતું તેવું મહત્ત્વનું અને પ્રસિદ્ધ સ્થાન જૈનોના ત્રણે ફિરકાઓમાં [3]નવકાર મન્ત્રનું છે.

---

૧ આ લેખ શ્રી વીર સમાજ, અમદાવાદથી ઈ. સ. ૧૯૨૯માં છપાયો છે. ૨ આ મન્ત્ર તેમજ એનું જૈન, નૈયાયિક, વૈશેષિક, વૈષ્ણવ, બૌદ્ધ અને જૈમિનીય સમ્પ્રદાય પ્રમાણેનું ઉપાધ્યાય શુભતિલકે રચેલું વ્યાખ્યાન મેં સમ્પાદિત કરેલી અનેકાર્થરત્નમંજૂષા( પૃ. ૭૧-૮૨ )માં છપાયેલ છે. ૩ આના 'નમો અરિહંતાણં' એ પદના ૧૧૦ અર્થ અ૦ ૨૦ મં૦માં ( પૃ. ૧૦૩-૧૧૮ )માં છપાયા છે.

આ મન્ત્રનાં નવ પદ છે. તેમાં પહેલાં પાંચમાં તીર્થંકર, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુને નમસ્કાર કરાયો છે. એથી એનું નવકાર, નમુક્કાર ને નમોક્કાર ( નમસ્કાર ) એ નામ સાર્થક ઠરે છે. બાકીનાં ચાર પદોમાં આ પાંચ પરમેષ્ઠીઓને કરાયેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરે છે અને એ સર્વ મંગલોમાં પ્રથમ કોટિના મંગલરૂપ છે એ વાત કહી છે. છેલ્લાં ચાર પદ ' ચૂલિકા ' ગણાય છે અને એ પહેલાં પાંચ પછીથી ઉમેરાયેલાં છે એમ કેટલાક માને છે. દિગમ્બરો છેલ્લા–નવમા પદમાં ' હવઇ ' ને બદલે ' હોઇ ' પાઠ બોલે છે. દિગમ્બરોના છક્ખંડાગમના પ્રથમ ખણ્ડ ' જીવટ્ઠાણ 'ના પ્રારમ્ભમાં આ નવકારમન્ત્રનાં પહેલાં પાંચ પદ જોવાય છે. આના ઉપરની ધવલા નામની ટીકામાં એના કર્તા વીરસેન એમ કહે છે કે આ સુપ્રસિદ્ધ પાંચ પદરૂપ ણમોકાર ( નવકાર ) મન્ત્રના આદિ કર્તા આચાર્ય [1]પુષ્પદન્ત છે. વિશેષમાં આ વીરસેને આ મન્ત્રને મંગલસૂત્ર ગણી ' તાલપ્રલમ્બ ' સૂત્રની પેઠે દેશામર્ષક દર્શાવી મંગલ, નિમિત્ત, હેતુ, પરિમાણ, નામ અને કર્તા એ છનો પ્રરૂપક સિદ્ધ કર્યો છે.[2] આ તો દિગમ્બર માન્યતાની વાત થઈ. શ્વેતામ્બરો ' નવકાર મન્ત્ર 'ને પંચ-મંગલ–સુયક્ખંધ ( પંચમંગલશ્રુતસ્કન્ધ ) કહે છે. પહેલાં તો આ સ્વતન્ત્ર કૃતિ ગણાતી હતી, અને એના ઉપર નિજ્જુત્તિ, ભાસ અને ચુણ્ણિ હતાં. કાલાન્તરે આ નિજ્જુત્તિ ઇત્યાદિ નાશ પામ્યાં. વખત જતાં મહર્દ્ધિશાળી અને [3]પદાનુસારી [4]વઇરસામી ( વજ્રસ્વામી ) નામના દ્વાદશાંગશ્રુતધર

---

૧ પ્રેમી૰ ગ્રંથ( પૃ. ૪૪૬ )માં કહ્યું છે કે ષટ્ખંડાગમના કર્તા પુષ્પદન્ત–ભૂતબલિ આચાર્ય છે અને એઓ વિક્રમની બીજી ત્રીજી સદીમાં થયા છે. ૨ જુઓ છક્ખંડાગમ ( ભા. ૨ )ની પ્રસ્તાવના ( પૃ. ૩૩–૫ ). ૩ ' પદાનુસારિત્વ ' એ એક પ્રકારની બુદ્ધિની વિશેષતા છે. ત૰ રા૰ વા૰ ( પૃ. ૧૪૩ )માં પદાનુ-સારિત્વનો અને પ્રજ્ઞાશ્રમણત્વનો બુદ્ધિની ૧૮ ઋદ્ધિ ગણાવતાં બે ઋદ્ધિ તરીકે ઉલ્લેખ કરાયો છે. ૪ વીરસંવત્ ૪૯૬માં જન્મેલા અને વીરસંવત્ ૫૮૪માં સ્વર્ગે સંચરેલા આ આચાર્ય તે જ તિલોયપણ્ણત્તિમાં ' પ્રજ્ઞાશ્રમણોમાં અન્તિમ વઈરજસ ' તરીકે ઓળખાવેલા આચાર્ય હોય તો નવાઈ નહિ એમ છક્ખંડાગમ( ભા. ૨ )ની પ્રસ્તાવના( પૃ. ૩૯ )માં કહ્યું છે.

ઉત્પન્ન થયા. તેમણે આ પંચમંગલસુયક્ખંધનો ઉદ્ધાર [1]મૂલસુત્તમાં લખ્યો. એ મૂલસુત્તની પ્રરૂપણા તો સૂત્રથી ગણધરોએ અને અર્થથી અરિહંત ભગવાન ધર્મતીર્થંકર ત્રિલોકપૂજ્ય વીરજિનેશ્વરે કરી છે. આમ વૃદ્ધ સમ્પ્રદાય છે. મહાનિસીહમાંના આ મતલબના [2]ઉલ્લેખનો સમય મોડામાં મોડો હરિભદ્રસૂરિનો સમય જેટલો ગણાય. આ વૃદ્ધ સમ્પ્રદાય છે એટલે આ માન્યતાને સાચી ગણતાં પંચમંગલસુયક્ખંધની ઉત્પત્તિ વજ્રસ્વામી જેટલી તો પ્રાચીન ગણાય જ. આનાં પહેલાં પાંચ પદો વિયાહ૦ના આદ્ય સૂત્રરૂપે જોવાય છે ( જુઓ પૃ: ૮૧ ) એટલું જ નહિ પણ એ [3]પાંચે પદો ઉપર અભયદેવસુરિએ વ્યાખ્યા પણ કરી છે. આવસ્સયનિજ્જુત્તિમાંની [4]નમુક્કાર–નિજ્જુત્તિમાં અરિહંત વગેરે પાંચે પરમેષ્ઠીઓની વ્યાખ્યા અપાઇ

---

૧ આ મૂલસૂત્ત તે ઉપલબ્ધ આગમો જોતાં ' આવસ્સય ' છે, કેમકે એની નિજ્જુત્તિ ' નવકારમન્ત્ર 'નાં પાંચ પદોને સમજાવે છે. હિન્દી પંચ પ્રતિક્રમણમાંના સુખલાલજીના બે નિબન્ધો ગુજરાતીમાં ' નવકારમંત્ર યા પંચપરમેષ્ઠી અને આવશ્યક કે પ્રતિક્રમણનું રહસ્ય ' એ નામથી વિ. સં. ૧૯૮૩ માં સુઘોષાની ભેટ તરીકે છપાયા છે. એમાં ' આવશ્યકના કર્તા સંબંધી મારા વિચારોનું પુનરાવર્તન ' સુખલાલજીએ લખેલું તે પણ છપાયું છે. પરિશિષ્ટ તરીકે બૌદ્ધ ધર્મના નિત્ય પાઠમાંથી, વૈદિક સન્ધ્યામાંથી અને પારસીઓના ' ખોરદેહ અવસ્તામાંથી પાઠો આપી તેની જૈન શાસ્ત્રના પાઠ સાથે તુલના કરાઇ છે. અહીં પૃ. ૯૧ માં વિસેસા૦ના ટીકાકાર કોટ્યાચાર્યને આયાર ને સૂયગડના ટીકાકાર શીલાંકસૂરિથી અભિન્ન ગણ્યા છે તે ભૂલ છે.

૨ જુઓ H C L J ( પૃ. ૮૦ ). ૩ છક્ખંડાગમ ( ભા. ૨ )ની પ્રસ્તાવના( પૃ. ૪૧ )માં કહ્યું છે કે ભગવતીસૂત્રમાં પાંચમા પદને સ્થાને ' णमो बंभीए लिवीए ' એવું પદ અપાયું છે. આ૦ સ૦ દ્વારા મુદ્રિત આવૃત્તિમાં તો આમ નથી. અહીં તો પાંચે પદ પ્રથમ સૂત્રરૂપે અપાયાં છે અને ' णमो बंभीए लिवीए ' તે બીજા સુત્ત તરીકે રજૂ કરાયું છે. બાકી અભિધાનરાજેન્દ્ર ( પૃ. ૧૮૩૫ )માં વિયાહ૦માંનું અપૂર્ણ અવતરણ અપાયું છે. એમાં ' नमो लोए सव्वसाहूणं ' પાઠ રહી ગયો છે. મૂળ કૃતિ જોઇ હતે તો આ ભૂલ થાત નહિ.

૪ વિસેસા૦ની ગા. ૫માં પંચનમુક્કારોનો ને ૧૧ મીમાં નમોક્કારનો ઉલ્લેખ છે.

છે. આ ઉપરથી આવસ્સયનું એક અંગ તે પાંચ પદો પૂરતો તો પંચ-મંગલસુયક્ખંધ છે એમ નિજ્જુત્તિકારના સમયમાં તો મનાતું એ વાત ફલિત થાય છે. વિશેષમાં પત્ર ૪૦૭આમાં અપાયેલી નિજ્જુત્તિની ૯૨૬મી ગાથામાં નવકાર મન્ત્રનાં છેલ્લાં ત્રણ પદો નજરે પડે છે. આ રહી એ ગાથાઃ—

" अरिहंतनमोक्कारो सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं ॥ ९२६ ॥ "

એવી રીતે ગા૦ ૯૯૨માં સિદ્ધને નમસ્કાર કરવાનો પ્રભાવ સૂચવી બીજું મંગલ કહ્યું છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ માટે આવા વિધાનની ભલામણ કરાઈ છે. ( જુઓ પત્ર ૪૪૮આ, ૪૪૯આ અને ૪૫૦અ ). આમ પાંચ મંગલરૂપ પાંચ નમસ્કારનો નિર્દેશ છે.

કલિંગ નરેશ ખારવેલના હાથીગુફામાંના શિલાલેખમાં "णमो अरिहंताणं । णमो सव्वसिधाणं ।" એવો ઉલ્લેખ છે. આ ખારવેલનો સમય ઇ. સ. પૂર્વે ૧૭૦ની આસપાસનો મનાય છે. આ ઉપરથી પુષ્પદન્તને પંચ-મંગલસુયક્ખંધના કર્તા માનતાં અચકાવું પડે અને મહાનિસીહમાં સૂચવ્યા મુજબ અર્થથી એના કર્તા તીર્થંકર છે અને સૂત્રથી ગણધર છે એ વાત સ્વીકારાય તો તો પછી ધવલાકારની વાત ટકી જ ન શકે. અભિધાન-રાજેન્દ્ર ( પૃ ૧૮૩૫ )માં નમસ્કારપાઠને ' અનાર્ષ ' કહેનારને ' પાપી ' વગેરે ઇલ્કાબ અપાયા છે.

પૃ. ૧૬૯. પિંડનિજ્જુત્તિ ( ગા. ૫૦૯ ) મનુસ્મૃતિ ( અ. ૯, શ્લો. ૮૮ )નું સ્મરણ કરાવે છે, કેમકે એમાં ઋતુધર્મ પ્રાપ્ત થાય તે પૂર્વે કન્યાને પરણાવવાની વાત છે. પિંડનિજ્જુત્તિ( ગા. ૪૭૪-૪૮૦ )માં ' રટ્ઠવાલ ' નાટક ભજવાયાની વાત છે. જુઓ પૃ. ૨૨૪.

પૃ. ૧૭૮ ને ૧૮૫. દસ પઇણ્ણગ ને અવશિષ્ટ આગમો પૈકી કેટલાક ઉક્કાલિય સુય છે તો કેટલાક કાલિય છે.

પૃ. ૧૯૨. કુલમણ્ડનસૂરિએ વિ. સં. ૧૪૭૩( રામાબ્ધિશક )માં રચેલા વિચારામૃતસંગ્રહ( પત્ર ૯આ )માં " योनिप्राभृतं पूर्वश्रुतगतं " એવા ઉલ્લેખ-પૂર્વક નીચે મુજબની ગાથા આપી છેઃ—

" अग्गेणिपुव्वनिग्गयपाहुडसत्थस्स मज्झयारंमि ।
किंचि उद्देसदेसं धरसेणो वज्जियं भणइ ॥
गिरि'उज्जित'ठिएणं पच्छिमदेसे 'सुरट्ठ'गिरिनयरे ।
वुड्ढंतं उद्धरियं दूसमकालप्पयावंमि ॥ "

प्रथम खंडे—

अट्ठावीस सहस्सा गाहाणं जत्थ वन्निया सत्थे ।
'अग्गेणि'पुव्वमज्झे संखेवं वित्थरे मुत्तुं ॥
चतुर्थखंडप्रान्ते योनिप्राभृते ॥ "

આ ઉપરથી ત્રણ બાબતો તારવી શકાય છે: (૧) જોણિપાહુડ એ બીજા પુવ્વનો ભાગ છે. (૨) ધરસેને એનો થોડોક અંશ મેળવી લખાણ કર્યું છે. (૩) જોણિપાહુડના ઓછામાં ઓછા ચાર ખણ્ડ છે.

પૃ. ૨૨૩, ટિ. ૩. આ સંઘદાસગણિએ કપ્પના ભાસમાં અને ક્ષેમકીર્તિસૂરિએ સંસ્કૃત ટીકા (ભા. ૪, પૃ. ૧૧૪૪–૬)માં ત્રિભુવનની સમસ્ત સજીવ અને નિર્જીવ વસ્તુઓ વેચનારી અને જનરલ સ્ટોર્સ (general stores)નું સ્મરણ કરાવનારી કુત્તિયાવણ (સં. કુત્રિકાપણ ને કુત્રિજાપણ) વિષે માહિતી આપી છે. વસ્તુનું મૂલ્ય ખરીદનારના સામાજિક દરજ્જા પ્રમાણે લેવાતું. વિયાહ૦ (સ. ૯, ઉ. ૩૩)માં તેમજ નાયા-(સુય. ૧, અ. ૧)માં 'કુત્તિયાવણ' શબ્દ વપરાયો છે. આને અંગેનો એક લેખ ઇતિહાસની કેડી (પૃ. ૨૬૨–૬)માં છપાયો છે. આને લગતો મારો વિસ્તૃત લેખ હવે પછી છપાશે.

પૃ. ૨૨૪. J A (Vol. V, No. 4, pp. 133–136)માં શ્રી. પી. કે. ગોડેનો "Date of Malayagiri Sūri" નામનો લેખ છપાયો છે. એમાં મલયગિરિનો સમય ઇ. સ. ૧૧૦૦થી ઇ. સ. ૧૧૭૫નો દર્શાવાયો છે. આ તેમજ બીજી બાબતો મેં "ટીકાકાર મલયગિરિસૂરિની જીવનરેખા" નામના (અપ્રસિદ્ધ) લેખમાં વિસ્તારથી વિચારી છે.

---

# પરિશિષ્ટ ૨ : પ્રશ્નાવલી

આ પુસ્તક તૈયાર કરતી વેળા મને ઉપસ્થિત થયેલા પ્રશ્નોના ઉત્તર આગમોના વિશિષ્ટ અભ્યાસીઓ–તજ્જ્ઞો પાસેથી મેળવવા સુગમ થઇ પડે તે માટે એ અહીં હું આપું છું:

પૃ. ૯, પં. ૧૬. બૌદ્ધોએ પોતાના ગ્રન્થ માટે ઉવંગ ( ઉપાંગ ) જેવી સંજ્ઞા વાપરી છે ?

પૃ. ૧૦, પં. ૧૪. શું પ્રજ્ઞાપના અને મહાપ્રજ્ઞાપના એક જ છે ?

પૃ. ૧૦, પં. ૨૧. વિક્રમની બારમી સદી પહેલાના કોઈ પણ ગ્રન્થમાં બાર ઉવંગો એવો ઉલ્લેખ કે એ રીતે એનાં બાર નામો ગણાવાયાં છે ?

પૃ. ૧૧, પં. ૩–૪. સૂરપણ્ણત્તિની ટીકામાં એ અમુક આગમનું ઉવંગ છે એવી વાત આવે છે ખરી ?

પૃ. ૧૧, પં. ૬–૭. કોઈ વૈદિક કે બૌદ્ધ શાસ્ત્ર માટે છેયસુત્ત ( છેદસુત્ત ) સંજ્ઞા વપરાઇ છે અને હોય તો કયાં ?

પૃ. ૧૧, પં. ૧૧–૧૩. 'છેયસુત્ત' સંજ્ઞા કેટલી પ્રાચીન છે ? એનું લક્ષણ કેટલું પ્રાચીન મળે છે ? અને એ શું છે ?

પૃ. ૧૧, પં. ૨૨–૨૩. છેયસુત્તની સંખ્યા દર્શાવનારો પ્રાચીનમાં પ્રાચીન ઉલ્લેખ શો છે ?

પૃ. ૧૨, પં. ૪–૫ મૂલસુત્ત જેવી સંજ્ઞા કોઈ વૈદિક કે બૌદ્ધ શાસ્ત્ર માટે વપરાઇ છે ?

પૃ. ૧૨, પં. ૧૨. મૂલસુત્તની સંખ્યા દર્શાવનારો પ્રાચીનમાં પ્રાચીન ઉલ્લેખ શો છે ?

પૃ. ૧૨, પં. ૧૫. મૂલસુત્તનું પ્રાચીનમાં પ્રાચીન લક્ષણ શું છે ?

પૃ. ૧૩, પં. ૧૭. જૈનધર્મવરસ્તોત્ર ( શ્લો. ૩૦ )ની સ્વોપજ્ઞ વૃત્તિમાં મહા-પચ્ચક્ખાણનો નિર્દેશ છે ?

પૃ. ૧૪, પં. ૨૪–૨૫. નંદી ને અણુઓગદ્દાર માટે 'ચૂલિયાસુત્ત' સંજ્ઞા પ્રથમ કોણે કઈ કૃતિમાં વાપરી છે ?

પૃ. ૧૬, પં. ૧૩–૧૪. આયાર ઉપર દીપિકા રચનારા હેમવિમલસૂરિ તે કોણ ?

પૃ. ૨૦, પં. ૨૬–૨૭. કમ્મવિવાગ( ગા. ૬ )ની સ્વોપજ્ઞ વૃત્તિ( પૃ. ૧૭-૮ )માંનાં નવ અવતરણરૂપ પદ્યો કઇ કૃતિમાંનાં છે ?

પૃ. ૨૧, પં. ૪. સેનપ્રશ્ન ( પત્ર ૮૦ આ )માં નિર્દેશાયેલી પ્રાકૃત-સિદ્ધાન્તસ્તવ નામની કૃતિ કોઇ સ્થળેથી પ્રસિદ્ધ થઇ છે ? અને હોય તો કયાંથી ?

પૃ. ૩૩, પં. ૬. આયારનિજ્જુત્તિમાં પાંચમા ને છઠ્ઠા અજ્ઝયણના ઉદ્દેસઅની જે સંખ્યા ગણાવાઇ છે તે કેવી રીતે સંગત ગણાય ?

પૃ. ૩૪, પં. ૯. આચારનિર્જ્જુત્તિની इक्कारसतितिथी શરૂ થતી ગાથાના ઉત્તરાર્ધ-
નો શો અર્થ છે?
પૃ. ૩૫, પં. ૧. આચારમાં ' વેઢ ' છન્દમાં કશું લખાણ છે?
પૃ. ૪૦, પં. ૨૧-૨૨. આચારનિર્જ્જુત્તિ( ગા. ૨૮૭ )ગત ' થેરેહિં 'થી શું
સમજવાનું છે? શું એ માનાર્થે બહુવચન છે?
પૃ. ૪૦, ટિપ્પણ. આચારચુણ્ણિના કર્તા નંદીચુણ્ણિના કર્તાથી ભિન્ન ખરા કે નહિ?
પૃ. ૪૧, પં. ૯. પરિશિષ્ટપર્વ ( સ. ૯, શ્લો. ૯૮ )માં ' વિચિત્રચર્યા ' છપા-
યેલ છે તે બરાબર છે?
પૃ. ૪૨, પં. ૧. સીમન્ધરસ્વામી તરફથી વિમુક્તિ (વિમુત્તિ) અને ભાવના (ભાવણા)
ભેટ મળ્યાનું જે પરિશિષ્ટપર્વમાં કહ્યું છે તે માટે શો આધાર છે?
પૃ. ૫૨, પં. ૧૯. આચાર ઉપર કોઇ ભાસ છે?
પૃ. ૫૨, પં. ૨૦. આચારચુણ્ણિના કર્તા કોણ?
પૃ. ૫૩, પં. ૭-૧૧. આચાર ઉપરનું ગન્ધહસ્તીનું વિવરણ કઈ ભાષામાં હતું?
એમાંથી કોઇ કૃતિમાં અવતરણ અપાયું છે? અને હોય તો તે કૃતિ
કઇ? ગન્ધહસ્તી તે કોણ? તત્ત્વાર્થસૂત્રના ટીકાકાર કે અન્ય કોઇ?
પૃ. ૫૪, પં. ૨૫. આચાર ઉપર લક્ષ્મીકલ્લોલે અવચૂર્ણિ કઈ સાલમાં રચી છે?
પૃ. ૫૬, પં. ૫. આચારનો પં. બેચરદાસજીએ કરેલો અનુવાદ છપાયો છે? અને
હોય તો ક્યાં?
પૃ. ૫૭, પં. ૧૬. સૂયગડના બીજા સુયક્ખંધનું કોઈ વિશિષ્ટ નામ છે? અને
હોય તો તે શું છે?
પૃ. ૭૩, પં. ૨૩. સૂયગડ ( સુય. ૧, અ. ૮, ગા. ૧૮ )ની ટીકામાં उड्ढमहे-
વાળું પદ્ય ટીકામાં છે એમ શીલાંકસૂરિ કહે છે તો એ કઇ ટીકામાં છે?
પૃ. ૭૭, પં. ૨. ઠાણના ઉપર કોઇ નિજ્જુત્તિ, ભાસ કે ચુણ્ણિ રચાયેલ છે?
પૃ. ૭૭, પં. ૮. ઠાણ ઉપર અભયદેવસૂરિકૃત ટીકા કરતાં કોઇ પ્રાચીન ટીકા છે?
પૃ. ૭૯, પં. ૬-૭. સમવાય ઉપર કોઈ નિજ્જુત્તિ, ભાસ કે ચુણ્ણિ છે?
પૃ. ૭૯, પં. ૭-૮. સમવાય ઉપર અભયદેવસૂરિકૃત ટીકા કરતાં કોઈ પ્રાચીન ટીકા છે?
પૃ. ૮૩, પં. ૧૮-૧૯. વિયાહ૰ ઉપર નિજ્જુત્તિ કે ભાસ છે?
પૃ. ૮૪, પં. ૭. વિયાહ૰ની અભયદેવસૂરિકૃત ટીકામાં જે ચુણ્ણિનો ઉલ્લેખ છે
તે કઇ?
પૃ. ૧૧૯, પં. ૨૪. પણ્ણવણા સિવાયનાં ઉવંગોના કર્તાનાં નામ મળે છે ખરાં?
પૃ. ૧૨૬, પં. ૫. ઉત્તર૰માં નિર્દેશાયલા કેશી તે જ રાય૰ગત કેશી ખરા?

પૃ. ૧૨૭, પં. ૩. જીવાભિગમના વીસ વિભાગ હોવાનો કઇ જૈન કૃતિમાં ઉલ્લેખ છે ?
પૃ. ૧૨૭, પં. ૮. જીવા૦ની ત્રીજી પડિવત્તિમાં દ્વીપો અને સમુદ્રો અંગે જે હકીકત છે તે શું પ્રક્ષિપ્ત છે ?
પૃ. ૧૨૮, પં. ૫. જીવા૦ના મલયગિરીય વિવરણમાં જે મૂલ ટીકાનો ઉલ્લેખ છે તે ટીકા કઇ ?
પૃ. ૧૨૮, પં. ૯. જીવા૦ ઉપર શું દેવસૂરિની લઘુવૃત્તિ છે ?
પૃ. ૧૩૦, પં. ૧૮. અમુક કૃતિને અમુક અંગનું ઉવંગ ગણવા માટેનાં સબળ કારણો કયાં ?
પૃ. ૧૩૬, પં. ૨૪. નિરયાવલિયાનું બીજું નામ કપ્પિયા છે એમ કહેવા માટે શો આધાર છે ?
પૃ. ૧૩૬, પં. ૨૫. જંબુદ્દીવપણ્ણત્તિ( ૧. ૧ )માં જે કપ્પિયાનો ઉલ્લેખ છે તે કયો ગ્રન્થ છે?
પૃ. ૧૩૯, પં. ૨૨. સ્થાન અને શય્યાનો વિશેષ અર્થ શો છે ?
પૃ. ૧૩૯, પં. ૨૪. કપ્પવડિંસિયામાં વિયાહ૦નો અતિદેશ અથવા વિયાહ૦માં એનો એમ કેમ નહિ ?
પૃ. ૧૪૧, પં. ૨૨. સૂર્યાભદેવના અધિકારમાં ‘ પુષ્ફય ’ વિમાનનુ નામ છે?
પૃ. ૧૪૧, પં. ૨૬. દ્વિગિંદલઅ એટલે શું ?
પૃ. ૧૪૧, પં. ૨૭. ‘ છિજ્જ ’ એટલે શું ?
પૃ. ૧૪૨, પં. ૨૬. કાલીના ગુરુરૂપ પુષ્પચૂલાથી દસ દેવીના પૂર્વ ભવના ગુરુરૂપ પુષ્પચૂલા ભિન્ન કે અભિન્ન છે ?
પૃ. ૧૪૪, પં. ૩. છેયસુત્તની સંખ્યાનો નિર્દેશ જિનપ્રભસૂરિના સિદ્ધંતથવ કરતાં કોઇ પ્રાચીન કૃતિમાં છે ?
પૃ. ૧૪૫, છેલ્લી. નિસીહ ઉપર જિનદાસગણિની પૂર્વે કોઈએ ચુણ્ણિ રચી હોય એમ લાગે છે તો શું તે મળે છે ?
પૃ. ૧૫૪, પં. ૧૨. આવસ્સયને છેયસુત્ત ગણવું વ્યાજબી છે ?
પૃ. ૧૫૪, પં. ૨૦. આવસ્સયમાં અસલ સુત્ત કેટલાં એનો ઉત્તર પ્રાચીનમાં પ્રાચીન કઈ કૃતિમાં છે ?
પૃ. ૧૫૫, પં. ૫. પુક્ખરવરદીવડ્ઢે ને સિદ્ધાણં બુદ્ધાણં એ સુત્ત કેટલાં પ્રાચીન છે ? એ આવસ્સયનાં સુત્તરૂપ છે ? એનાં ઉપર નિજ્જુત્તિ કેમ નથી ? નિજ્જુત્તિ વિનાનાં બીજાં કયાં સુત્ત છે ?
પૃ. ૧૬૭, ટિ. ૧. દસવેયાલિયનિજ્જુત્તિ( ગા. ૮૨ )માં નિર્દેશાયેલા ગોવિન્દ તે

જ નંદીની પટ્ટાવલીમાં નાગાર્જુનના શિષ્ય તરીકે ઓળખાવાયેલા ગોવિન્દ છે ?

પૃ. ૧૬૯, પં. ૧૮. પિંડનિજ્જુત્તિ ઉપરની હારિભદ્રીય વૃત્તિ મળે છે ?

પૃ. ૧૭૧, પં. ૧૮; પૃ. ૧૭૩, પં. ૧૨. ચઉસરણ, ભત્તપરિણ્ણા ઈત્યાદિ પઇણ્ણગ જે વીરભદ્રની કૃતિ ગણાય છે એ આગમ ક્યારથી અને શાથી ગણાયાં ? એમાંનાં અમુક જ પઇણ્ણગ શ્રાવકો ભણી શકે એમ જે કહેવાય છે તેનું શું કારણ ?

પૃ. ૧૭૫, પં. છેલ્લી. વાનરગણિ તે જ વિજયવિમલ છે ?

પૃ. ૧૮૧, પં. ૨, ૪. નાગસુહુમ, ભાગવ અને પુસ્સદેવયનું વાસ્તવિક સ્વરૂપ શું છે અને એ ક્યાં દર્શાવાયું છે ?

પૃ. ૧૮૧, પં. ૨–૩. શ્રીભગવતીસાર( પૃ. ૩૨૬ )માં ઘોડગમુહ, કપ્પાસિઅ અને કણગસત્તરિને અશ્વશાસ્ત્ર, કપાસશાસ્ત્ર અને સુવર્ણશાસ્ત્ર કહ્યાં છે, તો તે શું વિચારણીય નથી ?

પૃ. ૧૮૩, ટિ. ૧. વેસિય તે કયો ગ્રન્થ છે ?

પૃ. ૧૮૬, પં. ૨. અંગચૂલિયાથી કઇ કૃતિ સમજવી ?

પૃ. ૧૮૮, પં. ૨–૪. જે ઇસિભાસિય ઉપર ભદ્રબાહુસ્વામીએ નિજ્જુત્તિ રચી છે તે જ આ મુદ્રિત કૃતિ છે ?

પૃ. ૧૯૦, પં. ૨૨–૩. શું રાશિના જ્ઞાન વિના સંહિતા–વિષયનું પ્રતિપાદન સંભવે ?

પૃ. ૧૯૧, પં. ૪–૭. ઉપલબ્ધ જોણિપાહુડ તે એ નામની વૈદ્યક અને જ્યોતિષ-શાસ્ત્રની કૃતિથી ભિન્ન છે ?

પૃ. ૧૯૮, પં. ૧૦–૧૨. વિ. સં. ૧૪૧૨માં તાડપત્ર પર લખાયેલી સિદ્ધપ્રાભૃત-વૃત્તિ તે કઇ ?

પૃ. ૧૯૮, પં. ૨૨. આજે જે ચંદપણ્ણત્તિ મળે છે તેને પ્રાચીન આગમ માનવામાં શી હરકત છે ?

પૃ. ૨૦૦, પં. ૬–૭. દીવસમુદ્દોવવત્તિ તે જ શું દીવસાગરપણ્ણત્તિ છે ?

પૃ. ૨૦૦, પં. ૧૨–૧૩. બંધદસાગત ભાવણ અને વિમુત્તિ આયારનાં અજ્ઝયણથી ભિન્ન છે ?

પૃ. ૨૦૦, પં. ૨૩. પણ્હાવાગરણદસાગત ઇસિભાસિય તે કયું ?

પૃ. ૨૦૦, ટિ. ૧. દસ નામ કઇ રીતે ગણાવવાં ?

પૃ. ૨૧૦, પં. ૨૦. 'સિત્તરિ'નો ઉલ્લેખ 'સયગ'ને બદલે તો નથી થયો ?

પૃ. ૨૧૧, પં. ૧૫–૧૬. કેટલાં વત્થુઓનાં નામ મળે છે અને તે શાં છે ?

પૃ. ૨૧૧, પં. ૨૧–૨૨. પાહુડિયા એ શું પાહુડ કરતાં પણ નાના વિભાગનું નામ છે ?

પૃ. ૨૧૬, પં. ૧૮. ભગવતી–આરાધનાનો આધાર તદ્વિષયક મૂલસૂત્ર છે તેમાં 'મૂલ' તે શું?

પૃ. ૨૧૮, પં. ૨૪. દિટ્ઠિવાયના પાંચ ભેદોના ક્રમ બે રીતે કેમ ગણાવાયા છે?

પૃ. ૨૧૯, પં. ૧૪. ચૂલિયા પુવ્વમાં અન્તર્ગત છે? જો એમ હોય તો પછી એનો સ્વતન્ત્ર વિભાગ કેમ?

---

# અશુદ્ધિનું શોધન

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૨૨ | આનાથી | સિદ્ધતથવથી |
| ૧૮ | ટિ. ૧ | તરફથી | ઈ. સ. ૧૯૨૮માં ને ૧૯૩૨માં |
| ૩૫ | ૪ | एकाथर्प्रति० | एकार्थप्रति० |
| ૩૫ | ટિ. ૧ | ( પૃ. ૪૫૧ ) | ( Vol. II, પૃ. ૪૫૧ ) |
| ૪૭ | ઉપાન્ત્ય | પાણીનો પણ | પાણીનો પણ અને તે પણ છ માસ સુધી |
| ૫૭ | ઉપાન્ત્ય | પ્ર.માં પ્રસિદ્ધ થનાર | પ્ર. (વ. ૬૪, અં. ૨–૩)માં પ્રસિદ્ધ થયેલો |
| ૮૯ | અન્ત્ય | સંજ્ઞાત્વ | ૦ |
| ૯૨ | ૧૫–૬ | પંથક સિવાય... ગયા. | પન્થકને એમનું વૈયાવૃત્ત્ય કરવાનું કામ ભળાવી પન્થક સિવાયના બીજા બધા શિષ્યો વિહાર કરી ગયા. |
| ૧૪૪ | ટિ. ૧ | ઉદ્ધાત...અનુદ્ધાત | ઉદ્ધા(દ્ઘા)ત...અનુદ્ધા(દ્ઘા)ત |
| ૧૪૭ | ૨૨–૩ | કમલપ્રભ...'સાવદ્યાચાર્ય' | કમલપ્રભ ન પતિત થતાં એમનું ચૈત્યવાસીઓ તરફથી 'સાવદ્યાચાર્ય' |
| ૧૫૫ | ૪–૫ | એમણે કોઇ...કર્યાં છે | એણણે નિજ્જુત્તિરૂપ કોઈ સ્પષ્ટીકરણ ન આપતાં ઉદ્ધૃત કર્યાં છે |
| ૧૭૨ | અન્ત્ય | (સ.૧૩,ઉ.૭,સુ.૪૯૬)માં | ૦ |
| ૧૭૫ | ૩ | ૫૮૬ | ૧૩૯ |
| ૧૭૭ | ૧ | દેવિંદત્વ | દેવિંદત્થય |
| ૧૭૯ | ૨૦ | એ ઇ. સ. | એની એક હાથપોથી ઇ. સ. |
| ૧૮૦ | ૨૪ | ( પત્ર ૧૩૨ ) | ( ગા. ૩૨૬, ભા. ૩, પત્ર ૧૩૨ આ |
| ૨૨૧ | ઉપાન્ત્ય | ૨૫૧? | ૨૫૧૧ |
| ૨૨૪ | ૧૫ | પિંડનિજ્જુત્તિ | પિંડનિજ્જુત્તિ |
| ૨૨૪ | ૨૪ | પત્ર ભા. ૩, | ભા. ૩, પત્ર |